## મને છોડો ☐ જગદીશ જોષી

હવાલા, હેવાલો, હરફર બધી સભ્ય-પદની
સભાઓ ચ્હેરાઓ, ખડખડ થતી તાળી મદની,
અને સિદ્ધાંતોની અદલીબદલી: વંધ્ય શમણાં;
કુટુમ્બે કાંતેલી સકળ કથની: નેહ-ભ્રમણા.
સહી છે કે કે મેં વમળવનમાં અંધ ઘૂમરી:
વછોડેલા સંગો, અઢળક પ્રસંગો–ની ઠમરી
સગાંઓ, મિત્રો કે જનમનતણી કે ગમ નથી:
મને છોડો છોડો નિયતિકૃત આ નિત્યક્રમથી.

હવે હું પંપાળું પવનતુરગો કેરી પીઠને,
અને લીલાં વૃક્ષો, સરવરતણી આર્દ્ર મીટને.
અહીં આંખો સામે શિખર, નભ ને મુક્ત વિહગ:
હવે હું મારાથી પળપળ થઈ જાઉં અલગ.
ત્યજીને વ્યક્તિનાં, વળી અહમ્‌નાં, આક્રમણને
વધાવું મૂગેરાં અભરસભરાં સંક્રમણને;

☐ વિનોદ જોશી

મને બેઠાં બેઠાં કશુંક શું ય એવું થયું જ, કે
ક્ષણાર્ધે અંકાયું રગ રગ મહીં – કે તૂટી પડયા
ઝળુંબેલા મેઘો શત શત થી ધારા થકી, પીએ
ધરા ખોબો માંડી ઘટકઘટ – શા ઈન્દ્રધનુઓ!
શ્વસાઈ ઊંડે કો' પરિચિત સ્મૃતિ મસૃણ, કશું
રુંવાઓમાં આછું ફરફર્યું હવા જેમ, ક્ષિતિજો
થકી હિલ્લોળાયો તરબતર વાયુ પ્રીતભીનો
ધરાને સંભોગી! ખળભળી ગયું કૈં અતલમાં…
ઋજુ અંગુલિઓ થકી ચીતરી ભીંતે મયૂર – શી
સ્વર્ગે ટ્હૌકી એવી વીજ, હલબલ્યો હું; ઘર અને
ઝબોળાયું આખું ફળી મહીં! ખીલ્યા લાભ શુભના
ફૂલો દ્વારે, આપી ઈજન નભ નેવે તગતગ્યું
ભીનું છમ્! લંબાવું કર ઉભય…
–આલિંગી સ્મરણો
ભરી ખાલીપો શા હૃદય થકી શ્વાસો ધસમસે…!

### લીલા આ અંધ નિર્ઘૃણા ☐ સુંદરજી બેટાઈ

વિચિત્રવિદ્ધ જગ આ કારમું ને અ-કારમું
નિર્મ્યું કોણે અરે શાને? આપણે જ નિરર્થવા!
ચોમેર કંટકી ઊઠ્યાં હાથલાં વન થોરનાં,
રોપ્યાં ખૂંપ્યાં સદા જેમાં કૂટતાં કચ્ચરો થતાં!
તરસ્વી કચ્ચરો તીક્ષ્ણ ઊડતી દિશ સર્વમાં
વિસ્ફોટક વિષજ્વાલે વિસ્ફૂટે રક્તઝાળમાં!
ઝાળજીવિતમાં શાને સર્વને આમ તાવવાં!
પ્રજાળી કેમ ના નાખે, રુદ્ર, સર્વ ક્ષણાર્ધમાં!

જાહ્નવી-યમુના ક્યાંક, ક્યાંક તીર્થ પ્રયાગનાં,
વહેતાં શીતળી ધારે, અનિલે શૈત્ય લ્હેરતાં
કદી કદી છતાં ભાસે વ્હેતાં ચંડપ્રવાહમાં
હજારો વર્ષથી વ્હેતી કોઈ વૈતરણી તણા!

અશિવંકર આ તે શું શિવસર્જક યન્ત્રણા?
વિશ્વદીપક, હો ભદ્ર! લીલા આ અંધ નિર્ઘૃણા!

## બે સૉનેટ □ જયન્ત પાઠક

૧.

પ્રિય લો, મેં તમારાથી વાળી લીધું મન –
હવે તો નિરાંત? નહિ વિરહ, મિલન;
સંબંધના સૂતરને સ્થળે સ્થળે ગાંઠ,
ફગાવી જ દીધો દોર, ફગાવ્યું વસન
રંગરંગી, પ્હેરી લીધું ચીવર, નિઃસંગ;
ગલી ભણી નહીં, હવે ઊલટો જ પંથ!

પાછું વળી જોવાનું ના તમારે કે મારે,
વાતનો સરસ, કેવો આવી ગયો અંત!
એકમેકને અજાણ એમ ધારે ધારે
ફરવું સંભાળી, મળવું ન મઝધારે;
રખે પેલો પ્રેમ પાછો આવી છાનોમાનો
બાંધી લિયે આપણને પાકા કોઈ તારે.

વરસી વરસી પ્રિય વેરાયું વાદળ,
રહ્યુંસહ્યુ છતમાંથી હવે ગળે જળ.

૨.

જલની તે બીજી કઈ હોય સ્થિતિ - ગતિ!
ગરી જવું, ઢળી જવું, સુકાવું રૂંધાઈ
તડકાથી ડરી, જવું ભીતરે સંતાઈ
ફૂટવું તો બીજા રૂપે: તૃણ - વનસ્પતિ.

હવે પ્રિય પાણી મિષે પ્રેમની તે વાત
કરી કરી શાને વ્હોરી લેવો રે સંતાપ!
ગળી ગયું, ઢળી ગયું ગયું જે સુકાઈ
તેની પછવાડે હવે હરણશા ધાઈ
પામવાનું કશું! હવે રણ ને ચરણ –
એ સિવાય મિથ્યા અન્ય સઘળું સ્મરણ.
ખરી જાય તારો અને ઝબકી ગગન
જોઈ લિયે જરા – પછી મીંચી લે નયન.

એમ અમે વાળી લીધું તમારાથી મન
આંખથી વિખૂટું જેમ એક આંસવન,

## એક અપભ્રંશ સોનેટ □ સુમરણરત્તડી*

□ જયેન્દ્ર શેખડીવાલા

કેણુસ્સુ છાયા સરિકિખ રયણિ ફુટ્ટઈ–
અકિખહિઁ તરિસહે સુઈણસ્સુ નઈ જિવ
(હોન્ત વિહાણઉં તો વિ) તુહું મુદ્ધ નેહુ
વહઈ છઈ માહરા વિસાઉ-અંસૂસાસે.

તુહુઁ અકિખહુઁ મઉરપિચ્છ અચ્ચરિજ્જુ અજ્જઈ
ફૂરઈ કપ્પૂરુહુઁ પાયઝુણિ હોન્તઉ અંગણિ,
તો વિ બપ્પીહે અકિખહિઁ પડિબિમ્બિઅઆ હઉં
અપ્ફલઈ પડિયાઉ ભન્ત કોટ્ટરુહિ.

સુમરણ પંખિહુ ઝુણિ પિધ્ધઈ પચ્છઈ
તઉ સદ્દુ પાડઈ ગેરિઉ મેહગયણિ...
કલ્લુ અમ્બોડઈ ફુલ્લુ ગુમ્ફઈ, આઅરિસઉ
દેકખઈ, તહું વમ્મહું માહરઉં મુહું, નિવારઈ...

તુહુઁ મિલઈ, સિપ્પહુઁ અકિખ સરિકખો
મુઅઈ મચ્છલઈ પડિચ્છાયઉ નવરિ!

આ કૃતિ વિશે કેટલું અવહિત્થ કથન:
* તેનો ગુજરાતી અનુવાદ આ પ્રમાણે છે:

### સ્મરણરાત્રિ

ફીણની છાયાઓ સરખી રાત ફૂટી ગઈ:
આંખમાં તરસનાં સપનાંની નદીની જેમ
(પરોઢ પૂગ્યું તો ય) તારો મુગ્ધ સ્નેહ
વહી જાય છે મારા વિષાદી અશ્રુશ્વાસમાં
તારી આંખોનું મોરપીંછ અચરજ હજી ય
ફરે છે કપૂરી પગરવ થઈને આંગણે
તો ય ચાતકની આંખમાં પ્રતિબિમ્બિત હું
અફળાઉં છું પડઘાનાં ભ્રાન્ત કોતરોમાં
સ્મરણનાં પંખીઓનો અવાજ પીધા પછી
તું સાદ પાડશે ગેરુરંગી મેઘામ્બરને...
કાલે અંબોડે ફૂલ ગૂંથતાં, અરીસો
જોઈ તું મારો ચહેરો યાદ કરીશ ત્યારે...
તને મળી આવશે, છીપલાની આંખ શો
મૃત માછલીનો પડછાયો માત્ર જ!

## થાય છે □ વિપિન પરીખ

'મુન્નાને નિશાળમાં મૂકવાનો સમય પાકી ગયો છે' – લોકો કહે છે.
એની પા-પા પગલી બહારના વિશ્વ સાથે હાથ મેળવે એનો સમય થઈ ગયો છે.
રસ્તા પર ઊભરાતી અસંખ્ય મોટરો, બસો, સાઈકલોથી બચાવી બચાવી
કોણ એને નિશાળને ઊંબરે મૂકશે –ફૂલની જેમ?

કોણ એના ભેરુ હશે વર્ગમાં? કોઈ તોફાની, જિદ્દી, મશ્કરા: એને હેરાન તો નહીં કરે ને?
મારો મુન્નો ખૂબ શાંત છે. સામો હાથ પણ નહીં ઉપાડે!
કેવી હશે એની 'ટીચર?' પ્રેમથી નીતરતી એની આંખો હશે
કે પછી 'ચુપ બેસો' કહેતી સોટી લઈને ઊભી રહેશે બે કડક આંખો?

થાય છે: મારા નાનકડા ઘરમાં જ એક બાળમંદિર સજાઉં.
બાળકોને હસતાંરમતાં ગીત ગાતાં કરું?
અથવા મુન્નાની જોડે રોજ હું જ એની શાળામાં જઈને બેસું, ને જોઉં
પણ, એના પપ્પા હસી પડે છે, કહે છે: 'તું ગાંડી છે,–

દરેક માએ ક્યારેક તો દીકરાને પોતાથી વિખૂટો કરવો જ પડે છે.
સવાલ માત્ર સમયનો છે!'

## કેવળ કલ્પનાથી □ ભગવતીકુમાર શર્મા

હંગામ – જાઝ, ડ્રમ, ઑર્ગન, રૉક, બૉન્ગો
ખાલી, શમા તરલ, ઝુમ્મર, ગાલીચાઓ,
'એક્સક્યૂઝ મી', લય, ઘુમાવ, ઊડંત ઝુલ્ફાં,
પરફ્યુમ્સ, સ્ટેપ્સ – ઘુઘવે જલધિજુવાળ;
હું ફીણ ફીણ થઈ ને વિખરાઉં; સ્પર્શે –
સાંનિધ્યથી પીગળી પીગળી જાઉં પૂર્ણ.

છેદાઉં ત્યાં સકલ દૃશ્ય તણી ત્વચાથી –
સ્પર્શે નહીં જલઝકોર – કડાક કોરો;
અંજવાસ ક્ષીણ, લય મંદ, સુગંધ ક્ષુબ્ધ,
આવેગ મ્લાન, સૂર સ્તબ્ધ, અગાધ શૂન્ય
ચોપાસ ભીડ વિખરાય, જુવાળ તૂટે
ક્યાંઈ રેત પરથી પગલી ય લુપ્ત ...

તું પાસ તોય ભટકું અવ રિક્તતામાં,
તારા વિયોગ તણી કેવળ કલ્પનાથી!

## બારીમાંથી □ દેવેન્દ્ર દવે

બસ  અવ ગયો થાકોડો કૈં – હવે હળુ નેજણું.
પથ સહુ દિશે ભીનાં જાણે જડાયલ દર્પણ !
ત્વરિત ઊઘડ્યાં આકાશેથી ઝરે તડકો મૃદુ
સ્વજન સરખાં પંખીડાંને ધર્યાં ચાગ્ર બે કણ.
રમઝટભર્યાં ગીતો કંઠે, હુલાસિત વાયરે
ઝલમલ તૃણો ડોલે – ઝોલે ચડ્યાં વડલીમરાં !

હું ય નીરખતો બારીમાંથી ભીનાશનું કૌતુક :
(ફરશ પર ભીની માટીની સુગંધ ક્યાંયી જડે ?
અહીં ન ફરકે ઘેલી ઘેલી હવા બની ઠાવકી
ટપક ટપકે ના ફોરાં હ્યાં. અવાચક ભીંતમાં.
અહીં કશું મને ફાવ્યું. હાવાં સલામત જીવનું
નિજ હદ કરી સંકોરીને આષાઢની ધારથી.)
હળુ લસરતાં કાચે ટીપાં – દગે કશી ઝાંખપ.
વધતી વયશી ! ટીપે ટીપે જતો તરડાઈ હું !

## કાગળ સાવ કોરો ☐ હરીન્દ્ર દવે

તું ત્યાં અને હું અહીં ને બધાં બધે
કશી કમી ના લવલેશ ક્યાંય;
લૂ દઝવતી, શીતળ સાંજ થાય
આ રાત-દહાડો સમયે ઘટે વધે.

ચાવી દઈ ચાલતી સૃષ્ટિ જેમ
રસ્તો સરે, ને અટકે જરા પગ:
સુણી રહે કર્ણ, નિહાળતા દગ
નિસર્ગ માંહે બધું હેમખેમ.

છે હાથમાં લેખણ, શબ્દ હોઠે
ને મેજ પે કાગળ સાવ કોરો:
થોડો અજંપો પણ છે કથોરો
ને અંગુલિને નવ ક્યાંય ગોઠે.

ટંટા ન કોઈ અવ કો ફિસાદ
વિના વિરોધે વધતો વિષાદ.

## જાતકકથા ☐ જયંત પાઠક

અહો એ અંગોના નિબિડ ઝૂલતા જંગલ મહીં
ઘૂમ્યો, કેવા કેવા જનમ ભવમાં એક જ ઘડી!
સરે છાતીના જે સુભગસ્ફુટ બે સોનકમલો
હું બંધાયો એમાં સમયનું ભૂલી ભાન ભમરો!

અહો એ બેકાંઠે સઘનવન વચ્ચેથી વહતી
નદીને પીધી મેં લપ લપ જીભે વાઘની, અને
મદીલા હાથીને રૂપ ભીની ભીની ભેખડ ખણી;
ધરે ઊંડા પેઠો મકર થઈ ડ્હોળંત જલને!

તમારા અંગોના સુખશીતલ એ ચંદનવને
વીંટાયો હું તાપે વિકલ, તરુને, સાપ થઈને;
ફર્યો છું સુંવાળો પવન બની રોમાંચ બીડમાં
ગયો છું ને સાંજે વિહગ થઈ હું ફાળ નીડમાં.

બધા આનંદોની પરિણતિ-હવે વ્યાપક વ્યથા;
જુદી સંબુદ્ધોથી મુજ જનમની જાતકકથા



હિમયોગ ☐ વિંદા કરંદીકર ☐ જયા મહેતા

૧.

પોતાની જ ત્વચાનું તામ્રપટ લઈને તે યાત્રાળુઓ પ્રગટયા કિનારા પર
ત્યારે સૂર્ય ગયો વાદળ પછવાડે, પેલિકન પક્ષીઓએ સંભાળીને પકડયાં
પોતાનાં પાનીઢંક શુભ્ર વસ્ત્ર. અનામી વૃક્ષોએ પૂછ્યા પ્રશ્નો પરસ્પરને
નિષ્પર્ણતાથી, ફક્ત બહાદુર બરફને જ ઉકલ્યો હતો મામલો !
કારણકે તેણે જ ભોગવ્યો હતો મહેમાનોના તળિયાનો બળબળતો સ્પર્શ,
રેખાનું ભાગ્ય. તે યાત્રાળુઓ પ્રગટયા કિનારે, ત્યારે ઓટનો
સમય થયો હોવા છતાં થોડી વાર અટકયાં ભરતીનાં પાણી (યાત્રાળુઓ સમજ્યા)
રહીસહી સ્મૃતિનો એક નિકેલ તેમણે મૂકયો ભરતીના હાથ પર, દરિયાને 'ટિપ' આપવા માટે.

પછી ધીરે ધીરે તેઓ લાગ્યા આગળની પ્રવૃત્તિએ, કર્મઠ, કૃતનિશ્ચયી.
એક ભળી ગયો પેલિકન પક્ષીઓમાં પાંખ-ફૂટવા માટે; જમીનમાં અંકુરિત થવા માટે
બીજો થયો વૃક્ષોમાં સામેલ; ત્રીજાએ ચીસ પાડી પયગંબર સમજીને ,
'ફાટેલા સઢની થાય છે લંગોટીઓ, તેમ જ ધજાઓ, પણ : ' પાંચમાએ મારી

છઠ્ઠીના વાળમાંથી સોળસો વીસ જૂ. ફક્ત જબરદસ્તોએ પ્રવૃત્તિ પહેલાં
ભેગી કરી કાઠીઓ, પેટાવ્યો ચૂલો, જેમાંથી ઊગ્યા પરંતપ સૂર્ય.

૨.

આ નિષ્પુર્ણ વૃક્ષની છાયા જો પડે મારા શરીર પર
તો શરીરને ફૂટે પાન ફક્ત ફણસનાં, એની નહોતી મને કલ્પના:
નહોતી કલ્પના કરવતિયો પવન બેસશે કહેનો મહોરની વાતો;
નહોતી કલ્પના અહીં પાર્થિવને ફળવતું કરશે બરફ, અને અંકુરશે
આ બરફમાં તે હિરણ્યગર્ભ, સનલજની પેલી પારનું.
નહોતી કલ્પના ચાર હજાર માઈલ ઓળંગીને હું છેવટે
પહોંચીશ ફક્ત મારા જ દેશમાં; હશે વહેતી ગંગા જ મિસિસિપીમાં;
હશે તેના જ બે હાથ શલ્દ્વીપને બાથમાં લેતા.

કેટલું મુશ્કેલ પરદેશમાં પહોંચવું, સ્વદેશનો ત્યાગ કર્યા વગર.
જેનેસિઓમાં ફાધર ડૅગ્લીના ઘર સામે એક કૂંડામાં
મને ભાસ્યાં તુળસીવૃન્દાવન, અને રાત્રિના નિર્ભર નૃત્યમાં
મને દેખાઈ અનેક ગોપીઓ કૃષ્ણ સાથે રાસક્રીડા કરતી,
ત્યારે જ ચમકી ગયો! કેટલું મુશ્કેલ છે પરદેશમાં પહોંચવું.
ઊંબરને ફૂટેલી મથુરાની પગદંડી હોય છે અનંત, ઍટલાંટિક ઓળંગીને પણ.

૩.

સ્ટ્રિપશોમાં એક એક ચીંથરાની બને છે દ્રૌપદી, એ જ રીતે ભારેખમ થઈને સપ્ટેમ્બરમાં
ખેરવ્યાં પાન આ વૃક્ષોએ નિર્વસ્ત્ર થતાં, અને હવે ડિસેમ્બરની ડાળી પર
ક્વચિત્ ક્યાંક બચી ગયું એકાદ છેવટનું તૃણુપર્ણ અવધૂતપણાનો ધૂપ પેટાવતું.
હવે બધા જ થયા મૃત્યુંજય; ગુમાવી નિશાનીઓ હરિયાળા નામની;
ચાલ્યા વિરાટ તરફ વૈરાટના રસ્તે, દેખાડતા નાથમુદ્રા: આકાશ વાળતા
ઊલટા ઝાડુથી, બરફસ્પર્શ પવન ફરશીની ધારવાળા વીંઝાવા લાગ્યા.
લાગ્યા હલાવવા જાઝનો લય આદિમ મહાપ્રાણમાં: ૐ ર્‌હૉ, ર્‌હીં ર્‌હૂઁ ...
અહીં નિસર્ગનિ સંન્યાસ લેતાં પણ જોઈએ છે વિધિનો વૈભવ,

આ ભોગભૂમિમાં. માત્ર આ જ બરફના સ્પર્શથી હું આવ્યો ફરી શુદ્ધિમાં.
આજે પહેલી જ વાર કાતિલ ઠંડીમાં પણ મને લાગ્યો કપડાંનો ભાર;
અને તેનો ભાર ઉતાર્યા પછી કપડાં નીચેની મારી ચામડી

મને લાગી કપાસના ગોત્રની. આવ્યું કોઈક સઢ હંકારતું
ધ્રુવની દિશામાંથી; લાગ્યું પોકારવા બરફનાં ફરમાનો; પ્રકાશ્યો 'હાજર' કહીને.
નગ્ન શરીરને બરફ અડતાં પડે છે તણખો નિરાળા અગ્નિનો.

૪.

હિમમાનવની અસ્સલ ઓલાદ, એવાં છોકરાં! એકબીજાની ઉપર
બરફ વર્ષાવતાં, બરફથી રમતાં, બરફમાં આળોટતાં;
બર્ફનેત્ર, બર્ફગાત્ર, બર્ફમત્ત, બર્ફનાં બર્ફમાંથી.

બરર્ફ...બરર્ફ...બરર્ફથી વણસેલાં વૃક્ષોનાં હાડપિંજર 'શૉક'થી સળગેલાં;
ઝંઝા વીંઝાતા અસ્થિનૃત્ય કરતાં, પોતાની શબપેટીમાંથી
બહાર આવીને એ જ શબપેટી પર વિરૂપ નૃત્ય કરતી ભૂતાવળની જેમ.

બરફ. બરફ. બરફ થાકેલી ચર્ચનાં પગથિયાં પર. બરફ નિર્દોષ
ઠંડીથી કુંઠાયેલો. બરફ પાકેલાં ઘરોનાં બોડકાં માથાં પર.
બરફ કોહવાયેલા કાદવકીચડિયા રસ્તા પર. બરપ. બરપ.

ફરી પાછો બરફ. બરફમાં ટપકતાં બે પગલાં કોઈ એકાકી ઉતારગાયેલા જીવનાં,
તે મનની બરફની હકીકત. તે બરફ પરથી સ્કેટિંગ કરતી
એક પરપીડા, ધસમસતી, બરફ બળબળતો; તેનો ઠંડો ડામ જીભ ઉપર.
એક વક્ર હિમયોગ. ગતિના કિનારા પર કાળ થંભાવતો
દ્વૈતને ધમકાવતો, હેન્રી મૂરના 'ન્યૂક્લ્યર એનર્જી'ના ગણપતિ બનાવીને.

૫,

મારા છોકરા, છોકરાના છોકરા, પછી તેના છોકરા, ફરી તે છોકરાના છોકરા,
આમ છોકરામાંથી છોકરાં થતાં થતાં છેવટે એક અટળ દિવસે
પૂરી થશે વંશાવળ જ્યારે મૂળની... તે ક્ષણ આવે છે સામે
આ બરફ પરથી અનંતની દિશાએથી અને પ્રત્યક્ષ દૂર હોવા છતાંયે
તેની પહેલાં જ તેનો પડછાયો આવી પહોંચે છે મારા પગ સુધી.
બોરમાંથી આવતા સર્પની સહજતાથી, દે છે દંશ .
વંશયાત્રાના દશાવતારના દરેક ખેલને; થાય છે અર્થહીન અથર્વ પારાયણો;
નિરાકારની એક આંખ દેખાય છે મંડાયેલી બધાંના અંત પર;

મને દેખાય છે તે તો છે ફક્ત તેમાંનો સફેદ ભાગ બર્ફભંગુર.
જેને હશે દેખાયો નેત્રપટ, નેત્રપટની કીકી, કીકીની આંખ,

આંખ આંખમાંની, આંખ ખખ... ખખ... જેને ... જે ...
મારાં મૂળ, મૂળનાં મૂળ, પછી તેનાં મૂળ, બધાં મૂળનાં મૂળ,
કદાચ તે ક્યાં અંકુરાયાં અને ક્યારે તે એમને પણ હશે અજ્ઞાત.
વંશયાત્રામાં તીર્થક્ષેત્રો જોવા માટે હોય છે વીસા ફક્ત બરફ પાસે.

૬.

ઘરનાં સ્મરણો : બારણાંની કડીનાં વાસ્યા ન વાસ્યાનાં.
નહાવાના સાબુની પરિચિત વાસનાં. ચોરના શ્વાસનાં.
ચડ્ડીની નાડીના છેડા અંદર ગયાનાં. આંબળાથી ગાલ ફુલાવ્યાનાં.
બારી પરના કાગડાનાં; થર્મોમીટર ફૂટ્યાનાં, એક વેળની ગાંઠ છૂટ્યાનાં.

લડવાનાં, પાડોશણની ઉખળમાં રેશનના ચોખા ખાંડ્યાનાં.
બટનો ખોયાંનાં; ખોયાં પછી મળ્યાંનાં; મળ્યાં પછી ફરી ખોયાંનાં.
'બીટા'નાં, 'થીટા નાં, આદુ બાંધ્યાનાં, તૂટેલો કાચ જોડ્યાનાં.
આમચૂરની કઢીનાં, અથાણાના સંભારનાં, ગૌરીનાં, ગણપતિનાં.
આરસા પર પડેલા તેલના ડાઘનાં; રિસાયેલા ગુસ્સાનાં.
'અમે – એટલે – અડચણો'નાં; 'બધા – ઢોંગ'વગેરેનાં, 'પાવડર દેખાય છે કે'ના.

બાટલીમાં ફસાઈ ગયેલું આખું બૂચ કાઢ્યાનાં. હાથ પર પીરસ્યાનાં.
આશાનાં, નિરાશાનાં, પસ્તીમાં ફસાયાનાં. સંડાસ બંધ હોવાનાં.
દાઢો ખોઈ નાખ્યાનાં. બારી પાસે કાઢેલા કાનના મેલનાં.
સ્થિર ઊંડા પાણીના નિયતિના ગલનાં. એકલીના બળનાં.

૭.

તે માણસો બડબડતા ગયા. એકે બીજાનો હાથ દાબ્યો,
અને ત્રીજો ઘોડાની જેમ હણહણ્યો... આ જાંબુડી વૃક્ષ પર
ફૂલ ખીલવાનું શું કારણ, તે હણહણ્યો તેથી, ફાંગી આંખના
દક્ષિણ તરફ વળેલા... પૂરપાટ ગયેલી તે મોટર પાછી આ વાકે
પોલીસની ગાડી ચાલી લપાતી - છૂપાતી, કેમ અટક્યો આ જ ક્ષણે
તે તેનો વિલાપી આલાપ, ... ઉપસ્થિતિનો ઇશારો ... લેક મિશિગન પરથી
સરતી જતી વાદળોની છાયા દેખાઈ ન દેખાઈ ને ગઈ
પાણીમાં ઓગળી, મારાં પગલાં સંભળાય ન સંભળાય ત્યાં જ. કેવું કારસ્તાન છે?

ટાઈપરાઈટર પર તે જ ભૂલ થઈ ત્રીજી વાર અને 'એ'ને
હડસેલીને ત્યાં ઘૂસ્યો એક 'ઓ', વિસ્ફારિત આંખ જેવડો.
શો સવાલ છે આ ઘટનાનો?... કેવું કારસ્તાન છે?
ટાઈપરાઈટર પર તે જ ભૂલ થઈ ત્રીજી વાર અને 'એ'ને
હડસેલીને ત્યાં ઘૂસ્યો એક 'ઓ', વિસ્ફારિત આંખ જેવડો.

લાગે છે તેટલું અર્થહીન નહીં હોય આ પાગલપણું', નહીં હોય, મારી સાથે
તેનો સંબંધ એમ સમજી પોતાની જવાબદારી ટાળીને સ્વતંત્ર થવાનો
શો અર્થ, 'એકોહં' કહેનાર જ જો છેવટે થયો હોય આવો 'બહસ્યામ્'



## નિસીમ ઇઝીકયેલ □ નીતા રામૈયા

પંખીઓથી વીંટળાયેલું, ડુંગર ઉપર, આ કાફે પસાર થતા
વાદળનો માળો બની શકે. શહેરની રોશની જણાવા લાગી છે.
શબ્દોની પ્રતીક્ષા કરીએ છીએ - આપણે;
ઉનાળુ રાતના ઝાકળ જેવો આપણો પ્રેમ બંધાય છે,
પવને તારા ઝુલ્ફાંને વિખેરી નાંખ્યા છે;
દૂર દૂરના દરિયા તરફ આપણે એક થઈને જોઈએ છીએ,
અને ઘૂઘવાટ ને ખારાશ અનુભવીએ છીએ, –
એ આવેશી અનંત રહસ્યમય, – સમુદ્ર.

ટેકરી ઉપર સરતા-તરતા, જાણે કે વાદળ ઉપર,
પ્રેમીઓની જેમ ઉન્મત, અવાક્,
ટોળાંમાં ભળતાં આપણે આપણી જાતને ખોઈએ છીએ
દ્વિધાઓ ભર્યા ભાગ્યથી સહેજ ડરતાં.
આપણે રસ્તા અને આકાશ તરફ ફંફોસતા જોઈએ છીએ,
આ ક્ષણે મરી જવામાં પણ - કંઈક સુખ છે.



મુંબઈ,
તા. ૨૭-૯-૧૯૭૫

આમારા સુરેશભાઈ,

કોઈ પણ વસ્તુની શ્રેષ્ઠતાનો તાત્કાલિક નિર્ણય કરવો એ માત્ર સાહસ જ છે કારણકે એ નિર્ણયમાં પ્રમાણરૂપે તો ચાલુ દેશ-કાળની વિદ્યાનું પરિમિત જ્ઞાન જ છે, જ્યારે દેશકાળની સીમા ઉલ્લંઘીને શાશ્વતતાનાં તત્ત્વો જેને સાંપડ્યાં હોય તે જ આપોઆપ પુરવાર થયેલી શ્રેષ્ઠતા હોઈ શકે. ત્યારે પ્રશ્ન થયો કે શું વર્તમાનમાં માત્ર વ્યક્તિગત અભિપ્રાય કે સ્વભાવની રુચિ જેવાં અપ્રામાણિક ધોરણો વડે જ શ્રેષ્ઠતાનાં દર્શન કરવાનાં? આ પ્રશ્નને લીધે ગીતાનો વિભૂતિ યોગ પહેલી જ વાર સમજાયો;

बृहत्साम तथा साम्नां गायत्री छंदसामहम् ।
मासानां मार्गशीर्षोऽहम् ऋतूनां कुसुमाकरः ।।

અર્થાત્, જે એક વડે તે વર્ગની સમગ્રતાની સંપૂર્ણ અનુભૂતિ થાય તે જ સ્વયં પ્રમાણ છે, તે જ શ્રેષ્ઠ છે. આ ગીત-ગઝલ વિશેષાંકમાં તમે ઠેરવેલી મર્યાદાની કૃતિઓમાં એવી કોઈ સાર્થક કૃતિ શોધવાની બુદ્ધિનો કદાચ મારામાં ઉદય થયો નથી એટલે મારો જે પ્રગટ અધિકાર છે તેને આધારે કૃતિઓનાં ગેયતત્ત્વનું પ્રાધાન્ય નિર્ણય માટે દૃષ્ટિમાં રાખીશ.

જોકે ઉપયોગ પરત્વે કુશલ સંગીતકાર કોઈ પણ કાવ્યનું સરસ સ્વરાંકન કરી શકે છે તેમ છતાં સામાન્ય પ્રયત્નથી ગીતના પોતાના ધ્વનિ વડે આપોઆપ ગેયતા સ્ફુરે એ સંગીતને ઉપકારક છે. ૪૮મા અંકમાં મને આવી ત્રણ કૃતિઓ મળી છે, એક રમેશ પારેખનું ગીત 'પડખામાં જોયું તો ખાલી' બીજું જયંત પાઠકનું ગીત 'વ્હેતાં પાણીને હવે વાળવાની વાત' અને ત્રીજું વેણીભાઈ પુરોહિતનું 'રેતી'. 'પડખામાં જોયું તો ખાલી' એ કૃતિમાં લયની યોજનાનું સુંદર સમપ્રમાણ છે. પહેલી બે પંક્તિઓના લયથી ત્રીજી ચોથી પંક્તિનો લય સરસ રીતે જુદો પડે છે છતાં તાલ એનો એ જ રહે છે. પછીની પંક્તિઓમાં પણ ક્રમવાર એ જ વ્યવસ્થા આખા ગીતમાં છે અને એને લીધે એક લોકગીતનો થડકો એમાં આવી ગયો છે. લોકભોગ્યતા માટે લોકગીતનાં અંગો સંગીતમાં પણ વિશેષ ઉપયોગી થાય છે. જયંત પાઠકનાં ગીતમાં 'હવે વાળવાની વાત અને ખાળવાની વાત, તરવાની વાત પાર કરવાની વાત' ઈત્યાદિ અનુપ્રાસો એ કૃતિના કાવ્યગુણો ઉપરાંત સ્વરરચનામાં સુંદર ચમત્કૃતિ ઉપજાવી શકે. વેણીભાઈ પુરોહિતના 'રેતી'માં 'રેતીના દરિયામાં તરતાં જો આવડે તો' એ પંક્તિના

સંશયનું સમાધાન ગીતનો લય આપોઆપ આપે છે. 'આગળને આંગળેથી માલમ ને દૂર' સુધીમાં તો ગીતના લયની ગતિ દરિયાની છોળો ઉપર સફર કરતા કોઈ જહાજ જેવી થઈ જાય છે. અને ગુરુ સ્વરો એવી રીતે યોજાયા છે કે એ પ્રત્યેક પર યોગ્ય ભાર આપીને ગાતાં સાંઢણીની ચાલની રવાની પણ સંભળાય છે. આ કૃતિમાં કાવ્યતત્ત્વ અને નાદનો સુમેળ છે. સરલ છતાં અપૂર્વ ઉપમાઓને યોગ્ય, શબ્દો પણ 'કલરવનાં પગલાં' જેવા મૃદુ યોજાયા છે અને એ રચનાનું માધુર્ય સ્વરોને પ્રેરે છે એવી વેણી-ભાઈની 'રેતી' આ દૃષ્ટિકોણથી મને શ્રેષ્ઠ લાગી છે.

નિનુ મઝુમદાર



માઈકેલ મધુસૂદન દત્ત

## ત્યારે ☐ ભાનુપ્રસાદ પંડ્યા

સૉનેટયુગ્મ

વધુ સમય વાસેલી – ડેલી – સદાય ડગે નહીં
અતિથિ સહુના દૃષ્ટિપાતો હતાશ, ચડે ધૂલિ
ફળીની પગલાં, ત્યાં ખીલેલાં પ્રસૂન ચૂંટાઈને
ચડી નવ શકે પોતે વાંછી સ્થિતિ ઘનકેશલ!

ખરતી રજથી વાતો બાંધી રહે ઘરઓરડા,
પટ્ પટતાણું ભીંતિ ભીંતિ સૂઝે અતિ કૌશલ.
પ્રહર દ્વયનો મુલાકાતી પ્રકાશ, પછી ઘણી
હવડભીનું અંધારું આજું રહે ઘરની મહીં!

કદીક દિન છુટ્ટીનો - મૂર્છા ટળ્યે ઘરનાં ખૂલે
પડળ સરખાં દ્વારો, બારીકને વિરમું જરી
પછી સળિયા બહારે જોતાં – તુરંગ મહીં પડ્યા
બહુ વરસના બંદી જેવો દિસું બહુધા હુંને!

દ્રુમ પટપટવીને ઊભું ખૂલ્લું ઘર દેખતાં
કશું ય નહિ શ્વાને પામ્યું – 'આ નર્યા ઠગ ઠેંટના!'

## હવે □ ભાનુપ્રસાદ પંડયા

જરીક અડતાં ખૂલી જાતા ફટોફટ આગળા,
લહું તુલસીનો ક્યારો ભીનો સુવાસ વળાંક લૈ
ચડી ધૂપસળીની ત્યાં ઊંચે, ફરે તીતલી ફૂલે!
વિહગ પગલાંનાં રોમાંચે હસાહસ આંગણું

ધસતી ઘરમાં ચોપાસેથી સવાર રુઆબથી,
સર કરી લિયે ચોખ્ખો વાયુ નવું સ્થલ સાંપડ્યું!
અવરજવરે ત્યાં ચલ્લીની સર્યા સળિયા બધા
મુજ ઘરની બારીના? મુક્તિ લભાગ-સુધન્યતા!

સદન મહીં તો જ્યાં જ્યાં સ્પર્શ્યા મુલાયમ હાથ એ
બધું ય ઉજમાળું! વસ્તુઓ અને અસબાબ આ
અનુસરત એણે સ્થાપેલી મનોહર શિસ્તને.
ચખું મધુર માંજેલી આભા હવે સહુ પાત્રમાં!

અવ નીસર જો ક્ષુધા, તૃષા! લગોલગ આ ઘર,
અમીર હું ય – સૌનો ઝૂમીને કરી રહું આદર!

એડિથને ☐ બર્ટ્રાન્ડ રસેલ ☐ હરીન્દ્ર દવે

વહ્યાં એ વર્ષોમાં અવશ થઈને શાંતિ તરસી
મુદાનો આછેરો પરિચય, વ્યથાની હદ નહીં,
ભમ્યો એકાંતોને વિટપ, ભટક્યો પાગલ થઈ;
રહ્યું કોરી આખું હૃદય દુઃખ એકાંતિક, અને
મળી ના ક્યાંયે આ ભવરણ મહીં શાંતિ મુજને.
હવે વૃદ્ધાવસ્થા, જીવન પણ આરે જઈ ઊભું,
થયો તારો ભીનો પરિચય, અને એ પરિચયે,
મુદા ખોવાયેલી મળી, અકલ શાંતિ પણ દીઠી,
અને વિશ્રાંતિ આ સ્વજનહીણ વર્ષો પછી મીઠી.
વીતેલા એકાકી સમય પછી આજે પ્રિય હવે
રહ્યો પામી મર્મો પ્રણયસુખ કે જિંદગી તણા;
હવે જો નિદ્રામાં નયન મુજ ઘેરાય કદીયે
હશે મીઠી નિદ્રા મધુરતમ તૃપ્તિ છલકતી.

[વિષણ્ણ વય વૃદ્ધ! □ મનસુખલાલ ઝવેરી

વિષણ્ણ વય વૃદ્ધ! આયુભરમાં બધાં સાથી ને
સમોવડ વિદાય થાય; રહી જાય તું એકલો!
ગ્રહી જ તવ અંગુલિ ડગુમગુ શીખ્યાં ચાલતાં
જનો, અવ બધાય તે નવલ પોતપોતાતણી
રહ્યાં સ્વપ્નસૃષ્ટિની તરફ આંખ મીંચી ધસી.

તને વળગી જે હતાં જન રહેલ તેને હવે
જવું વળગવા રહ્યું અહહ તાહરે, ભાગ્ય ઓ.
જતો વળગવા તું; ને ખસી જવા ચહે દૂર એ!

નવાં—નહિ નવાં, જુદાં પણ ખરાંય એવાં—જનો,
(ન મેળ મનનો મળે ક્યહીંય જેમની સંગ રે!)
તહીં વસવું માત્ર ના, રિઝવી એમને જીવવું!

શરીર તણી ક્ષીણતા ખટકતી નથી એટલી,
રહે ખટકી જેટલી ઉરની આ નિરાધારતા.
વિષણ્ણ વય વૃદ્ધ! દુઃસહ ચિરાયુ કેરી સજા!

'ડૂમો ઓગળ્યો' ]

## मयूरासन आणि ताजमहाल.

कामें दोन सुरेख त्या नृपवरें केलीं :— मयूरासनीं
ज्या तो बैसुनि शोभला, प्रथम तें, सा कोटि ज्या लागले,
राजे ज्यापुढते झुकूनि अपुल्या हस्तद्वया वांकले
झाले कंपित, तत्करीं शिर असे, येऊनियां हें मनीं;
केलें जें दुसरें तये, निज सखीसाठीं, तया लावुनी
+ कोटी तीनच, तो महाल यमुनातीरावरी : चांगलें
चोरें आसन ते दुरी पळविलें! स्मर्तव्य कीं जाहलें!
आहे अद्भुत तो महाल अजुनी तेथें उभा राहुनी!

विल्हेवाट अशीच रे तव कृती त्या सर्वदा पावती :
मत्त भ्रान्त नरा! सदैव कितिही तूं धूप रे जाळिला
स्वार्थाच्या प्रकृतीपुढें— निज मनीं ही याद तूं जागती
राहूं दे— तरि धूर होइल जगीं केव्हांच तो लोपला!
काडी एकच गन्धयुक्त नमुनी तूं लाव प्रीतीप्रती,
तीचा वास सदा जगीं पसरुनी देईल तो तुष्टिला!

प्रीतीस, तू लाव ती,

ता० १३-११-१२.

+ प्रेमे मन्दिरही तसें निजसखीसाठीं तयें लावुनी
कोटी तीनच, त्या गभीर यमुनातीरावरी बांधिलें!

## કેસૂડાંના રંગોને

કશાં કેસૂડાંનાં વન રહી જતાં એક ગામ, ને
વળી જાતી વચ્ચે સરળ સરતી ગાડી મુજની;
રસે રૂપે રંગો ઉર ભરી દઈ રાગ રમી રહે
ફૂલોના ગુચ્છાઓ પવન-ઝીણા શા રંગીન, અહો!

ત્યહીં ગાડીની યે ગતિ વધુ જરી, રંગરમણા
અડી આડે, સાથે જરઠ હૃદિમાં, રુધિર વિરમ્યો,
રમ્યો રાતાં પર્ણો, પરણ પરના ઝીર સહુ યે
ભળ્યાં જાણે રાતે ક્ષિતિ-નભ-રેખા વર્તુળ મહીં!

ભલે ગાડી આગે, વન ક્યાંય પૂંઠે રહી ગયાં,
સમૂળું ખુટ્યાનું મુજ હૃદયથી સંધાન ઝૂરિયું;
છતાં ઊંચા કેરે ગગન ફરી એ હરદે ઝબક્યું
અને એ રંગો યે ફરી નયન સામે હસી રહ્યા।

દૃશ્યો નેત્રો સામે, સહજ ચિત ઇચ્છો માનસરમાં,
ગમે કે નેત્રો ના કશા કશી નડે ધ્યાનધરમાં।

દેવજી રા૦ મોઢા

☐ સુરેશ દલાલ

ટહૌકામાં વૃક્ષનો લીલો રંગ નહીં, ભાંગેલી લાલ ઈંટ:
ઉપરછલ્લી વાતો જેવી ભેજભરી તિરાડો;
વૃદ્ધ તવાયફે મેક અપ કર્યો હોય એવી ભીંત
ફ્લાવરવાઝમાં ફૂલના ચહેરાઓના પિરામિડો
પવનના હોઠ પર કાળાં ડાઘાં જેવું સ્મિત:
વિધવા જેવી રાત અને ડાકુ જેવો દહાડો.
અવાક્ બારીઓની શૂન્યભરી મીટ
હવે કોઈ શબને ઉપાડો, રે ઉપાડો!

શોક કરે એવું, શબને ઉપાડે એવું કોઈ નથી.
ઈંડાઓ કોલાહલે ડૂબી ગયાં.
અને પીંછાઓ તો લાગ જોઈ સરી ગયા, ગયાં ખરી:
હૃદય તો હસ્યું નહીં ને આંખ કદી રોઈ નથી.
સંબંધો તો થોર જેવા ચારે તરફ ઊગી રહ્યાં:
આંખની આ કોથળી પથ્થરોથી ભરી.

## હું તો □ રમેશ જાની

હું તો છું સ્થિર, ધીર. જો ડગમગે ના પાય. ના કંપન,
હૈયાના ધબકાર માપસર. ના એકે વધે સ્પંદન,
જાણું તો ય અજાણ - કોઈ પડખે ઊડ્યા કરે ઝંખન,
ભાળું તો ય અભાન - કોઈ ઉરને કોરી રહે કંદન.

આ તો પૂર્વ દિશા હતી. અવ થઈ અસ્તાંચલા. છો, થઈ;
સાતે અશ્વ ઢળ્યા. પ્રભાતપદની આભા ગઈ. છો, ગઈ.
મારે રાત ન રાત, કે દિવસ ના; ત્યાં ઓળખાણો કઈ?
કાળો ધબ્બ ઉજાશ. પાસ નહિ તો આઘે શું જોવું જઈ?

હું તો દેશનિકાલ. જીવનતણી દીધી છ પૂરી સજા;
—આખી ભોગવવી. પલેપલ. અહીં લૂંટાવવી છે કજા.
મારી એકલકેદની ફરફરે આકાશઊંચી ધજા,
આકાશે ફરકે અને ધરતિયે, સૌયે! - મને ના રજા.

હા! - હું તો સ્થિરચિત્ત, ધીર, નયનો, હૈયું ય, કોરું સદા;
મારે તો નિત અસ્ત એ ઉદય ને આલિંગને અલ્વિદા.

## બલિ □ હસિત બૂચ

પવને
ઘડી ઝોલાં ખાતો, પુનઃ પલકારે સ્થિર થતો
ઉઘાડી બારીઓ પથ નિરખતો દીપ ઠરેલ;
છતાં એકાદું યે કિરણકણ વાતાવરણમાં
જશે એવું રોપી ક્યહીંક ક્ષણ કોઈ, નવલ કે
થશે દીવો એથી, પથિક કંઈને પંથ નિર્જન
જવું થાશે સ્હેલું. સફરવચમાં કોઈ કવશે:
'ઉઘાડી બારીઓ પથ નિરખતો દીપ, પવને
ઘડી ઝોલાં ખાતો, ઘડીક પલકારે સ્થિર થતો.
ગયો રોપી નાનું પણ કિરણ એવું —'
— બસ કરો!
ઠર્યો છે એ દીવો! પથ પર નકામું નિરખતો
ઠર્યો છે! જો એનું કિરણ અહીં ક્યાંયે અગર હો
પડ્યું, તો એની યે ભસ્મ થઈ ગૈ છે; બસ કરો!

## દુશ્ચર્યું શું નડયું ! □ સુંદરજી બેટાઈ

આહીં સ્વજન છે, આહીં સુહૃદ છે. આહીં સ્નેહ છે;
આહીં તપન છે, ભલે જ્વલન છે, છતાં મેહ છે.
હજી તરવરાટતો, શ્રમિત તોય, આ દેહ છે;
ઘણી જ વસમી છતાં ય વસુધા મનોગેહ છે.

ક્ષણેક વસુધા બની અ-વસુધા ખરે ભાસતી,
રહી રહી અજાણ કૂટબલ કંટકે ત્રાસતી;
સુબોલ બનતા અબોલ; દ્યુતિ અંધનેત્રા થતી;
અમીઝરણમાં ધસે વમન ઝેરનાં: શી ગતિ!
ક્ષણે ક્ષણ વહે, છતાં અગતિ અંધ શી વાધતી!
અધૂરું છતાં મધુરતા વધે ના રતિ!

અરે નિકટ તે બધું વિકટ કંટકી કાં બન્યું?
પ્રફુલ્લદલ પુષ્પ કેમ મુરઝાઈ આજે રહ્યું?
પ્રપૂર્ણ સુખપાત્ર કેમ ફસડાઈ આ હ્યાં પડ્યું?
સુરૂપ ઘણું કાં વિરૂપ બન્યું? - દુશ્ચર્યું શું નડ્યું?

## વસંત એકાદશીની ક્ષણો □ ઉશનસ્

[નવ સોનેટોનું ગુચ્છ]

### ૧ શિશિરની છેલ્લી રાત્રિ અને

ખરી જ ગયું રે છેલ્લું છેલ્લું વને પીત પાંદડું,
પરી, કુંવરી કો રાજા કેરી અચેટ - થકે - આડું
થઈ સૂઈ ગઈ કોઈ શાપે સુમૂર્છિત શી ધરા,
નિજ પુલક શા ઊગ્યા કાંટે પથારી - મનોહરા;
કુંવર ઋતુનો કો નિર્વાસ્યો હશે અળખામણો
નીકળી જ ગયો પહેરે વસ્ત્રે હશે નિજ રાજ્યથી
અહરનિશ આ વેરાનોના વટાવી કણુ કણો
અહીં પૂગી જશે આજે કાં તો, અને પછી સાંજથી
પરમ પ્રીતિથી ઝીણીઝીણી વીણી શૂલ રાતમાં
કુંવરી - પરીના મૂર્છાપાશ્યા અવેવથી કાઢશે,
કુંવરી પરીના અંગાંગોને ફરી ફરી ચૂમશે,
નવવધૂ સમી પૃથ્વી બેઠી થશે જ પ્રભાતમાં,
ગહન ઊંઘથી ઉઠાડીને હજી ય મદાલસ
મધુની પુલકે લેશે બાથે ફરી ફરી પુરુષ.

## ૨ મધુમયતા–अ

સૂરજ સરકયો, થરકી થોડું ઊભો જરી ઉત્તરે,
હલચલ મચી ત્યાં તો મોટી ગઈ જ તળે 'પરે,
પુલક સહસા પામી, ઊઠયાં છળી વનનાં વન,
સ્ફુટ થઈ ઊઠયો વસ્તુ - ભાવો - ટીશે મધુનો કણ.
મધુઝરપતું આભામાંથી ઝગંત હવાકણી,
કુસુમકળીઓ - કોપો - ટીશો મધુકણચીકણી,
ધરતી રજને માથે માથે ઠર્યો મધુનો લવ,
કણ કણ પરે, ઢેફે બાઝયો કીડીકુલ કલ્રવ;
સૂરજ તડકો - તેની નીચે બરાબર આ મન
– મણિ ઊગલતો ઐન્દ્રી વર્ણોતણું જટિલું વન,
લહું રુધિરમાં પર્પોટીઓ સ્ફુરી 'ટપ' ફૂટતી!
રુધિરતળિયે તડ્કો ને ત્યાં પિયાની મુખાકૃતિ!
ફૂલ થઈ ગયું ઘા – ડાઘાળું પુરાણું ય ફેફસું
નયન મીંચકારીને છાનું પિયાભણી હું હસું.

## ૩ મધુમયતા–व

ફરીથી ઊડવા લાગી ધૂલિ ઝીણેરી હવામહીં,
કરકર ખૂંચે શ્વાસે, આંખે જીભે ખૂંચતું કણું,
કરવી જ પડે, વાળ્યાઝૂડયા રવેશ રહી રહી,
ધૂળ - તણખલાં વાશિદામાં વધ્યા જ કરે ઘણું,
રૂંરૂંથી તડકો માહીં પાડે આણુ આણુ ઓરિયાં,
ઊજળી ઊજળી આંતરડાંની બખોલ તસુ તસુ!
રજકણ ઊડે ઝીણી, તડ્કા-પટા મહીં લ્હેરિયાં,
પડતો તડકો જાળીથી તે જૂનું જર્યું ફેફસું;
ઉરવર કણો: ધૂળેટાયું બધું. બહિરંતરે:
આમથું મન આ આમે તાકી રહે - ઊંડું ઊતરે,
આમથી આમથી અંગુલિયા કશું નભ ચીતરે,
આમથી લખી આ રેખાઓમાં મધુવન વિસ્તરે;
લિખિત આમથા નામે કોઈ તરુચ્છિદ્રિ ફૂલ ફૂલ!
આમથું ખરતું કંકુ જ્યાં આ લખે કશું અંગુલ!

४–ફૂલગંડુતા

સૂરજ સરક્યો જો દીંધી છે જરા ખસી ઉત્તરે
કશું ક થયું છે પાંચે ભૂતે અને મુનજો પણ,
ચીત ચસક્યું છે ફટ્કી આંખો - કશું પગલાપણ-
કશીક ફૂલગંડુતા: જ્યાં ત્યાં વસંતલ સ્પર્શ રે,
સ્પરશ મધુનો જો સ્પર્શે તે દગે, કર - ટેરવા
તરત પલટાઈ જાતું રે સુ-વર્ણ ફૂલે હવે!
નજર પડી કે ફૂલો ફૂલો! પડ્યા તડકા ફૂલ!
ગગન આગની ફૂલે ફૂલ્યું! ઊડી ધૂળ કે ફૂલ!
સુરભિ પવનો ઘ્રાણે સૂંઘું: ખીલ્યા થી હવા!
ખુદ નજર, શે ફૂલો! ખીલી થયાં ફૂલ ટેરવા!
પુલક આડકી જોઈ તો શે આરાબીડ જંગલો!
દરદ અડક્યાં રાતાં રાતાં! ફૂટી ફૂલ શે શૂલો!
કશીક ફૂલગંડુતા કેરા 'હું' માં ધૂણતાં ભૂતો!
ફૂલ થવું ન, તો આ આંખોથી
તું આઘી રહે છૂપી જ રહે તું તો.

૫ દિવસ મધુના

દિવસ મધુના ને આ તારી દગોની સગાઈ થી:
મધુની લટ સંગે આ આંખો ગઈ ગૂંચવાઈ થી?
દિવસ મધુનાને જહી જહી તો શકાય કહી 'ફૂલ,'
તવ નયને શું ગોત્રે કોઈ કુસુમતણું કુલ?
દિવસ મધુના - આંખો આંખો ઉડાઉડ ભૃંગશી,
દિવસ મધુના - પાંખો પાંખો સુવર્ણ-પતંગ શા,
દિવસ મધુના રૂંરૂં મારે ઊગી ગઈ આંખડી,
રગ - રુધિરમાં રાતી રાતી ફૂખલે દગ - પાંખડી,
તવ નયનના ગ્રાહે ઘેર્યું સમસ્ત જ ચેતન:
ખીડકી ઊઠીને ખોલું ત્યાં યે દીઠે તવ લોચન!
સપન દગનું વાવાઝોડું: ચગે દગ પાંદડાં!
નયન મધપૂડો ઊડ્યો છે, ખીંચી લઉં ગોદડાં;
દિવસ મધુના: આંખો હાલં અને વળી ડોલક,
ગૂંચવઈ ગયો આંખે - પાંખે
પાંખે - આંખે ભૂગોળ - ખગોલક!!

### ૬ પવનગાંડુતા

પવન નીકળ્યો છે ને'લ્લી! તે શું યે સમજે મને?
મલકભરનાં વેરે છે થૈ ચકલ્લી સળેકડાં,
ઘર મહીં - અરે, લૈ આવે છે ખર્યાં વનપાંદડાં
સમજી મુજને વલ્લીકલ્લી કરે સ્ફુટ તાંતણે!
અલક અમથી હોળું છું તો ભરાઈ જ કાંસકી
લટલટ થકી આવે છે રે પતંગઝુડા. સખી?
પવન ય પીટ્યો ગલ્લીપચ્ચી કરે. સમજે શું યે!
કુસુમ ગણીને મારાં ખોલ્લી દિયે તલનાં દલ,
વિહગ ગણીને વીંખી નાખે પીછું પીછું આકુલ,
વસન મુજ ઉડાડી, મૂઓ ભરાઈ મહીં જુઓ;
મરી જઉં છું હું લાજી લોકે ભર્યે મુજ છેડતી!
ધડકન તણો ટ્ટો એવો ઉડાઉડ, કા ગતિ!
નયન મીચું - ના ખૂલે, ખોલ્યાં મીંચાય ન પોપચાં
ઉર મહીં, અલી આંધી બાંધી ધ્રૂજાવત ટોપચાં.

## ૭ કીડીઓ–અ

ફરીથી કીડીઓ! દેખા દીધી ભીંતે દર હારમા
અસલ હતી તેની તે કેડી પરે જૂની ચાલમાં;
કઠણ ભીંતની આ બાજુએ અવાવરુ ઓરડે
કયહીંથી ય પ્રવેશી ગૈ આભા બહારની ખોરડે,
તિમિર શીતળી છાંયે બાઝયો તગંત મધુકણ,
તિતલી તિતલી આંખો, કર્ણે મધુપનું ગન્ ગુન,
કીડી કીડી થઈ ગૈ ખટ્ મીઠી ધરાતણી ગાંગડી,
મધ ઝમ્યું - ની સૌને યે ભાળો શી યૈન્દ્રિયથી પરી!
અચરજ પ્રિયે! ખાલી ખાલી જૂના મધુની પડી
ગત ઋતુ તણા સુક્કા રેલા, ત્યહીંય કીડી ચઢી!
કીડી કીડી કરી પ્હોંચી જાઉં કશી ક્ષણ કાળમાં,
તવ અધર ખંખેરી નાખું કીડી - ચઢી - ફાળમાં,
સકલ કીડીના મ્હોઢે ચોંટયો નવા મધુના કણો,
ફરીથી 'ઘર' બાંધ્યાની આવી પ્રિયે, સૃજન ક્ષણો.

## ૮. કીડીઓ–વ

દરથી નીકળી કીડી. ર્‌હેલ્લી અકેલી જરા ફરી
ફરીથી દરમાં પાછી, પાછી બહાર ઉતાવળી,
ટિચુક તન છે, ત્યાં નાસા કયાં મૂકેલ હશે વળી?
સુદૂર મધુની એણે કયાંથી સૂંઘી લીધ મંજરી?
અધઘડી પછી આખી ચાલુ થઈ ગઈ શૃંખલા!
કડી - કડી ગૂંથી કીડી કીડી ઢીલી ઢીલી ચંચલા!
કયહીં કણ હશે એ મ્હોંઢાનો? અને વળી કયાં 'ઘર'?
ખબર કશી ના, ને આગે' ગો સરે સૂંઘી સાંકળ,
ગડી વળી ગઈ વાયુ લ્હેરી - જરા વમળી ગઈ,
તરત અધવચ્ચેથી કયાંથી પતંગુ ગઈ થઈ!
ઊડતું ઊડતું આવ્યુ, ચાલ્યું, ગુલાંટ ખઈ ખઈ
પ્રીત થઈ ગઈ માળો, જાણે દઉં સરજી કંઈ,
દૂરથી નીકળી કીડી, ને મેં સૂંઘી દૂરથી તને,
અધીર થઈને ઉશેટી દૌં તું હું બિચ વચ્ચને.

૯ મધુ રહસ્ય

નિશીથ ઊઘડ્યો ઊંડો ઊંડો અહો મધુમાસનો
લખલખ થનો કોપે તારાખર્યો અવકાશનો
દલ ખરી પડ્યાં પાકટાં, ચાહું હવે નીલપદ્મનું
પદ જ્યહીં ખડા તે રાત્રિશી વિરાજિત સદ્મનું!
સમય વગરો આ એકાન્તે મૂગું મૂગું સૂસવે,
ઊડુ મધપૂડો થોડો ઊંડી વળી સ્થિર નીરવે;
લખ લખ થતી સાખાટડો અગણ્ય ખીચોખીચ,
ગુન ગુન તણી આંખે ખૂંચે ઉઘાડ અને મીંચ;
મધુ લવગરે એકાદો યે - ખરે ઊડુ - ને નીચે
પછી પગલો પૃથ્વી લોકે, સહસ્ર જીભે હીંચે
વનવન વિશે વાસંતીશી મદાલસ છાકટી;
જ્યહીંથી મધુ ખીલે તે થાણું જડ્યું જરી તે ઘટી!
ક્યહીંથી ઘરમાં 'ભૂંભૂં' બોલો ક્યહીંથી પતંગમ
ઢૂંઢી ફરી જતાં. તે પાગું રહસ્ય ઉપક્રમ.

## નક્કી ☐ જગદીશ જોષી

ભલે ફંગોળી દૌં પણ નવીન મ્હોરાં ઉપસશે,
સમાજે સોંપેલાં સગપણ ઢળી ને ઉપડશે:
યથા કાળે કાળે અનુકળ થઈ વાયુ વહશે,
અને સંબંધોનો સમદ્દર નકી નાવ ગ્રસશે.

તમે દીધાં તે સૌ વિપ વિપમનાં આ અનુભવો
અમે પીધાં, ને આ નયન નહીં: આ ક્લાન્ત ક્ષિતિજો.
ગયો થાકી જોઈ - કથન નવલાં, એક કથની:
ક્ષણોના કિલ્લામાં તડ સુણી રહ્યો ઈન્દ્રધનુની.

નહીં કાર્યે વૃત્તિ, તદપિ નહીં નિવૃત્તિ મનમાં,
ન આશ્વાસે શ્વાસો, અવળીસવળી રીત સઘળી:
રતિ, રિદ્ધિ, સિદ્ધિ - કશું ન પરશે એવું પણ ના:
બધું છે - છે તો યે નથી - નથી: ગયું તંત્ર કથળી.

હવે તંત્રીથી આ રુધિર સરતું, સૂર બટકયા
અને ગોરંભેલાં જલધર બધાં દૂર અટકયાં!

## હવે તો

જગદીશ જોષી

હવે હું થાક્યો છું : પથ પણ હવે ક્લાન્ત થઈને
પડ્યો આંખો સામે : દિવસ રજની એક સરખાં.
તમારી સંગાથે સળગી ગઈ આ મારી અલકા:
હવે હું દાઝ્યો છું શીતળ જળમાં શાંત થઈને.

હવે મારો તારો પ્રણય ખખડે પાનખરમાં:
પુરાણી જે વાતો હિમથર થઈ જામી ગઈ છે.
અને મારી વીણા બસૂર સૂરને પામી ગઈ છે.
હવે તો ગીધોની નજર પડતી માનસરમાં.

મને કોઈ આપો સહશયનમાં સ્વપ્ન મધુર:
નહીં બોલું તો યે હૃદય-મનનાં ફૂલ પ્રગટે,
નહીં ચાલું તો યે નહિ ચરણ વા પંથ અટકે;
બધું પાસે પાસે, નહિ કશું ય ત્યાં હોય સુદૂર.

હવે તો થાક્યું છે હૃદય ભટકી સ્વપ્નરણમાં
તને કે ના લાગે શ્રમ જરીક આવાં ભ્રમણમાં?

## ભાષાભવન □ ગઝલ સોનેટ

□ અદમ ટંકારવી

એના પાયામાં પડી બારાખડી
ચોસલાંથી શબ્દના ભીંતો ચણી
એક તત્સમ બારણું પ્રવેશનું
સાત ક્રિયાપદની બારી ઊઘડી

ભોંયતળિયે પાથર્યાં વિરામચિહ્ન
ને અનુસ્વરોનાં નળિયાં છાપરે
ગોખમાં આઠે વિભક્તિ ગોઠવી
ભાવ વાચક નામ મૂક્યું ઉંબરે

થઈ ધજા ફરક્યું ત્યાં સર્વનામ 'તું,
ટોડલે નામોના દીવા ઝળહળ્યા
સાથિયા કેવળ પ્રયોગી આંગણે
રેશમી પડદા વિશેષણના હલ્યા

કે અનુભૂતિનો સૂસવાટો થયો
ત્યાંજ આ પત્તાંનો મ્હેલ ઊડી ગયો

## ભીતરમાં □ મણિલાલ પટેલ

તમે ઓઢી પાનેતર પરહર્યાં તે પછીય તો,
ઉનાળા ઊગ્યા ને શિશિર થથરી, મેઘ વરસ્યા !
તમે વેરેલા એ કુમકુમ તણા જંગલ મહીં,
ઊગેલાં કેસૂડાં હજીય વિખરે કંકુ પવને–
ઠરે આવી આંખે, ક્ષિતિજ નિરખે મોભ ઘરનો–
તમે ઓઢ્યો વ્હેળો, જળ વગરની સીમ ડૂસકે
રડ;–કૂવાકાંઠો, ચરણરજ ઝંખે મખમલી.
અને રસ્તે રસ્તે તવ સ્મરણના બાવળ ઊગે.

ઝરૂખે બારીમાં સમય હજી ઊભો પ્રથમનો,
તમારી આંખોનો મદીલ કજરો લૈ લટકતી
છબી, ખૂણેખૂણો સ્મિત નિરખવાને ટળવળે
અને નીચી નાડે સતત રડતું રે' કલુખડું !

તમારી આંખોના અરવ સળગે દીપ ઘરમાં
હજી છાનોછૂપો પરણું તમને હું ભીતરમાં !

## ચાર સૉનેટ ☐ દેવજી મોઢા

[૧]

ઘણી વેળા કાને કુલગુરુતણા બોધવચનો
પડ્યાં'તાં, હૈયાની ધરતી પર જન્મોજન્મના
ઊઠ્યા'તા સંસ્કારો, યુગ યુગ તણા કૈં અનુભવો
ફળ્યા'તા ને એવું ઘણુંક તહીં સંચ્યું'તું ભીતર.

નિરાંતે એકાંતે દશરથ જહીં એક દિવસ
સ્વખંડે બેઠા'તા કરમહીં લઈ આભલું લઘુ,
તહીં ઓચિંતાનો શિર ઉપરના શ્યામ કચમાં,
દીઠો એણે ધોળો મુખરિત થતો એક અલક.

કહ્યું ધોળા કેશે, 'દશરથ? યુવા સ્કન્ધ ઉપરે
હવે નાખી બોજો જિવતર તણો શ્રેય કરવા
સમો આવ્યો છે, તો...' સુણી, મન થકી યોગ્ય ગણી તે,
ગુરુને તેડાવી, સહમતિ લઈ, ઘોષિત કર્યું:

'હવે કાલે સિંહાસનસ્થિત થઈ રામ બનશે
અયોધ્યાની સાથે જનહૃદયનો રાજવી પણ!'

[૨]

અયોધ્યા વાસીનાં ઉર મહીં ચગી હર્ષ રમણા,
ગૃહોને શૃંગાર્યાં, ગલી ગલી કમાનો ઊભી કરી;
ન શેરી કે ચૌટું અશું જહીં ન હો ઉત્સવ મચ્યો,
ગુલાલેથી જેની રજ ય નવ હો રંગીન બની.

રહ્યા આનંદોના દશરથઉરે ઓઘ ઊછળી,
વસિષ્ઠાદિ જેવું ઋષિકુલ બન્યું તુષ્ટહૃદય;

સુમિત્રા કૌશલ્યા નિજ નિજની રીતે ખુશ થયાં
અને કૈકેયીનો હરખ પણ ન્હોતો જ સીમિત.

અયોધ્યા આખ્ખીમાં અનુપ થયું'તું એક જાણીને,
ક્યોં કૈકેયીના હૃદય મહીં સંચાર વિપનો;
હજી થોડી વેળા ઉપર અતિ સ્વાભાવિક જ જે
રહ્યું'તું તે, સંધું ગણતરીભર્યું માંડ્યું દીસવા.

સહેજે મોસાળે ભરત ગયેલો—ત્યાં પણ હવે
જુઓ કૈકેયીનાં વિકૃત નયનો પૂર્વ-રચના!

[૩]

ગયા કૈકેયીને ભવન મળી લેવા દશરથ,
પ્રતીહારીએ ત્યાં ખબર કરી કે 'કોપ-ઘરમાં
પધાર્યાં છે મા તો!': પછી તહીં ગયા તો તિમિરમાં
છૂટે કેશે, ફાટ્યે વસન, ઢળી'તી ભોંય ઉપર.

મનાવી, બોલાવી, વિનવણી કરી, તોય કંઈ યે
ન બોલી કે ચાલી, પ્રથમ શી જ એ તો પડી રહી;
પૂછ્યું, 'એવો તે શો હુંથી થઈ ગયો દોષ તુજ, કે
ન સામે તો જોતી, ઉપરથી તિરસ્કાર કરતી?'

'સુણો', કૈકેયી ત્યાં તડૂકી ઊઠી 'જે યુદ્ધભૂમિમાં
દીધાં'તાં આપે બે વચન મુજને, તે સ્મરણમાં
રહ્યાં વા ભુલાયાં?' 'કશું પણ ભુલાયું નથી પ્રિયે ...
ઋણી છું તે છું બે વચન પૂરતો; માગ, મળશે...

'પહેલું તો એ કે વન મહીં પળે રામ ત્વરિત,
અને બીજું, મારો ભરત અહીં ગાદીપતિ બને!'

[૪]

સુણ્યું ને જાણે કે દશરથ શિરે વજ્ર પડિયું,
ન-ધારી, ના-કલ્પી, ન-કળી સ્થિતિ આકાર લઈ રૂહે;
સવારે રાજ્યારોહણ વિધિ થવાનો હજી હતો,
તહીં રાત્રિએ આ દઈ દીધ વળાંકો ગજબના!

પિતાની આપત્તિ સમજી જઈ રામે સ્મિતસહ
ગ્રહી લીધો પેલો વનગમનનો કાર્યક્રમ; ત્યાં
ચહ્યું સીતાએ યે પતિસહ જવું એક ગમ, તો
બીજી પા સેવાર્થે વનગની રહ્યો લક્ષ્મણ પણ.

પિતાની, માતાઓ તણી, ગુરુતણી, સેવક તણી,
ન્હતો મોસાળેથી હજી ઘર ફર્યો તે ભરતની,
અને જે-થી છેટું અંવ પડી જશે કાળ-સ્થળનું,
રજા લૈ તે સૌ યે સ્વજનતણી, પંથે મળી ગયાં.

જુએ પાછું વાળી: ડગ ડગ ભરે તેમ ઢૂકડાં
વનો આવે, ને આ મધુર મુખ આઘાં પડી જતાં.

**પ્રથમ રાત્રિ ☐ રમેશ પારેખ**

વંધ્યા આવાવરુ હિબાંગ હથેળીઓમાં
કેવી રીતે અવતર્યાં ગુલમ્હોર વૃક્ષો
આ એ જ હાથ બટકી પડતા હતા તે
લીલાચટાક બસ આ જ લીલાચટાક
ભૂલેચૂકે ય કરું સ્પર્શ હું કાંકરીને
તો કાંકરી ય ટહુકો થઈ જાય આજ.

સીધાં ચઢાણ ચડવા મથતી ન હોય
એ રીત ઊપડતી પાંપણ માંડ તારી
સામે મને (હું પણ ઢાળ હોઉં તેમ)
સ્પર્શે અને લપસી જાય સલજ્જ દૃષ્ટિ
ચોમેર ચંદ્ર સુખપાંચમનો પ્રકાશે
આખ્ખા ય રોમવનને ભરતો ઉજાસે
ઊભો ઊભો હું નવજાત બની જઉં ને
મૂકી શરીર અળગું સરકી જઉં, ને…

## સતત રાત્રિ ☐ રમેશ પારેખ

રસ્તા વચ્ચે જોજન જોજન રાત પડી હોજી રે
મેશ વળે કાયામાં માઝમ ઘડી ઘડી હોજી રે
શબરી થઈ આંગળીઓ ચાખે હજુ પીડાનાં બોર
પાકાં કાચાં વેરણછેરણ લટકે ચારેકોર
રેખાઓની જનમ કેદમાં હથેળીઓનું ગામ
ખરબચડી રામાયણ વચ્ચે સબડે છે શ્રીરામ

તારીખની વનરાઈમાં મૃગ સોનેરી એક
રુંધામણના હાથમાં આવ્યો કોરો Cheque
સામે ઊભાં ઝળહળે આમરેલીનાં રાજ
સુંવાળા ચક્ર ચૂડામણી રૈયત માણસબાજ
નામ રટંતા ઠાકરા, વસ્તી આખી ગુમ
મરહૂમોને પણ ઊગે જનમારાની દૂમ
શું છે જીવગીરી અને શું છે ઊંડી વાત
છેદાયેલા જીવમાં જોજનજોજન રાત.

ભલે ન ભડ કાય, સુંદર તું તો આણૂંયે આણૂ —બલવંતરાય ઠાકોર

તંત્રી : સુરેશ દલાલ
વર્ષ ૯ : અંક : ૧ ઓકટોબર, ૧૯૭૫
સળંગ અંક : ૪૯
મુખપૃષ્ઠ : } દિનેશ દલાલ
સજાવટ : }
વૃક્ષની તસ્વીર : મોહનકુમાર

# કવિતા

[દ્વૈમાસિક]



---

સૂચનાઓ : વરસમાં છ અંકો દર બે મહિને વીસમી તારીખે પ્રગટ થાય છે. કૃતિ વિષે જવાબ તથા અસ્વીકૃત કૃતિ પાછી મેળવવા માટે ટિકિટ લગાડેલું કવર બીડવું જરૂરી છે.

: સૂચના :

હવે પછીનો 'કવિતા-૫૦' મો અંક પ્રકટ થયેલા ૪૯ અંકોની ઉત્તમ, પ્રતિનિધિત્વ ધરાવતી રચનાઓનો.

લવાજમ : દેશમાં રૂપિયા નવ, પરદેશમાં સોળ, છૂટક નકલનો રૂપિયો દોઢ.
પત્રવ્યવહારનું સરનામું : જન્મભૂમિ ભવન, ઘોઘાસ્ટ્રીટ, કોટ, પોસ્ટ બોક્સ નં. ૬૨, મુંબઈ-૧.
સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક : ધીરૂભાઈ દેસાઈ, સ્ટેટ્સ પીપલ પ્રેસ, મુંબઈ-૧.



ROBERT LOWELL

## સુરેશ દલાલ ☐ આજની કવિતાની ગતિવિધિ–એક નોંધ

વર્તમાનની કોઈ પણ ક્ષણ એવી નથી જેને ભૂતકાળ સાથે ઓછોવત્તો પણ સંબંધ ન હોય. પરંપરાના પ્રતિભાવમાંથી કે પરંપરાના પ્રત્યાઘાતમાંથી કોઈ ને કોઈ નવો આવિર્ભાવ થતો હોય છે એટલે સાંપ્રત કવિતા વિશે વાત કરતાં પહેલાં આપણી કવિતાનો ભૂતકાળ જોઈ લેવો અનિવાર્ય છે.

કોઈ પણ સાહિત્યસ્વરૂપને સમગ્રપણે કાળના વિશાળ સંદર્ભમાં જોવું જોઈએ. છતાંય આપણે સમયનો અમુક તબક્કો પસંદ કરીએ છીએ તે માત્ર આપણી સગવડ પૂરતો જ કે આપણી દૃષ્ટિમર્યાદા પૂરતો જ નહીં; પણ સમયના અમુક ટુકડાને વિખૂટા પાડીને, એને એના આગલા તબક્કા સાથે અને સામે મૂકીને, સરખાવીને અને વિરોધાવીને આપણે એની ગતિવિધિમાં કોઈ ખાસ જુદો તરી આવે એવો ફેરફાર, કોઈ વળાંક, કોઈ વિકાસ દેખાય છે કે નહીં એ બધું જાણવાની મથામણ કરતા હોઈએ છીએ.

ગાંધીયુગની કવિતાના કેન્દ્રમાં કોઈ એક સામાન્ય વ્યકિત નહીં, પણ ગાંધીજી જેવી વિભૂતિ હતી. ગાંધીયુગની કવિતા રાષ્ટ્રીય ભાવનાલક્ષી, સમાજલક્ષી, વાસ્તવલક્ષી, આદર્શલક્ષી હતી. એ મંચની કવિતા હતી, નાનકડી મહેફિલની કવિતા નહોતી. સુન્દરમે મેઘાણીને ખુલ્લા મેદાનના કવિ કહ્યા હતા એવું આછું સ્મરણ છે. આજની કવિતા મેદાનમાંથી દીવાનખાનામાં અને સહેજ આગળ વધીને કહેવું હોય તો, શયનખંડમાં પ્રવેશ પામી ચૂકી છે. એની ક્ષિતિજો સાંકડી થઈ છે એમ કહેવાને બદલે કદાચ એમ કહેવું જોઈએ કે વિશાળ પરિઘ પર અટવાઈ જવાને બદલે એને એક કેન્દ્રબિન્દુમાં વિશેષ રસ છે. જોકે એ શયનખંડ પૂરતી જ રહી હોત તો એની નિરામયતા માટે ઝાઝી ચિંતા ન રહેત. પણ એ થોડીક બજારુ પણ થઈ છે.

'હું માનવી માનવ થાઉં તો ઘણું'' (–સુન્દરમ્) એ ગાંધીયુગની ઝંખના હતી, પ્રાર્થના હતી. એ જ યુગના કવિ આજે કહે છે: 'છિન્નભિન્ન છું' (ઉમાશંકર જોશી). આજનો માણસ વિચ્છિન્ન છે, બધાંયની વચ્ચે પણ એકલો છે. અને એટલે જ

અ બધાંય જાણે કે ટોળાં જેવાં થઈ જાય છે એ હકીકતનો સ્વીકાર અને ધિક્કાર 'પોતાની કડકડતી એકલતા લઈને સૌ બેઠા છે ટોળાને તાપણે' (–રમેશ પારેખ) જેવી પંક્તિમાં સંભળાયા કરે છે.

કલાપીની ગઝલોની લોકપ્રિયતા તથા નાનાલાલનાં ગીતોની ભાષાના પ્રત્યાઘાત-રૂપે ઠાકોરની વિચારપ્રધાન કવિતા આવી. ગાંધીયુગમાં વિચારપ્રધાન કવિતાનું સાચુંખોટું અનુકરણ થયું. એ છંદોબદ્ધ કાવ્યોના પ્રત્યાઘાતમાં ગીતોનું પૂર આવ્યું. અને ગીતોના અતિરેકથી આપણે અછાંદસ તરફ વળ્યા. અત્યારે ગીતો અને અછાંદસનું વહેણ છે.

ગાંધીયુગની કવિતા પર એક એવો આક્ષેપ હતો કે એ જમાનામાં છંદમાં નિબંધો લખાતા. આજની કવિતાને આવતીકાલની પેઢી એમ પણ કહે કે એ પેઢીમાં અછાંદસમાં નિબંધો લખાતા તો નવાઈ ન લાગવી જોઈએ.

અગોચર મનમાં કોઈ તર્કશુદ્ધ અર્થ નથી પણ સવાયો અર્થ તળિયે પડ્યો છે. એને પામવાની આજના કવિની મથામણ દેખાઈ આવે એવી છે, અદેખાઈ આવે એવી નથી. આજનો કવિ ક્યારેક ચતુરાઈ કરવા જતાં હાસ્યાસ્પદ ઠરતો હોય છે. ક્યારેક પ્રાસની આંગળી પકડીને તો ક્યારેક અંતકડીની ઢબે શબ્દોનો પથારો કરતો હોય છે.

આદિમતા અને ઇન્દ્રિયવ્યત્યયના અતિ અનુકરણને પરિણામે આપણે ત્યાં એક પડઘાઓનો પ્રદેશ પણ દેખાયા કરે છે. તળપદા શબ્દો અને ભાવની છાંટવાળાં ગીતોથી હવે તો આપણને કવિના સંયમ સિવાય કોઈ ઉગારી શકે એમ નથી. અનુકરણ અને અતિરેકને લીધે ક્યારેક એમ પણ લાગે છે કે ઘણી બધી કલમો એક જ ખડિયામાંથી શાહી ભરીને લખે છે.

એક યુગમાં ગઝલ સનમ, સાકી અને સુરામાં અટવાતી હતી. આજે એ 'શકયતા' અને 'શૂન્યતા'માં ઘૂમ્યા કરે છે.

જેટલી સંખ્યામાં કવિઓ હોય છે એટલી પણ કવિતા ક્યાં હોય છે? કોઈ પણ યુગમાં આ પરિસ્થિતિ તો રહી જ છે. આજના કવિતાજગતને જોઉં છું ત્યારે એમાં પતંગિયાંની ઊડાઊડ થતી હોય એવું લાગે છે. પતંગિયાંને પણ પોતાનું સ્વત્વ, નજાકત અને રંગીની હોય છે અને એનો મહિમા પણ નકારવા જેવો નથી. પણ એટલું જ કહેવું છે કે આજે ક્યાંય ગરુડનું ઉડ્ડયન દેખાતું નથી અને કોઈક પતંગિયાં ગરુડ થવાનો ચાળો કરે છે તો એ પોતાની પતંગિયા તરીકેની ચંચળ અને 'ઊડતા ફૂલ' જેવી ગતિને પણ ગુમાવી બેસે છે.

સાંપ્રત કવિ પોતાના અનુભવની સૃષ્ટિને શબ્દ દ્વારા સાકાર કરવાનો નિષ્ઠાપૂર્વક પ્રયત્ન કરી રહ્યો છે. આ બધા પ્રયત્નોની પાર રહેલી કવિતા કોઈકને ક્યારેક તો મળશે જ મળશે એવી શ્રદ્ધા ન રખાય એવું પણ છેક નથી.

લાભશંકર ઠાકરે એમની એક કવિતામાં કહ્યું છે તે આપણે સૌ સાંપ્રત કવિઓને સંબોધીને કહી શકીએ એમ છીએ:

'વાગીશ્વરીના નેત્રસરોવરમાંથી
ખોબોક પાણી પી
ફરી પાણી પી
ફરી કામે વળગતા
થાકી ગયેલા મિત્રો!
સાથે જ
અવાજને ખોદી શકાતો નથી
ને ઊંચકી શકાતું નથી મૌન!'

'વાગીશ્વરના નેત્રસરોવર'માંથી સાંપ્રત કવિઓને ખોબો પાણી પણ મળ્યું છે એની ધન્યતા ઓછી નથી. ... ...

અવાજને ખોદી શકાતો નથી
ને ઊંચકી શકાતું નથી મૌન.
હે વિપ્લવખોર મિત્રો !
આપણી રઝળતી ખોપરીઓને
આપણે દાટી શકતા નથી
અને આપણી ભૂખરી ચિંતાઓને
આપણે સાંધી શકતા નથી.
તો
સફેદ હંસ જેવાં આપણાં સપનાંઓને
તરતાં મૂકવા માટે
ક્યાં સુધી કાલાવાલા કરીશું
આ ઉષરભૂમિની કાંટાળી વાડને ?
આપણી આંખોની ઝાંખાશનો લાભ લઈ
વૃક્ષોએ ઊડવા માંડ્યું છે એ ખરું,
પણ એ શું સાચું નથી
કે આંખો આપીને આપણને
છેતરવામાં આવ્યા છે ?
વાગીશ્વરીના નેત્રસરોવરમાંથી
ખોબોક પાણી પી
ફરી પાણી પી
ફરી કામે વળગતા
થાકી ગયેલા મિત્રો !
સાચે જ
અવાજને ખોદી શકાતો નથી
ને ઊંચકી શકાતું નથી મૌન.

સિતાંશુ યશશ્ચંદ્ર ☐ મારા જન્મ-પુનર્જન્મોનું સર્રીઅલ કાવ્ય

૧

કોનો તરાપો તરે છે રક્તનાં વહેણોમાં ?
કોણ જાય છે ? ક્યાં
ડબાક નાડીઓમાં ડબકોળાય છે ટોચ.
સાંભળું છું
હલેસાંનો અવાજ આવ્યા કરે છે સતત.
કયા રત્નભંડારના કોની પાસે છે નકશા ?
લબકારો થઈ ઊછળી અચાનક,
ભય થઈ ફેલાઈ રોમેરોમ અફળાઈ
છિદ્રે છિદ્રવાટે ઊતરી ગઈ ચામડીમાં ઊંડે
જાળ ધીમે; અટકી; પડી; રહી.
ખેંચાશે ક્યારેક.
જામેલા સરકારી પૂલોના સિમેન્ટ તળેથી
રાતના સરકી ગયું સમુદ્ર ભણીની તાણ ભેગું
જ
કોણ ? કેટલે ?
વહેણમાં ડૂબી, વહેણ ફાડી ઊંચે વધતું, કાળું પાટિયું.
સફેદ આંકડાઓ લખી રાખ્યા છે ઈન્ચે ઈન્ચે
કોઈ ઘસે છે ઊછળતી સપાટી ભાંગી કાઢેલાં
ઘેલાં ટેરવાં
એ આંકડા પર, - ભેરવાય જો ડૂબતી કાય
ક્યાંય ક્યાંય
ભૂંસાઈ જાય એ આંકડો છવ્વીસનો છેક
ડૂબે પહેલા પચીસે ભેગો જળમાંહ્ય જળમાંહ્ય
પૂલ પર ઊભી પ્હોળી આંખો વડે તકાય
ધબકતી નાડીએ નાડીએ ડબકોળતો

૨

અધીરાં હલેસાંની એક સામટી ટોચ
કોણ?
ના રોકાય. ના રોકાય. ના રોકાય.
કોનો ભૂરો તરાપો તરે છે રાતાં વહેણોમાં
કોણ જાય છે? ક્યાં?

૨

ખૂન!
કર્યું છે. લાશ ગંદી ગટરોમાં વહી ગઈ છે, નહિ
મળે ક્યારે ય કોઈને ય, છરો કોઈ
ઝૂટવી ગયું મારા હાથમાંથી. હું હવે નિઃશસ્ત્ર છું.
અસહાય એ
સ્ત્રી સતત પ્રસવ્યા કરતી હતી, સંતતિને
પોષી ન શકતો હું. પ્રજા હજી યે જીવે છે.
એ ગટરોમાં વહી ગઈ આધી હવે વંધ્ય,
મેં મારી હત્યા કરી છે.
મારા હાથમાંથી હવે મેં છરો આંચકી લીધો છે
મને સજા કરો. મને બચાવો. ઓ હું ઓ!

૩

ધીમે અ ધીમે અ લાંઆબિ ગુડ્ઝટ્રેનનો એક રાનો, તાળાં
લગાવેલો, S. R.માં અહીંયાં ચોકથી અને છપાવેલા
કાગળના લેબલોથી
તથા લાલ લાખની સીલથી ઉપરાંત કાર્ડબોર્ડની પીળી તકતીઓથી
લબડતો તથા લાંબો. મૂરખ આંકડા. પણ ભાઈ, બહુ કામના
રેલવેતંત્રના આંકડા લખેલો ગોળ, ઓછામાં ઓછી
સ્પ્રિંગ કમાનોવાળો, વિચિત્ર, બીજા કોઈ ડબ્બાના ન હોય
તેવાં, ગોળ કાણાંવાળા ગોળ સાદાં વિચિત્ર પૈડાં ઉપર
ગબડતો. બારીની ફાટો બાધી તાકે છે જેની ક્યાં યે

નહીં ખાસ તો આમ, આમ ને તેમ, તેવો જાણે કે
આ એક ડબ્બો ગયો ને પછી બીજો, શતો, તાળાં
લગાવેલો, પણ અડધો ખુલ્લો સીલ વગરનો પણ
ઓછામાં ઓછી સ્પ્રિંગ કમાનોવાળો સાદો વિચિત્ર બીજો
ડબ્બો આ આવ્યો, હવે ત્રીજો કદાચ ખુલ્લો હશે સાવ,
લોખંડના ગર્ડરોવાળો, પણ સાદો, તે ગયો. આ આવ્યો તે
પંદરમો કે તેરમો તેત્રીસમો? ના ના સત્તરમો કે
પહેલાવાળો જ તો ક્યાંથી હોય નવો જ હશે
સત્તાવીસમો.
લાંબી ગુડ્ઝટ્રેન ખખડે છે ખાંસી જેવી, મને ચેન નથી
ચેન ખેંચો, મરે, દંડ ભરી દઈશું. શું ચેન જ નથી
ગુડ્ઝટ્રેનને? મને ચેન નથી, કોને? શું? શું શું હેં?

૪

ચાલીના છવ્વીશ દાદરા થઈ, ઊભી થઈ ગઈ છે અસ્વસ્થતા
મારા ઓરડામાં.
ચારે ખૂણે ચાર, માળ માળ વચ્ચે બે બેમાં એ તૂટતા ખૂટતાના,
ને આ વચ્ચેના બે, એમ જેમતેમ ગણતરી પૂરી
કરીએ તો પાંચ માળના માળાના દાદરા છવીસ થઈ
જાય છે કુલ ગણતા ને તે છવ્વીસે દાદરા થઈ
ખખડધજ મારા ઓરડામાં ઊભી થઈ છે ઊંઘ,
ઊંઘ યાને અસ્વસ્થતા.
ઊંઘ આટઆટલી? આટઆટલે સ્થળે મારામાં ગોઠવાઈ
ગઈ? ઊંઘના દાદરા રાતી આંખો ફોડતું કોણ ઊતરે છે
ને પછી સડસડાટ ચડી જાય છે અગાશીમાં? ઊંઘના
દાદરા પર કોણ રાજકુમારી બની જાય છે માત્ર ભિખારણ?
મને જોડો કોનો જડે છે ઊંઘના દાદરા પરથી?
ચાલીના છવ્વીસ દાદરા પરના છવ્વીસ જોડા થઈ

પડી રહી છે અસ્વસ્થતા મારા બરડામાં.
હું કદાચ બાકીનાં વરસો તેર જોડી જોડા વેચીને
સુખે ગુજારી શકું.
ચાલીના છવ્વીસ દાદરા, મારા બરડામાં જોડા.

૫

લાલ લોહીનાં વહેણોમાં વહાણો ડૂબી ગયાં.
શાંત કાળાશ જહાજોવાળી જ જન્મી છે.
બીડેલા ભંડકિયામાં જે તે કોણ?
વમળોના બળવાન બાહુઓએ સુકાનો સંભાળી લીધાં,
નકશાઓ પર પથરાયો તળિયાના રત્નરાશિનો પ્રકાશ.
બપોરની વેધક નજરે ન ઉકેલાયેલી ગુપ્ત રેખાઓ
ભેદી રસાયણોમાં હવે વિહાર થઈ શકતાં, ઊઘડી આવી.
ઊઘડેલા ભંડકિયામાંથી જે તે કોણ?
ઊંડાણોમાં તરતી રેખાળવી કજાત હથેળીઓ
રેખાંકનોને સભય ભીડી દે મુઠ્ઠીમાં
શાંત કાળાશો જહાજોવાળી જ જન્મી છે
લાલ લોહીનાં વહેણોમાં વહાણો ડૂબી ગયાં.

□

બરકત વીરાણી □ આ બધાં

ઓ હૃદય, તેં પણ ભલા કેવો ફસાવ્યો છે મને?
જે નથી મારાં બન્યાં, એનો બનાવ્યો છે મને!
સાથ આપો કે ન આપો એ ખુશી છે આપની,
આપનો ઉપકાર – મારગ તો બતાવ્યો છે મને,
સાવ સહેલું છે, તમે પણ એ રીતે ભૂલી શકો;
કે તમારા પ્રેમમાં મેં તો ભુલાવ્યો છે મને.

લ્યો કહો – સુખ આપનારાં કેટલાં ઓછાં હશે?
એ જ લોકો યાદ છે જેણે હસાવ્યો છે મને.

હોત દરિયો તો હું તરવાની તક પામી શકત,
શું કરું કે ઝાંઝવાંઓએ ડુબાવ્યો છે મને.

કાંઈ નહોતું એ છતાં સૌએ મને લૂંટી ગયા,
કાંઈ નહોતું એટલે મેં પણ લૂંટાવ્યો છે મને.

એ બધાંનાં નામ દઈ મારે નથી થાવું ખરાબ,
સારા સારા માનવીઓએ સતાવ્યો છે મને.

તાપ મારો જીરવી શકતાં નથી એ પણ હવે,
લઈ હરીફોની મદદ જેણે જલાવ્યો છે મને.

આમ તો હાલત અમારા બેયની સરખી જ છે,
મેં ગુમાવ્યાં એમ એણે પણ ગુમાવ્યો છે મને.

આ રીતે સમતોલ તો કેવળ ખુદા રાખી શકે,
ભાર માથા પર મૂક્યો છે ને નમાવ્યો છે મને.

સાકી, જોજે હું નશામાં ગમને ભૂલી જાઉં નહિ,
એ જ તો આ તારા મયખાનામાં લાવ્યો છે મને.

આ બધાં બેફામ જે આજે રડે છે મોત પર,
એ બધાંએ જિંદગી આખી રડાવ્યો છે મને.



રાજેન્દ્ર શુક્લ □ લાવ જરા

અમથું રે અડકાડયું જીરણ દ્વાર
એકલું કદી વળગતું મૂંગી વાતે–
તમે અમારી અંધ આંખની ઉઘાડ-બીડ
ને તમે હવે તો માત્ર હવાની હલચલ.... ....

પણ પછીતની ભીંતો સંગાથે

અધમધરાતે કાયા ઘસતો
રોજ રણકતો દખણાદો અંધાર;
ધ્રૂજતાં નેવાં ને નળિયાં, મોભ ધ્રૂજતો રોજ
આછું આછું અંગ ધ્રૂજતાં
વૃદ્ધ કેસરી આંખ ઊંચકી સ્હેજે ઘુરકતો.
તો ઓકળિયાળા લીંપણયુગની પોપડીઓ
ખરતી ખરતી આંખોની ઝાંખપમાં ખોવાતી,
ખરી ગયેલી પાંપણમાં આછેરું પ્રોવાતું
કોઈ વણવીંધેલી પળનું પાણી....

પણ પછીતની ભીંતો તો પડવાની,
પછીતની ભીંતો તો પડવાની,
તો ક્યાંથી રે જડવાની પાછી
પછીતની ભીંતોની ભાત્ય?
તો લાવ જરા ચકમક ઝગવું,
બે ઘૂંટ ખેંચી લઉં હુક્કાના છેલ્લેરા,
ને સાવ પછી બા'રો નીકળી જઉં,
પછીતની ઓકળિયાળી ભીંતોને
લાવ જરા અડકી લઉં....



જશવંત દેસાઈ □ પુનરાવર્તન

આજે ય એ સ્મરણ શૈશવનું: પિતાજી
દાદાતણી છબિ વિશાળ કરે ગ્રહીને
ઊભા હતા લઘુક મેજ પરે, દીવાલે
લંબાવી હસ્ત છબિ ગોઠવી દીધ, શીર્ષ
નીચું નમ્યું, ચખથી મોતીની સેર....ગેહે
વ્યાપી ગયો ઘડીક તો ઘન અંધકાર.

એ એ જ દૃશ્ય ફરી આજ, નટો પરંતુ
જુદા, જૂની છબિ ખસી આવ પાર્શ્વ ખંડે,
હું ગોઠવું છબિ પિતાજીની ખાલી સ્થાને
ને ભક્તિપૂર્ણ હૃદયે રહું વંદી તાત.
આ એ જ આંસુ નયને, ઉર એ જ ડૂમો
ને ઊંડી કો ગમગીની તણી એ જ છાંય.
બે દાયકા સરકતા ક્ષણ અર્ધમાં ને
હું જોઉં દૃશ્ય ફરી એ જ...



પ્રાણજીવન મહેતા □ સંધ્યા

પર્ણરવ મહીં પડઘાતી સીમ સાંભળું.
ગોધૂલીની રજમાં
ઊડતાં તારક થૈ ધૂંધળાં.
રાત હજુ તો પાદર ઊભી
પીપળ-છાંયે ઝાંઝર-બાંધે.
ગોખમાં બેઠું મન મરકતું.
દીવાસળીની પેટીએ પૂરેલું
અજવાળું હલબલતું.
ટહુકો કરી ઊડી ગયેલ, મોરના
આંગણ ખરી પડેલા પિચ્છે
હું નભે ચીતરું ચાંદ.
સૂર્ય હવે તો મારી નજરમાં ખરતું પાંદ.



જગદીશ ત્રિવેદી □ કેમે કર્યો આ હાથ

ફૂલનો ગુચ્છો લઈને એક ડાળી પાતળી
રોજ બારીમાં રહે છે ઝૂમતી–

હાથ ફેલાવું અને
આવી પડે–
એટલું–બસ એટલું અંતર,
કેમે કર્યો પણ હાથ ફેલાયો નહિ.

એક અણિયાળું શિખર
મુજ આંખને તેજલ તળાવે
રોજ તરવા ઊતરે–
કાંઠે પડેલો હાથ તરસ્યો તાકતો એવી રીતે
કેમે કર્યો પણ હાથ લંબાયો નહિ.

ક્યારેક તો મુજ શીર્ષને સ્પર્શી જતું
આકાશ આવે છે ઝૂકીને એટલું નીચું–
એકકેય પણ તે તારલાને ચૂંટવા
કેમે કર્યો આ હાથ ઊંચકાયો નહિ.



મનોહર ત્રિવેદી □ વિસ્તરે

પાનખર કૂંપળ થઈને વિસ્તરે?
ઝાંઝવાંઓ જળ થઈને વિસ્તરે?
રાતભર વરસી, સવારે ઘાસ પર-
આંસુઓ ઝાકળ થઈને વિસ્તરે.

રેત-ઘરમાં ઊડતી એકાન્તની,
શૂન્યતાઓ રણ થઈને વિસ્તરે.

યાદની ખીલી ઊઠે જ્યાં ચાંદની,
વેદના સાગર થઈને વિસ્તરે.



મીનુ દેસાઈ □ આ જિન્દગીની મહેફિલે

હે તાત યાચું આટલું–
જે ખુમારી પર સજાવી આ ગુલાબી જિન્દગી

એ ખુમારીથી સદા જાગ્રત રહી,
કોઈના ચૂસું નહીં હું પાય, યાચું આટલું.
આ જિન્દગીની મહેફિલે—
ફૂલો બદલ હાથે ચઢે છે કંટકો.
એ કંટકો સત્કારવા તૈયાર છું,
પણ બુઝદિલોના દિલને બહેલાવવાં લાચાર છું.
છો બને દુનિયા ખફા.
છો દોસ્ત પણ ફેંકી દીએ છેલ્લી વફા;
ખૂનને ખાબોચિયે ભીંજાઉં તો યે હે પ્રભુ!
ઉન્નત કરેલા શિરને તું રાખજે ઉન્નત સદા.



રાવજી પટેલ □ એક મૃત્યુકાવ્ય

ફરીવાર એક અંધારી રાત્રે
હું આ ગામમાં આવીશ ત્યારે
પેલું દૂધનું બનેલું વાછડું
એની ગાયને
ચાટતું જ હશે કે?
પેલો
સીસમના ડિલવાળો વૃદ્ધ
ફરકડીમાં ભીંડી વીંટી વીંટી ઘડપણ સાંધે છે.
અને
રોજ રોજ સામા ફળિયામાંથી
અધડવા આવતી છોકરી:
ફરીવાર એક અંધારી રાત્રે
હું આ ગામમાં આવીશ ત્યારે
વૃદ્ધ મને સાંધશે?
પેલી છોકરી મને લડશે?

લીલો અવાજ મોરનો હજુ યે ઉદાસ છે–
એ સાંભળીને રોજ તૂટી જાય જંગલો !

ચાવું છું ભાન ભૂલી તણખલું હું ઘાસનું
ને મારે રોમરોમ ઊગી જાય જંગલો !

લીલાં ને સૂકાં પાન ખરે છે ઉદાસીનાં
ને શૂન્યતાના ઘરમાં ઊગી જાય જંગલો !



અમૃત ઘાયલ ☐ ગઝલ

ના હિન્દુ નીકળ્યા ન મુસલમાન નીકળ્યા,
કબરો ઉઘાડી જોયું તો ઇન્સાન નીકળ્યા !
સહેલાઈથી ન પ્રેમના અરમાન નીકળ્યા,
જો નીકળ્યા તો અંતે લઈ જાન નીકળ્યા.
તારો ખુદા કે નીવડયાં બિન્દુ ય મોતીઓ,
મારાં કરમ કે અશ્રુઓ તોફાન નીકળ્યાં,
એ રંગ જેને જીવ સમા સાચવ્યા હતા,
એ રંગ એક રાતના મ્હેમાન નીકળ્યા.
કરતા હતા પહાડનો દાવો પલાશ પણ–
આવી જો પાનખર તો ખર્યાં પાન નીકળ્યાં.
કીધા હતા કરાર તો મનમેળ વાસ્તે,
કિન્તુ કરાર કલેશનાં મેદાન નીકળ્યાં.
હું મારા શ્વાસ જેમને સમજી રહ્યો હતો,
ઘાયલ એ શ્વાસ મોતનાં ફરમાન નીકળ્યાં.



સુરેશ જોશી ☐ એક ભૂલા પડેલા રોમાન્ટિક કવિનું દુઃસ્વપ્ન

મૃણાલ, મૃણાલ
તું સાંભળે છે?
અત્યારે તું બેઠી હશે તારા પરિવાર વચ્ચે

સુરક્ષિત
આજ્ઞાંકિત ઘડિયાળનો નિયમિત ટીક્ટીક્ અવાજ
ચાર દીવાલનો પહેરો
સોફાનો પોચોપોચો ખોળો
બિહામણી છાયાઓને ભગાડી મૂકતી ફ્લોરેસન્ટ લાઈટ
ને છતાં મૃણાલ,
વર્ષોના જામેલા થર ઊડી જાય છે એક ફૂંકે
ગાઢું જંગલ ઘેરી વળે છે દીવાલોને
રાતી ઇંટને ઢાંકે છે લીલ
એને ફાડીને ઊગી નીકળ્યા છે પીપળા
અર્ધો તૂટેલો ઝરૂખો
જેમાં હજી બેઠી છે નિષ્પલક પ્રતીક્ષા
એની પાસે ટોળે વળીને બેઠા છે કેટલાય કજળી ગયેલા સૂરજ
નીચેની તળાવડીમાં ક્યાંક તરે છે કોઈકનું મસ્તક
પાસે થઈને ચાલી જાય છે સીડી
કોઈ ચઢે છે ને ઊતરે છે
રૂમઝુમ રૂમઝુમ
ને પેલી બારી
હજુ એમાં જડાયું છે તારું મુખ
તારી આંખ પાંખો ફફડાવીને ઊડું ઊડું કરે છે
નીચે સર્પ-યુગલનું મૈથુન
એના સિસકારાના બોદા પડઘા
ઢંઢોળે છે વાવના અન્ધ જળને
બહેરો સમય વટવાગળાની જેમ લટકે છે અહીં
મૃણાલ, મૃણાલ
સાંભળે છે તું?
મારો અવાજ

થોરને કાંટો ફૂટે તેમ એ ફૂટે છે મારે કણ્ઠે
મોટા શહેરના મધરાતવેળાના નિર્જન ચૉકનું
કણસતું મૌન
શહેરને ખૂણેખૂણે દૃઢ આસને બેઠેલાં પૂતળાંઓને
વીંટળાઈ વળેલી નિઃસંગતા
બારાખડીના ખોડા વ્યંજનોની જેમ અથડાતા આ લોકો
સિગારેટના ધોળા કાગળનાં પાંદડાંવાળું ઝાડ
એના પર ચાવી આપેલા એલાર્મ ક્લૉકનાં પંખી
એની છાયામાં બે ખોટા સિક્કા જેવા સરખા પ્રેમી
થિયેટરોની નિયોન લાઈટનો કામુક ઘોંઘાટ
ગંદી અફવાની જેમ પ્રસરતો પવન
વારાંગનાના મેલા દર્પણ જેવી નદી
જાહેરખબરના પોસ્ટર જેવું ચોંટાડેલું આકાશ
સાત લંગડા ઘોડાને શોધતો સૂરજ
ભૂવાની ડાકલીના ફિક્કા પડઘા જેવો ચન્દ્ર
મૃણાલ, મૃણાલ
આ બધામાં ક્યાં છે તું?
સાંભળે છે મારો અવાજ?
પથ્થરના હૃદયમાં રહેલા ઉલ્કાના સ્મરણ જેવો
વનમાં લાગેલા દવથી ભડકેલા વાઘની આંખના તણખાથી ગોફાયેલો
તારાં આંસુના તેજાબથી કોતરાયેલો
કબ્રસ્તાનનાં ધોળા ધૂપધોયા વિષાદભીનો
જળમાં સળકતા કશાક આદિમ સ્પર્શના નિઃશ્વાસ જેવો
ખંડિયેરમાં અથડાતા જરઠ બોખા કાળ જેવો ઠાલો
દરમાં સરી જતા સાપ જેવો નિઃશબ્દ
મૃણાલ, સાંભળે છે તું મારો અવાજ?
તારાં વાચાળ કંકણ
બે આંખોનો સદા ચાલ્યા કરતો ચટુલ સંવાદ

શ્વાસોનું વૃન્દગાન
આંગળીઓનાં ઇંગિત
ધૂર્ત હૃદયની રહસ્યકથા
ઘરમાં ફરતા પડછાયાનો ઘોંઘાટ –
મૃણાલ, મૃણાલ
તું શી રીતે સાંભળશે મારો અવાજ?
મૃણાલ, તું કોણ, હું કોણ?
મારા જખમને ટેકે ઊભી છે રાત
તારા શ્વાસે ખીલે છે સ્વર્ગનાં પારિજાત
હું દેશવટો ભોગવું છું આંસુના બિલોરી મહેલમાં
તારા સ્મિતનું પાનેતર લહેરાય છે હવામાં
ઉર્વશીના નૃત્યભંગનો લય બહેકાવી મૂકે છે તારાં ચરણ
કરોળિયાના જાળામાં ઝિલાયેલા ઝાકળની આંખે
તાકી રહ્યું છે મારું મરણ
મૃણાલ, પૂછું એક વાત?
તારી આંખોના અંધારિયા ભોંયરામાં
કોણ લટકે છે ઊંધે મસ્તકે?
તારી શિરાઓની ભૂલભૂલામણીમાં
કોણ સળગે છે જામગરીની જેમ?
તારા સ્પર્શના અડાબીડ વનમાં
કેટલા તેં સંતાડ્યા છે મણિધર નાગ?
તારી કાયાના આ સાગરમાં
કોના ડુબાડ્યા તેં કાફલા સાતેસાત?
તારા શ્વાસના ખરલમાં -
કોણ ઘૂંટી રહ્યું છે ગરલ?
મૃણાલ, મૃણાલ,
સાંભળે છે તુ?

તને મેં જોઈ હતી એકવાર
લીલીછમ તળાવડી
ને લીલોલીલો ચાંદો
લીલી તારી કાયા
ને લીલો એનો ડંખ
લાલ ચટ્ટક ઘા મારો
ને ભર્યું એમાં લાલ ચટ્ટક મધ
એને ચાખે લાલલાલ કીડીઓની હાર
એની સંખ્યા ગણતી બેઠી ભૂવાની જમાત
મારી આંખે લીલો પડદો
ઢળે લીલો ચારેકોર અન્ધાર
મૃણાલ, જો ને–
ચારે બાજુ ઊડી રહ્યા પવનના લીરા
કૂવાના ચોર-ખિસ્સામાં થોડા સૂરજના ટુકડા
શહેરના બાગમાં ફૂલોની શિસ્તબદ્ધ કવાયત
પાનની દુકાનના અરીસાઓની ચાલે મસલત
પુલ નીચે સૂકી નદી વાગોળે મરણ
રસ્તેરસ્તે તગતગે આસ્ફાલ્ટનાં રણ
ચૂંથાયેલા રેશનકાર્ડ જેવા બધે ચહેરા
ફરીશું શું અહીં કહે સપ્તપદી ફેરા?
મૃણાલ,
હું જાણું છું
ઢીંગલીઓનો પહેરો ગોઠવીને
તું સાચવી રહી છે તારું શમણું
ચન્દન-તળાવડીને કાંઠે છે એક મહેલ
રૂમઝુમ એમાં નાચે પરીઓ
પવન વગાડે પાવો

એ મહેલમાં એક ઝૂલો
એના પર તું કદી એકલીએકલી ઝૂલે
કદીક તારી આંખો ઊડી જાય દૂરદૂર
તારા કાન સરવા થઈને સાંભળે
રજનીગન્ધાની સુગન્ધ જાણે હમણાં લાવશે સંદેશો
હમણાં પૂરપાટ દોડયો આવશે રાજકુમાર
ઊંચા ઊંચા મહેલની ઊંચી અટારીએ
તું મીટ માંડીને જોઈ રહે
એક રાત જાય, બીજી રાત જાય
કોઈ આવે નહિ
પરીઓ થાકીને બની જાય ઝાકળ
સૂરજ કરી જાય એમનું હરણ
ઢીંગલીઓનાં ચીથરાં તાણી જાય ઊંદર
ચન્દન-તળાવડીનાં નીર સૂકાય
મહેલના બને ખંડેર
અસવાર વગરનો અશ્વ દોડયા કરે દશે દિશા
તારા શ્વાસમાં ગાજે એના પડછંદા
એ સાંભળતી તું બેસી રહે
કહે તો મૃણાલ, આમ કેટલા વીત્યા જુગ?
સોનાવાટકડીમાં શેડકઢાં દૂધ પડી રહે
રૂપલાવાટકડીમાં ચન્દન સૂકાય
સૂરજ થાકે ને થાકે ચાંદો
તારી આંખો ના તો યે પલકાય
પણ મૃણાલ,
મહેલને મિનારે બેઠું છે એક પંખી
કાળું કાળું ને મોટુંમસ
લાલ એની ચાંચ

આંખો એની જાણે અગ્નિની આંચ
ઊડી જશે એ લઈને તને
ભાગી આવ, ભાગી આવ
મૃણાલ, ભાગી આવ
મૃણાલ, શું કરીશ તું ?
રોજ સવારે અખબારના અક્ષરો ઘૂંટેલી ચા પીશે
પછી નાના બાબલાનું બાળમંદિર
મોટી બેબીની સ્કૂલ-બસ
પછી પતિદેવના શર્ટની કફલિન્કની શોધાશોધ
ઝરૂખામાં ઊભા રહી 'આવજો, આવજો !'
ભોજન, આરામ, રેડિયો પર દાદરા-ઠુમરી
ટેલિફોનની રણકે ઘંટડી
'વારુ, જરૂર, બરાબર છ વાગે'
વાળ હોળતાં નજરે ચઢશે બે ધોળા વાળ
તરત તોડીને ફેંકી દેશે
એમ્બેસેડોર કાર
દોડે પૂરપાટ
ચારે બાજુ ઝળાંઝળાં
'કેમ છો ?' 'હાઉ સ્વીટ યુ આર ?'
બોદું હાસ્ય, શરાબભીના અવાજ
બજારના ભાવતાલ, સાડી ને ઝવેરાત
ધીમે ધીમે થાય મધરાત
પછી વફાદાર પત્નીનો પાઠ
થોડાં સ્વપ્નાંનો ભંગાર
વળી પાછી સવાર
ક્યારેક વળી આવી ચઢે તાર
બિઝનેસનો મામલો, ડિયર, સમજી જા ને-

ક્દીક તો રહેવું પડે બેચાર દિવસ બહાર
મૃણાલ, મૃણાલ મારી સોનાની મૂરત
આ તે શા તુજ હાલ?
મૃણાલ તું તો જાણે છે બધું
તો પછી મન્ત્ર મારીને મને કરી દેને પથ્થર
અથવા ફૂંક મારીને કરી દેને અલોપ
અથવા ચાંપી દેને કોઈ પાતાળમાં
લાળ ઝરતે મોઢે ઘરડું મરણ
ભટકે છે બારણેબારણે
પૂછે છે મારું નામ

મૃણાલ, હું છું અહીં
શહેરના ટોળામાં ભૂંસતો ફરું છું મારો ચહેરો
દવાની દુકાને વાંચું છું દવાનાં નામ
કે પછી મ્યુઝિયમમાં વાંચું છું જૂનાં તામ્રપત્ર
પ્રાણીબાગમાં અજગરને જોયા કરું છું કલાકના કલાક
બસમાં બેસી શહેરનાં ગણું છું મકાન
હૉસ્પિટલમાં મરનાર દર્દી પાસે બોલું છું રામનામ
સરઘસમાં જોડાઈને ગજાવું છું નારો
કોઈકવાર ભાષણ કરવાનો મારોય આવે છે વારો
આંધળી શેરીને વાંચી આપું સૂરજ
કોઈકવાર ફૂટપાથ પર બેસીને જોઈ આપું નસીબ
જાદૂગરના ખેલમાં કદીક લઉં છું નાનો પાઠ
સ્ટેશને બેસીને જોઉં દુનિયાનો ઠાઠ
કોઈકવાર આવે તાવ તો એની નથી કરતો રાવ
આમ તો છું મારા જેવો જ
પણ કોઈકવાર લાગે જુદું
શ્વાસની અમરાઈઓમાં ટહૂકી ઊઠે કોકિલ

મસ્તકમાં ઠલવાય હજાર અરેબિયન નાઈટ્સ
હાથ લંબાઈને પહોંચે ત્રેતાયુગમાં
ચરણ બની જાય બેદુઈન આરબ
તેથી તો કહું છું મૃણાલ,
ઘેરી લે મને તું બનીને ક્ષિતિજ
મૃણાલ, નિંદરથી બીડેલાં તારાં પોપચાંમાં
ઢળી જાઉં બની હું ય નિંદરનું એક બિન્દુ.



યશવંત ત્રિવેદી □ હું, પુલ ને વસંતની રાતો

આજે વસંતની રાતોને સળગાવી છે થોડાક પ્રશ્નોએ :
કોણ છું હું ?
કોણ છે આ આનંદનાં શ્વેત ફૂલો ?
ને કોણ છે આ વેદનાનાં ભૂરાં ભૂરાં ફૂલ ?
સહુ કોણ છે ?
પ્રશ્નો : તૂટેલા પુલના ગર્ડરો !
પુલની પેલી પાર સૂનો છે અતીત દેવળના કૉફીનમાં
આપણે સહુ રહીએ છીએ તેની સફેદ આંખોના આઈસબર્ગના શહેરમાં
અતીત શહેરમાં કેટકેટલી વ્યથા !
બર્થ-ડે પાર્ટીમાં લટકાવેલા ફૂગ્ગાઓમાં કેટકેટલી કથા !
પાર્વતી આપણને આકાશ જેટલો શ્વાસ ભરીને પ્રેમ કરે તે એક ખૂણે,
પાર્વતી મજબૂરીથી કોઈ જાગીરદારના આરસની ફર્શ નીચે માછલી થઈ જડાઈ
જાય તે બીજો ખૂણો
આપણે શરાબ ભરેલા એકવેરીઅમમાં તરફડયા કરીએ તે ત્રિકોણનો ત્રીજો ખૂણો
આખેઆખું શહેર : આવા ભૂમિતિના પ્રમેયોનું શહેર
વીતેલી દિવાળીઓનાં બુઝાયેલાં કોડિયાંની ધૂમ્રસેરોમાં
કુરકુરિયાની જેમ ટૂંટિયું વાળી બેઠેલા પ્રસંગો
પ્રસંગોની આંખોમાં ટમટમે તમે અને તેઓ.

તમે લાવ્યા હતા વસંતની પંચમીની રાત
હજીયે પાંચમનો ચંદ્ર પીળું ફૂલ થઈને તરતો રહે
કોઈ ઉર્દૂ કવિને કથ્થઈ મરિયલ આકાશ

કથ્થાશ અને પીળાશનો જ આ પુલ છે
તેઓનાં લાલ ભડકામણાં પગલાં પુલને ખરડે છે
તેઓનાં પગલાંમાં લાલ સિગ્નલો ભભૂક્યા કરે છે
પુલ પર કીડીને ચાલવાની જરાય જગ્યા નથી
પુલ પર ચલાય તેમ નથી
પુલ પર કર્ણના અગ્નિદાહ માટે કૃષ્ણ જગ્યા શોધે છે
પુલ ચાલતો નથી
પુલ શું છે?
પુલ મોહેન્જોદારો છે
તેઓ બધા મોહેન્જોદારો છે
તમે બધા મોહેન્જોદારો છો
ને હું.......?
સ્ટિકફાસ્ટથી ચોંટાડેલા વર્ષો મને પૂછ્યા કરે છે
વસંતની રાતો બળ્યા કરે છે
હું મોહેન્જોદારોમાંથી મળેલી કાંસાની તૂટેલી નર્તિકા છું?
છું હું પ્રથમ પ્રેમપત્ર લખતી શકુંતલાની આંગળીનો આદિ કંપ?
ઈરિકાને લોહીના ભ્રમણમાં વહેતી મૂકી, તેના ધબકારનો લય સાંભળવા
શ્વાસ થંભાવી ગયેલો રિલ્કે છું?
દાન્તેની આંખોમાં સો સો ટાપુ થઈને તૂટી ગયેલું વેનીસ
અને પો નદીનો પ્રવાહ થઈ વહી જતી બીએટ્રીસ છું?
પોતાને જડી દીધા પછી વધસ્તંભમાં ફૂટવા માંડેલી વસંતની
ટીશીઓને કાન માંડી સાંભળતો ઈશુ છું?
બિરલા ભવનમાં 'હે રામ!'નો આકાર થઈ જતો ગાંધીનો
અંતિમ અવાજ છું?

કે હું પેલી ચીની છોકરીના હાથની ભૂંગળી પર પોલાણો ફરતો
ફાનસિયા જેવું મ્હોરું પહેરી બેઠેલો પરપોટો છું?
પ્રશ્નો મને પૂછે છેઃ કોઈ શું હોઈ શકે?
હું પ્રશ્નોને પૂછું છુંઃ પરપોટો પરપોટા સિવાય બીજું શું હોઈ શકે?
આ પુલ પર થઈને મહમદ ગીઝની સોમનાથ આવ્યો ત્યારે ચૌલા,
ભીમદેવ મહારાજને શંભુ સમજી, મધરાતે પ્રભાસપાટણનો તોફાની
દરિયો છજામાં લઈ આવેલી.
કશુંક સમજવું એટલે?
હું તમને વસંતપંચમીના ચંદ્રનું ફૂલ સમજેલો
હું મને પણ એમ જ સમજેલો
પણ ચંદ્ર પાસે જઈ આવેલા લોકો કહે છેઃ
ચંદ્ર તો જવાળામુખી ઠરી ગયા પછીનો રૂક્ષ ખડકોનો મરી ગયેલો
દેશ છે.
મરી ગયો નેપોલીઅન સૅન્ટ હેલિનામાં
ત્યારે ચોકીદાર ફાટી પડ્યો પેલા જીવતા નેપોલીઅનના નામના ફડકામાંઃ
'ઓ બાપ રે! નેપોલીઅન જીવતો લાગે છે હજી!
જુઓ એની મૂછ હલે!'

ખરેખર તો હલતી હતી હવા!
કશીક સમજણમાં હવા મૂછ બની જાય
ભીમદેવ શંભુ નહોતો
શંભુ પણ શંભુ નહોતા
મહમદની ડાંગથી પથ્થરના ત્રણ ટુકડા હતા
પથ્થર નીકળી ગયા એટલે ખાડો ખાલી–સાવ ખાલી–ગોળ કુંડાળું હતો.
સાવ ખાલી કુંડાળાને ચૌલા શું સમજતી હતી?
મને પ્રશ્નો પૂછ્યા કરે છેઃ આપણે શું સમજીએ છીએ?
હું સીતા વગરના લક્ષ્મણકુંડાળાને નિહાળ્યા કરું છું
વસંતની રાતો બળ્યા કરે છે.

હું અંદર વાદળાંઓ થઈ હવે ગૂંગળાઈ રહ્યો છું
હજીયે કેમ બેસી રહ્યાં છો એકવેરીઅમના કાચ પર બળતો સૂરજ થઇને?
અને એ ય કેટલું કમનસીબ છે કે
તમે નહિ હો ત્યારે ય નાતાલ આવતાં પહેલાં, બરફ થઈને થીજી જઈશ!
તમે ક્યારેક વસંતનાં ઝરણાં થઈ એકવેરીઅમ પર વહી આવશો
ક્યારેક પાડશો સાદ
ત્યારે હું કદાચ ઓગળીને પાણી થઈશ
કદાચ ડોક ફરાવીને હાથ ફેલાવીશ
કદાચ....
પણ ત્યારે ભીતર મરી ગયેલી મારી માછલીઓને ક્યાં સંતાડી રાખીશ?
ક્યાં....?
પુલ પર એકવેરીઅમમાં
મરેલી જ્વેલફિશની પીઠ પર પ્રશ્નો જીવ્યા કરે છે
વસંતની રાતો બળ્યા કરે છે.
પત્ની સાથે સૂતો હોઉં
ખિસ્સામાં છુપાવી રાખેલા પ્રિયતમાના પત્રને છાનીછાની આંગળીઓ ફેરવી
ટેરવે કેતકીનું વન ઊગાડી લેતો હોઉં
મેલ ટ્રેનની સાંકળ ખેંચી ફ્લેગસ્ટેશનના અંધકારમાં અલોપ થઈ જતો હોઉં
શિયાળવાની લાળીમાં થરથર કંપતાં જંગલોમાં ચીસ પાડી ઊઠતો હોઉં
ધ્રુવના બરફમાંથી પરસેવે રેબઝેબ મને ઉપાડી પલંગ પર ખડકી દેતો હોઉં
ને સવારે ૐ નમઃશિવાય બોલતો બોલતો દાતણ મોંમાં મૂકી
અરીસાની સામે ભૂલમાં મને જ મળી જતો હોઉં
ત્યારે
મારા ચહેરાઓની રેખાઓમાં ફૂટપાથિયા જ્યોતિષીની ચકલીઓ
પેલાં પેક કવર લઈને ફર્યા કરે છે
વસંતની રાતો બળ્યા કરે છે
બરફ બરફ વરસી રહ્યો છે બધે

હવે ક્યાં છે પેલી વૃક્ષોની લીલાશ?
કલકલ પાઈપમાં વહેતું પાણી
પોષની અધરાતી ઠંડીમાં બરફ થઈ ડઘાઈ ગયું છે
હવે ખોલેલી નળની ચકલીમાંથી ટપકી પડેલું શૈશવ
મારા વૃદ્ધ ચહેરાની કરચલીઓ ભીતર
પેલા કલકલ નિનાદને શોધી રહ્યું છે
વૃદ્ધ દિવસો શ્વેત પાંપણથી
બરફનાં પડ ખોતર્યા કરે છે
વસંતની રાતો બળ્યા કરે છે
તો ઉપરની કમાનમાં રાહ જોતી મારી યક્ષિણીનું શું થશે?
મને સાંભરે છે:
સદ્યસ્નાતા યક્ષિણીના સંગેમરમર પર અચ્છોદ સરોવર તરવા નીકળતું.
પ્રેમપત્રના સંબોધનો મોરપીંછ થઈ ટહૂકી ઊઠતાં ત્યારે શ્વેત પાનેતરના
પંપાસરોવરમાં તેના કલહંસો કીલકીલી ઊઠતા
સંધ્યાનું કર્ણફૂલ ધારણ કરી મધુમાધવીની તર્જ જેવી એ
મને આલિંગી પડતી ત્યારે શયનખંડના કોડિયામાં ચંદ્ર ઊતરી
આવતો
હવે પ્રજ્ઞાપારમિતાના હાથની ધ્યાનસ્થ રેખાઓનાં કોતરોમાં ઊતરી
જાઉં તો?
પણ આપણે
કોઇ બીજાનો જૂહુનો દરિયો પુલ પર લાવી શકતા નથી
પ્રિયતમાની હથેળીમાં વહી જતી જમુનાને કિનારે તાજમહાલ
બંધાવી શકતા નથી
નહેરુના ટેબલ પરના લિંકનના હાથની પ્રતિકૃતિનો કર્મયોગ
થઈ આપણે તીનમૂર્તિના મેદાનમાં ઘાસ થઈ ઊગી શકતા નથી.
પુલ પર ટોળામાં ભળતાં જ કુચડાથી કરેલી ચોકડી સિવાય
આપણે બીજું કશુંય થઈ શકતા નથી

અરે, આપણા નામની આસપાસ ફૂટી નીકળેલી દંતકથાઓમાં
પણ આપણે હોઈ શકતા નથી!
આ પુલ પર
હું કદીયે હતો નહીં
હતાં ઇચ્છાઓનાં ઈંડાંમાં તરતાં પીળાં પીળાં આકાશ
પુલની ચાંદનીમાં ઝૂરતા તાજમહાલો તર્યા કરે છે
પુલ પર વધસ્તંભોના લાલ લાલ ક્રૂસ ચમક્યા કરે છે
પુલ પર ડાયોજીનીસના કૂમળા તડકાનું ખગ્રાસ ગ્રહણ થઈ
સિકંદરોનાં ભમી આકાશના કબ્રસ્તાનથી પડછાયા કરે છે
પુલ પર રાજઘાટથી પસ્તીમાં ઊડી આવેલા રામરાજ્યના નકશાઓ રઝળ્યા કરે છે.
પુલ પર સમય વીએટનામી મોરચે નાતાલના ત્રણ દિવસ
ખિલાડીના પગમાં ચૂપચાપ બેસી ઊંદરની રાહ જુએ છે.
સમય ઉંબરામાં ઊગેલું કરવતનું વન
સમય અવસરના મૃગલાને હણતું પારધીનું મન
સમય જનમજન્મોની ભસ્મોના કુંભો લઈ તરતું વૈતરણીનું તન
અનાગત જન્મો મને પૂછ્યા કરે છે: હું હોઈશ કે નહિ?
હું પ્રશ્નોને પૂછ્યા કરું છું: કોઈ હશે કે નહિ?


નીતિન મહેતા □ એક પત્ર :

કાચીંડો તે જ આ શહેર. હું અહીં, તું ત્યાં, વચ્ચે રઝળે છે મારા-તારા કેટલાયે અવશેષો. બધું બદલાતું જાય છે—સુખની જેમ, આકાશની જેમ. સ્વપ્નની બોદી દીવાલોના રણકારને પીઉં છું આંખોથી અને ત્વચા પર ખખડે છે વર્તમાનની એક એક ક્ષણ. 'પછી શું?'નું અવતરણ સતત પીડે છે મારી આ એક ક્ષણને. તડકો બારીના કાચ સાથે આજે સવારે જ ફૂટી ગયો. ત્વચા પર જે છિદ્રો છે તે કાચની ઝીણી કચ્ચરોની જેમ હાંફી રહ્યાં. આ અશબ્દ વિશ્વ મને પીડે છે તેથી તો હું તરડાઈ જાઉં છું દર્પણમાં અને મારી વાતો શ્વાસ થઈ પ્રતિબિંબાય છે

મારી સામે. તારા શહેરથી મારું શહેર જુદું, વચ્ચે લંબાઈને પડયો છે કાચીંડો. તું મારામાં જ ગોપિત રહી રચે છે મારી સાથે સંવાદ. હું તો ઘડું છું મારા મૌનને....ચિત્તને શબ્દાવું શી રીતે? મનને 'એ અહીં નથી' કહી કેમે કરી મનાવવું? તું મારી બધી ઋતુ. તારા માટે થોડી ઉનાળાની સાંજ અને વરસાદી બપોરની થોડી ક્ષણો મેં સાચવી રાખી છે. હું શબ્દોથી વિશેષ કશું લંબાવી નથી શકતો તારી તરફ. તારો નીતિન પણ આ શહેરમાં બોલતો, કોલ્ડ કોફી પીતો, Jazz સાંભળતો ઉદાસ હસે છે. Emotionally – ir – rational થઈ ગયો છે એ. વધુ પૂછીશ તો કહીશ ટ્રેન બની આવ-જા કરું છું અહીં-ત્યાં. તારે મને યાદ ન આવવું.



ચુનીલાલ મડિયા □ મરણ

મને ન મરવું ગમે છૂટક ટૂંક હફ્તા વડે
મળે મરણ ગાય-ગોકળ સમું, ધીમું,–વાવરે
યદા કૃપણ સંપદા અસહ લોભથી–ના ગમે.

અનેક જન જીવતાં મરણ–ભાર માથે વહી
ભલે હલચલે જણાય જીવતાં, છતાં દીસતાં
મરેલ, શબ શાં અપંગ, જડ, પ્રેત દીદારમાં
અને મનસમાંય–ઓઢત ભલે ન કો ખાંપણ,
મસાણ તરફે જતાં ડગમગંત પંગુ સમાં.

ગણું મરણ માહરું જનમસિદ્ધ શું માગણું,
અબાધિત લખેલ તામ્રપતરે જિવાઇ સમું.
ન કાં વસૂલ એ કરું મનગમંત રીતે જ હું–
ઠરે કરજ લેણદાર ચૂકતું તકાદા વડે–?

ચહું જ ઉઘરાવવા મરણ એક હફ્તા વડે;
ભિરાય ભવ–ચોપડો, કરજમાં ન કાંધાં ખપે.

વાડીલાલ ડગલી ☐ કાળને : (શ્રી ચુનીલાલ મડિયાના મૃત્યુદિને)

આ શું કીધું ? જીવનજળને આમ શું ડ્હોળી નાખ્યું ?
આ શું કીધું ? ઉર ભરી જતું હાસ્ય શું ચોળી નાખ્યું ?
પર્દા કેરો અમલ ચડિયો ને અમે સૌ નિરાંતે
બેઠા'તા આ જગત વીસરી રંગભૂમિ-અટારી.
લીલા કેવી ! નયન પલળે ને ઘડીમાં હસાવે
એવી વાર્તા. મનહર બધું તો ય તે સાવ ખોટું.

તેથી તો કો નટ-નટી કદા મંચપે મૃત્યુ પામે
ભીનું હૈયું તરત સમજી શોકથી મુક્ત થાતું.
કિંતુ જ્યારે નટજગતમાં તું અચિંત્યો ધસે'ને
અર્ધા ખેલે પ્રિય જન સમો નાયકે દેહ પાડે,
ત્યારે થાતું મન મનવતી મ્હેફિલે ખાંપણો રે
જોવી, ભાગ્યે અમ મનુજની જિંદગાનીય જુઠી.

તું શું રૂંધે કલમજનની ચેતનાની ફૂવારી !
તેં તો ડામી જીવન પરની મુગ્ધ શ્રદ્ધા અમારી.

☐

ભીખુભાઈ કપોડિયા ☐ તમે ટહુક્યાં ને....

તમે ટહુક્યા ને આભ મને ઓછું પડયું....
ટહુકારે એક એક ફૂટી પાંખો ને હવે
    આખું ગગન મારું ઝોલે ચડયું....

લીલી તે કુંજમાંથી આવ્યા બે બોલ
જેમ ઊજળી કો' સારસની જોડ,
પાંખનો હેલાર લઈ પાંપણિયે, ઉર મારું
    વાંસળીને જોડ માંડે હોડ.
તરસ્યાં હરણાંની તમે પરખી આરત
ગીત છોડયું કે કુંજમાંથી ઝરણું દડયું....

મોરનાં તે પીંછામાં વગડાની આંખ લઈ
નીરખું નીરખું ન કોઈ ક્યાંય,
એવી વનરાઈ હવે ફાલી
સોનલ ક્યાંય તડકાની લ્હાય નહીં ઝાંય.

રમતીલી લ્હેરખીને મારગ ન ક્યાં....ય
વન આખું યે લીલેરા ખોલે મઢ્યું....



બાલમુકુન્દ દવે □ ચાંદની

શરદરજની ધીરે ધીરે ગળાઈ - ચળાઈને !
અજબ ઊઘડી મોડી મોડી ખીલી પુરબા'રમાં !
કપૂરધવલા આછી ગાઢી હશે મૃદુ ચાંદની,
પવન પર થૈ ધોળાં ધોળાં ખસે રૂપઆભલાં.

પલ પલ ખૂલે જ્યોત્સ્નાકેરાં દલેદલ મધ્યમાં
પ્રકટ પૃથ્વી ઊભી જાણે લસે નવપદ્મજા !

પૃથક ઘટકો ચન્દ્રીતેજે પરસ્પરમાં ગળી,
સુઘટિત રચે એકત્વે સૌ કલામય પુદ્ગલ

દિવસ-અજવાળે જે દીસે વિરૂપ, લજામણું
સ્વરૂપ પલટી તે તે ઊભું નવું જ સુહામણું.

જગસકલની ત્રાંબાકૂંડી ભરી તસુએ તસુ,
શશિયર સ્વયં ના'વા જાણે રહ્યો નભથી સરી !

ભવન ભવને મેડીસૂતાં મીઠાં યુગલો પરે,
સહજ અમથા છિદ્રોથી યે નરી મમતા દ્રવે !

ગિરિ, વન, નદી, મેદાને થૈ સરે રમણીયતા,
પરણ પરની કીડીયે શી ધરે કમનીયતા !

અશરીર છતાં આકારો લૈ મનોહર ઊતરે,
ગહન વિમલાં સૌન્દર્યો શાં રહી રહી નીતરે !

વેણીભાઈ પુરોહિત □ સાંજ પહેલાંની સાંજ

હજી આ કોકરવરણો તડકો છે
સાંજ તો પડવા દો
હજી આ સૂર્ય બુઝાતો ભડકો છે
દિવસને ઢળવા દો....

હજી ક્યાં પંખી આવ્યાં તરુવર પર?
અને ક્યાં દીપક પણ પ્રગટ્યા ઘર ઘર?
હજી ના મનડું બેઠું મહુવર પર:
દેવ-મંદિરે નોબત સંગે
ઝાલર મધુર વગડવા દો....
સાંજ તો પડવા દો
દિવસને ઢળવા દો.

હજી ક્યાં દુનિયાદારી થાકી છે?
હવાની રૂખ બદલવી બાકી છે
હજી આ કિરણોમાં કરડાકી છે!
ગમતીલી ગોરજને ઊંચે
અંગેઅંગ મરડવા દો!
સાંજ તો પડવા દો:
દિવસને ઢળવા દો:

હજી આ ધરતી લગરીક ઊની છે,
ગગનની મખમલ તારકસૂની છે,
સાંજ તો શોખીન ને સમજુની છે:
કનકકિરણને નભવાદળમાં
અદ્ભુત રંગ રગડવા દો
સાંજ તો પડવા દો:
દિવસને ઢળવા દો.

અનિલ જોષી ☐ હારે અમે

હારે અમે ફૂલ નહીં, રંગના ફુવારા કે ગંધના ઉતારા કે,
વાયરે ઝૂલી પડયા: લે બોલ!

હા રે અમે હરણોના પગની ઉતાવળ, સુગંધની પાછળ કે
રાનમાં ઝૂરી મર્યા: લે બોલ!

હારે અમે સરનામું વગરના કાગળ કે ઊડીએ આગળ કે
હાથમાં ફરતા થયાં: લે બોલ!

હારે અમે મીરાં તે બાઇના ગાયા, પવનમાં વાયા કે
કુંકમાં ખરતા ગયા: લે બોલ!

હારે અમે ટહુકામાં તરફડતી કોયલ, કબીરની જોયલ કે
ગીતને આંખે બોલે: લે બોલ!

હારે અમે પડછાયા ફોરમના જોયા કે ધોધમાર રોયાં કે
ચડતા લાંબે ઝોલે: લે બોલ!

હારે અમે ઊડતી પતંગના ઝોલાં, ને હાથમાં દોરાં કે
આભમાં ગોથે ચડયા: લે બોલ!

હારે અમે સેવ્યા વગરના ઇંડા કે લંબગોળ મીંડા કે
રામને ઓથે પડયાં: લે બોલ!

હારે અમે શાયરના કંઠથી છૂટયા કે લયમાં તૂટયા કે
ગીતની અધૂરી કડી: લે બોલ!

હારે અમે છાકટા છકેલ કોઇ છોરાં, દેખાઇએ ઓરાં કે
વાતમાં ફૂરી પડી: લે બોલ!

હારે અમે ફૂલ નહીં, રંગના ફુવારા કે ગંધના ઉતારા કે
વાયરે ઝૂલી પડયા: લે બોલ!

પ્રદ્યુમ્ન તન્ના ☐ વ્રજ

કોણ કહે વ્રજ વિસરાયું, વ્રજ વિલસે રે કણકણમાં!
અવ કેવું વ્રજ, કેવો કાનો?
કહી કહી છો તમીં કરો સહુ હાંસી,
અનહદ તો યે રોમરાજિમહીં એ જ સુણાયે બાંસી,
(કે) ઘેલી ઘેલી રહું ઘૂમી ચિતવનની ગલનગલનમાં!
કોણ કહે વ્રજ વિસરાયું, વ્રજ વિલસે રે કણકણમાં?!

નિત નિત જેની થાય પ્રતીતિ, એ વીત્યું કયમ માન્યું?
અલપઝલપ કે અલપઝલપ આ મોહન મુખ પરમાણું!
રે હરખ હિલોળે લિયે લ્હેરિયાં યમુના દોઉ નયનમાં!
કોણ કહે વ્રજ વિસરાયું, વ્રજ વિલસે રે કણકણમાં?!

ને વ્રજ નવ એક જગ્યા કે દાખું જયહીં જાવાનાં રસ્તા,
નહીં બાલાપણ નહીં જરા, વ્રજ ભરજોબન શી અવસ્થા,
એ જ એ જ ચીર ગોપન–લોપન લીલા ચલત ક્ષણક્ષણમાં!
કોણ કહે વ્રજ વિસરાયું, વ્રજ વિલસે રે કણકણમાં?!



હેમન્ત દેસાઈ ☐ ગયા

આ શૂન્ય જીવનનો એ પરિચય કરી ગયા!
દોસ્તો મળ્યા હતા જે સમય પર ફરી ગયા!

તોફાન અને નાવ: ઉપર રામ-ભરોસો,
કો' નાંગરી રહ્યા, કો' સમંદર તરી ગયા!

સોનેરી પંખી ડાળ ઠેલીને સરી જતું,
સુખના દિનો ય એમ કંઈ છેતરી ગયા!

નિઃશ્વાસે ઉષ્ણ થઈને પછી મોડી રાતના
આંસુના છંટકાવે સિતારા ઠરી ગયા!

રે જાગરણ મહીં પિપાસુ હાથ સ્વપ્નના
આંખોની આસપાસ અજાણ્યા ફરી ગયા!

બદલાઈ જવાયું છે તમારા ગયા પછી
ચ્હેરાને પ્રેમના પ્રસંગ ચીતરી ગયા !

એવાં ય કદી પૂર પધાર્યાં કે જેમને
સત્કારવાને દૂર કિનારા સરી ગયા !

બદલાયા કર્યા દુઃખના પ્રકાર એટલે
હસતા રહ્યા ને સ્વપ્ન ઘણાં વિસ્મરી ગયા !

પગલાં જ પાંડવાની ફિકરમાં રહ્યા અમે
મંઝિલના માર્ગ એમ બધા વિસ્તરી ગયા !



સુંદરજી બેટાઈ □ બળેલું પાન

વાળીઝાડી સમારીને, ઢગલા શુષ્ક પર્ણના
રચી સ્થળે સ્થળે, માળી ઊભો રાંક વિસામવા
બગલે લાકડી ટેકે, બીડીની ફૂંક તાણતો
ઉત્ફેંકે મોંભર્યા ગોટા જાણે કશુંક માણતો;
ઝાંખર્યાં ઝાડની વચ્ચે અદકા કોક ઝંડશો,
અમસ્તી આંખ તાકતો.

ધૂમાડો ઓકતાં ત્યાં તો ઢગલા પ્રજળ્યા ચગ્યા,
ચગ્યા તેવા જ ક્ષણમાં ભોંધૂળે કજળી પડયા.
આખાં અર્ધાં બળ્યાં પર્ણો, ધૂળેટયાં છોકરાં સમા,
ઊડતાં આમ ને તેમ રાખમાં રઝળી રહ્યાં :
તેમને ગેલગંભીરાં બાળકો કૌતુકી રહ્યાં;
બળેલાં તોય જે પર્ણો રહ્યાં આખાં અખંડિત
રેખેરેખ, રહી તાકી દેખાડે, ઉલ્લસે કશાં !

જોડી હથેળીમાં ઝાલી દગ્ધ પર્ણ અખંડ કો
સાચવી ચાલતી કેવી વ્યંજના હૃદયાંજના !
"જુઓ ! જુઓ" ટહૂકતી મારી ઉદ્યાનમંડના.

જોયું મેં પર્ણ એ—ને શું દેખ્યું મૃત્યુ જ પર્ણનું ?
પેખ્યો મેં જીવનાલેખ મૃત્યુની રેખરેખમાં.

બકરીના કાન પંપાળવાનું હોય તમારે ?
ચરણને ગળી ગયાં પગલાં.
ચાલ્યાં કેટલું એ ન પૂછો.
આગળ ચણોઠીનાં વન.
પાછળ તીખાં કાણાં મન.
ચૂપ થઈ ચગળવા લાગ્યા ચકળવિકળ આંખો.
ઓઢાડીને ઢાંકી દીધું છે
એ શબ તો ન હોય ?
સ્વસ્થપણે પૂછડું હલાવવું
એ જ એક સત્ય.
બાળકપણું વાગોળવા
શોધવા પડશે પરીઓ અને રાજમહેલ.
નથણી ગઈ છે ખોવાઈ,
નાક વીંધાવવાનો અર્થ સરી ગયો.
અમૃત પીવાનો મોહ
દેવો ન ખાળી શક્યા.
કાલનો મોભ તૂટું તૂટું જણાય.
પણ મકાન ચણાશે.
નર્તકીની કેડના લચકાઓ
મુખવાસ જેમ ચાવું છું.
હર નિરાશ પળે હું અહીં આવું છું.
અહીં કોણ છે ?
અહીંની વ્યાકરણી વ્યાખ્યા
પેલા બંધાતા મકાનમાં ચણી દીધી છે.
ખેડેલા ખેતરોની લાઈનિંગ
કોઇ ડિઝાઈન-મેઈકરને કામ લાગશે

એમ કહેવામાં કોઈ સાર નથી.
અહીં ફક્ત હું છું.
ત્યાં તમે હશો.
પણ એ અગત્યનું નથી.



રમેશ જાની □ અહીંથી અલવિદા

હવે આવજો, ત્યારે
અહીંથી અલવિદા ....
તમારા સાથની સીમા અહીં પૂરી થતી.
જુઓ, આ શ્વાસ પણ અટકી ગયા છે ટૂકના–
તમારી હૂંફને ડગલુંય આગળ માંડવાની છે મના!

જરા પાછું વળી જોયું–
તમારી વહેલને છેડે લટકતો ડોલતો દીવો
'ના ના' કહેતો'તો
છેલ્લી પળોને દાબતી ભીની હથેળીના સમો!

નિસ્પંદ આ સીમાન્ત વૃક્ષે
કાળ પાંખો બીડીને થીજી ગયો,
એકાન્તને અંગે લપેટી સર્પશો અંધાર પણ
અહીં ગૂંચળું થઈને કશો થીજી ગયો!

શિશુની આંખના ડૂમા સમો આ પંથ....
વિસામાની હવે કોઈ રહી ના ખેવના
તમારી હૂંફને ડગલુંય આગળ માંડવાની છે મના.

–જુઓ, આ શ્વાસ પણ અટકી ગયા છે ટૂકના!



પ્રબોધ પરીખ □ શોકપ્રદેશમાં

મારી સમજનાં મેદાનોમાં રાતનો ઉતારો,
અંત સુધી પંખીઓને જોઈ ના શકું

ને લોહીની ખારાશનો સ્પર્શ નહિ,
સમુદ્રની ખાલી છે આંખો આ પૃથ્વી પર.
સારથિની હતાશાનો ભય મારી નસનસમાં;
બેબાકળો થઈને જાગી ગયો છું
મારી સર્જિત દંતકથાના દુઃસ્વપ્નમાંથી.
પીળી થતી જાય છે મારી પ્રાર્થના.
ઘરથી દૂર દિશાનું દાન કયા મનુષ્ય પાસે મળશે મને?
ડંખતા સાપોની સ્મૃતિ સામે
અગતિનો શાપ મગજમાં રહ્યો હવે.
મોક્ષનાં ભ્રમનાં વર્તુળમાં ફરતો રહીશ,
એવા શબ્દોના વેષ પહેરી ભટકતો રહીશ હું,
પરદેશી, આ શોકપ્રદેશમાં.



હીરા પાઠક □ પરલોકે પત્ર

મુજ મનમિત!

વીત્યાં કેટલાં ય વર્ષ!
વાવડ નહિ.
હવે તો....
આ.... આવ્યો, કંટાળો મને ભારી.
કહો, ક્યાં લગી આમ,
જીવ્યે જાઉં, રિબાયે જાઉં?
નહિ મિલન, નહિ દર્શનોદ્ગાર
નથી કાંઈ કાંઈ.

સિવાય કે –
કર્મકઠોર જીવિતનું
કરાલ કારાગાર રચ્યું મેં
ગહરા વિરહ વિષાદને

મારી હૈ ભીતર.
તેને ભેદીને, બિચારો મારો શોક
ચસી યે શકે કે લેશ?
ભંડાર્યો રૂંધ્યો એશ
તેવાં નિશિવાસર વિતાવું:
ભૂખ-નીંદ ભાન વિના
આરામ આનંદ કેરી સાન વિના
જીવિત આ જીવ્યે જાઉં, જીવ્યે જાઉં
મજલ આ કાપ્યે જાઉં, કાપ્યે જાઉં.

પણ હવે!
મારા ધૈર્યે ગુમાવ્યું બધું ધૈર્ય.
કેવી મારી દશા! જાણો કૈં?
તમકળ્યા ગૌરસુખે
શ્યામ છાયા ઢળેલી આ છે ય.
અલૂણી આ દેહ.
શૂન્ય ઉર વણનેહ
હું, હું જ નહિ પોતે,
એકવેળા જેહ.
કેવી મારી દશા! જાણો કૈં?
દિનાન્તે શાન્ત સમુદ્રજલ સુવરણ,
તે પરે છવાય ભીષણ,
અંધ અંધકારનું ઘન આવરણ.
તે વેળા,
નાની શી નાવડી:
મહીં છેક આછેરો
બિન્દુદીપ જ્વલિત
ચહુદિશ વાયરાનો ફેરેડાટ,
હિય એનું હરઘડી

તે,
પ્હરોઢિયે, પ્રસ્થાનની આશે
સિંધુકાંઠે સઢ સંકોચી,
ઊભે જેવી નિર્જીવ
વિના સઢ,
અસાહાય્ય, અશોભન, અડવી:
તેવું આ જીવિત
જીવનથી મુક્ત થવા જીવી રહ્યું.
શું કહું?
ગઈ કાલ, સારી યે રયણી જ્હે ગૈ;
પ્હરોડે જરા જંપ,
આંખ જરા મળી ગૈ,
ને નીંદમહીં
લાધ્યું એક સ્વપ્ન:
મહીં મિલનવિરહ એકાકાર
જેનો ઉરને ચચરાટ હજી ભારે.

આપણ બે ય મળ્યાં
વિરહદીર્ઘ કલ્પ બાદ
આપણા એ જૂના
આવાસતણી છાયામાં;
હતી, શોકઘેરી સાંજકની વેળ.
પડખેથી ગાળે ગાળે પળી જતી ટ્રેન.

મિલનની સાથ,
ગતકાલ કેરો ભારેલો જે ભાર
આક્રન્દરૂપે ફૂટે વદું વેણ;
'આ જીવિત જ ન જોઈએ.'
કંધે દઈ હસ્ત, કરુણાએ કહ્યું:

'કાચું ફળ બિનપકવ, ભોંયે તે શું પડે?
દેહાવધિ વિણ શું કે જીવિત ખરી પડે?
સમજીને લેખી ઇષ્ટ, જીંવ્યે જવું;
ઇષ્ટ જીવન જીંવ્યે જવું,
ન શું એ જ જીવિતનો મર્મ?'

હજુ તો સુણું-ન-સુણું વેણ,
તમ થાવું અદૃશ્ય – અલોપ.
મારું રુદન – અસાહાય્ય લાચારી,
અને પ્રિય!
મારી આ દુર્ભાગી જલછાયી દૃષ્ટિને
તમ શુભ્રોજ્જ્વલ વસ્ત્રાન્તનો
હજી યે 'છ સ્પર્શ,
એ જ વિરમું હું

લિખિતંગ
દુર્ભાગી, એકાકી
હું



અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ □ ચાલો . . .

ચાલો, . . .
આષાઢનાં વાદળો તીડનાં ટોળાં બનીને
ધરતીને ચૂસી ખાય તે પહેલાં,
વિનામોતે મરેલાંની કબરો
હિમાલયના શિખરો બની જાય તે પહેલાં,
પ્રેમની વાતોથી
કવિતાના શબ્દોનો રંગ ફટકી જાય તે પહેલાં,
જાળ નાખીને
ચંચલ પાણીમાં સ્થિર ઊભેલો માછીમાર

ભગવાન બની જાય તે પહેલાં,
ચાલો,
ધરતીમાં ઢબુરાયેલા બીજને
આપણે મૃત્યુની કથા કહેવાની છે.
અને–

વિનોદ અધ્વર્યુ □ આ ભોગાવો

આ ભોગાવો!?!
ભુખ્ખા તરસ્યા પહોળા પટમાં
જરઠ કાળના ભાંગ્યા ટુકડા
વેરાયા થૈ પ્હાણ....
સૂસવતી .... ભમે સતીની આણ....
[રેતપરે પણ પડે હજીયે ચિતા તણા પડછાયા
પથ્થર પથ્થર પર વરતાતી કોક અસૂરી છ.યા!
કાંઠે હાંફે સુકકું ઘરડું ગામ....
દાઢ દબાવીને ઊભો ગઢ
ભેંકાર, મહીં માતાના મઢ
વિધવાની વણઝાર સમાં સૌ મકાન ....
.... વચ્ચે ભમતી ભૂખી ગલીઓ ........
અવાવરુ અંધારે વલખે વાસી વાવનાં નીર
[હજીય ઝંખે કંકુપગલાં –
– ચૂંદડિયાળાં ચીર!]
પથ્થર ચીતર્યા ઘોડા ઘૂમે
પથ્થરના અસવારો કેરી પથ્થરની તલવાર ઝૂમે,
ગઢ વેરાને રવડે માથાં થૈને પથ્થર પ્હાણ....
ધૂળ-ડમરીએ વીંઝાઈ રહેતી અતીત કેરી આણ....
આ ભોગાવો! ....

કોરી રેતી.......કોરા મ્હાણ.......
કાંઠે –
ખાલી ખપ્પર લઈને
બળબળતા સૂરજની સામે
ધૂણી રહ્યું વઢવાણ!



જયદેવ શુકલ □

આષાઢનાં ફિક્કાંતાં વાદળોમાં ઝમેલાં
મારાં આંસુઓના
ઝુમ્મરને
તારું ભારેખમ મૌન રણકાવી નહીં શકે,
શ્રાવણી ઝરમરમાં ઓગળેલી
આપણી વિશ્રમ્ભકથાના
પ્રત્યેક અર્ધવિરામને
તારો ઉચ્છ્વાસ ધૂંધળાવી નહીં શકે,
ને
મારાં વિસ્ફારિત નેત્રોમાં ટહુકતાં
આશ્ચર્ય-પંખીઓના સમૂહની
મસૃણ પાંખોને
તારો અવાજ ફફડાવી નહીં શકે.

ઢળતી સાંજરે
સૂરજ સંધ્યાની પ્રતીક્ષામાં
ક્ષિતિજના ઘુમાવ પર
વળી ગયો હશે
ત્યારે
હું
નદીતટે પીળાં પડી ગયેલાં

તણખલાંઓને ભેગાં કરી
માળો બાંધવાના
પ્રયત્નો કરતો હોઈશ.



સરોદ □ તંબૂર

અમથા અમથા અડ્યા
કે અમને રણઝણ ઝીણા ચડ્યા.
એક ખૂણામાં પડી રહેલા હતા અમે તંબૂર;
ખટક અમારે હતી; કોઈ દી બજવું નહીં બેસૂર.
રહ્યા મૂક થઈ, અબોલ મનડે છાના છપના રડ્યા,
કે અમને રણઝણ ઝીણા ચડ્યા.

જનમ જનમ કંઈ વીતી ગયા ને ચડી ઊતરી ખોળ;
અમે ન કિંતુ રણઝણવાનો કર્યો કદીયે ડોળ:
અમે અમારે રહ્યા અઘોરી, નહીં કોઈને નડ્યા,
કે અમને રણઝણ ઝીણા ચડ્યા,

આ જનમારે ગયા અચાનક અડી અદીઠા હાથ;
અડ્યા ન કેવળ, બની ગયા એ તાર તારના નાથ:
રહ્યા સામટા સૂર સંચરી, અંગ અંગથી દડ્યા,
કે અમને રણઝણ ઝીણા ચડ્યા.

હવે લાખ મથીએ, નવ તો યે રહે હાથ અમ હૈયાં,
કરી રહ્યાં છે સતત સૂર લઈ સુંદરવર સામૈયાં:
જગ જગ ઝંખ્યા સરોદસ્વામી જોતે જોતે જડ્યા,
કે અમને રણઝણ ઝીણા પડ્યા.

કહો
કહો કહેવાય કોને–
લીલું લીલું લીલું
પાન?
કહો તો –
કહેવાય કોને
ઝીણું ઝીણું
મર્મર
ગાન?
નજર નજરના બખિયાથી સતત સાંધી રહું
કોને?
એ ક્ષિતિજ
છે ક્યાં?
ક્યાં છે –
મારી ઝૂકેલી ડાળીઓમાં એકદા ઊગેલી
આંખો
આજે
તૂટી ગઈ પાંખો
આકાશ ઓઢીને હવે થાકી ગયો છું
મૂળિયાં સાથેનો મારો
સંદર્ભ
શોધી શકું તો–
તો ફૂટે
મને
લીલાં લીલાં પાન ?
કહો,
ફૂટે?

કવિ :

...બસ ચૂપ રહો, નહીં તો અહીંથી ચાલવા માંડો !
તમે બોલ્યા વિના રહેશો નહીં,
તો જાઓ માનવમેદની મહીં.
દીનતા-દારિદ્ર પર ભાષણ ભલેને લાખ ભાંડો !
એ તમારા નાટ્યના સૌ નટ અહીં જોતાં નથી જાગી જશે !
આંખો મીંચીને કંઈક એ શોધી રહ્યા,
વાણી વિના પણ કોઈને એ કંઈક સંબોધી રહ્યા;
ત્યાં ચૂપ જો રહેશો, નથી શું લાગતું
કે એમનું મૂગું હૃદય જે માગતું
એ હાથ પણ લાગી જશે,
ને જો અગર રહેશો નહીં તો સ્વપ્ન જેવું સ્વપ્ન પણ ભાંગી જશે !

ફેરિયો :

જોકે મને સૌ ફેરિયો કહે છે છતાં ફરતો નથી,
પણ એમ તો મારું નસીબે કયાં ફરે છે ?
એટલે આ ભીંત પણ કયારેક તો મારી હવે ઈર્ષા કરે છે.
હું ફર્યાથી એમ તો ડરતો નથી,
ફરવું જ મારે હોય, સોનાપુર
અહીંથી માત્ર છે બસ સો જ ડગલાં દૂર,
પણ મરતો નથી.
હું સાત વરસથી અહીં આ ભીંતને ટેકે
ઊભો રહું છું, દિવસ ખોયો નથી એકે;
પુરાણી એની એ આ ભીંત,
મારે એક એની પ્રીત,
ને તો પણ અજાણી આજ લાગે, આજ પ્હેલાં માત્ર જાણે સ્વપ્નમાં દીઠી,

હજૂ ગઈ કાલ સુધી જે અદેખી, એ હવે આડું
જુવે, જાણે થતું એને અહીંથી ચાલવા માંડું;
ધરે વરસોવરસ એવી ચુનાની એ ચમક મીઠી,
અને વરસોવરસ કેવું કરચલીથી વધુ ચીતરાય આ ચાડું!
અરે આ ભીંત પર હું ઝાડ થૈને શીદને તે ના ઝૂકયો?
સાતે વસંતો વહી ગઈ ને ફૂલ હું નાહક ચૂકયો!

આંધળો:

કે શું હજૂ હું ગર્ભમાંથી નીકળ્યો ન બ્હાર
તે મારા જનમને કેટલી છે વાર?
કે શું ઝાળ પણ જંપી ગઈ છે ચેહમાં
તે હું હવે વસતો નથી મુજ દેહમાં?
કે કંઈક એની આંખથી આ આંખમાં છે ભૂલથી જોવાઈ ગયું?
જેથી અચાનક આમ મારું તેજ બસ ખોવાઈ ગયું.
મેં આ જગતની કેટલી કીર્તિ સુણી'તી સ્વર્ગમાં
તે આવવાની લ્હાયમાં ને લ્હાયમાં
હું કીકીઓ ભૂલી ગયો ત્યાં કલ્પદ્રુમની છાંયમાં!
ત્યારે જગતનું રૂપ જોવાનું મને કેવું હતું સપનું!
હવે ચશ્મું થવા ચાહે સળગતો આ સૂરજ રે તો ય શા ખપનું?
ઊંચે માથું ઉઠાવી આભ સામે પણ હવે ધરવું નથી,
આ એકમાંથી એ બીજા અંધારામાં સરવું નથી.
ને કોણ કહે છે ચન્દ્ર-સૂરજ-તારલા એ સૌ જલે?
એ તો પલક અંધારાનું હૈયું હલે!
મેં જોઈ લીધો છે જગતનો સાર
કે અહીં તેજની ભીતર વસ્યો અંધાર.
હું તો નીંદમાં ચાલી રહ્યો, ફિલસૂફ છું, એવું કશું કહેશો નહીં;
તો આંધળો છું એમ કહીને આંધળા રહેશો નહીં!

ભિખારી :

આ હાથ જે સામે ધર્યો
એ હાથને ઘડનારનો પણ હાથ
એના જેટલો લાચાર ને પામર ઠર્યો,
ત્યાં કોણ કોને આપશે રે સાથ ?
કરશે કોણ કોની બંદગી ?
આ વણહસ્યે ગુજરી ગઈ છે જિંદગી,
એમાંય હસવાનું મને એકાદ તો જોકે મળ્યું બ્હાનું,
પ્રભુનો કેટલો તે પાડ માનું ?
કહો તમે એણે ઘડ્યો આ હાથ
જેણે આ જગત સરજ્યું ? જગતનો નાથ
કહો છો ? આ જ ને એનું જગત કે હુંય તે જેમાં વસું ?
ને તે છતાં 'ના' કહો તો નહીં હસું.
'હા' તો તમે ક્યાંથી કહો ? જ્યાં હાથ મેં સામે ધર્યો
તેવો જ તે નન્નો સર્યો !
પણ ચંદ્ર-સૂરજ-તારલા
હું આ હથેલીમાં રમાડું, કોઈ તો આપો ભલા !
જે કેમ કે હું ક્યારનો એમાં વહું છું કેટલાયે ભારને,
સૂનકારને.

વેશ્યા :

હું તો ભવોભવ સ્ત્રી હતી,
ને કોઈ ભવમાં તો સતી;
આજે હવે ? જાણે નનામી,
કોઈ રાધા કહે વળી તો કોઈ રામી !
દેહ છે, દેખાવડો ? એ તો ઉપરની છે સુગંધો;
લાગણી ? લટકાં કહો, ને ચાલશે કહેશો અગર જો માત્ર ધંધો.
લોક તો કૈં કૈં મળે છે નિતનવા;

પણ હા, મળે છે માત્ર સૌ ભૂલી જવા.
દિનભર ન જોતું કોઈ મોં સામું
છતાં રાતે ન રહેતું કોઈ સરનામું.
તમે વાળ્યો હશે ક્યારેક કાગળનો ડૂચો,
ટાળ્યો હશે જે બારીએથી બ્હાર; રસ્તા પર;
પવનને પ્યાર તે પાડે-ઉપાડે જે કદી નીચો કદી ઊંચો;
કહોજી કેટલા છ સસ્તા દર!
સલામત છે તમારા મ્હેલની ભીંતે
મઢેલી કો છબી જેવી કુંવારી કન્યકા નિત્યે;
અમારી જાત જીવે છે, પ્રભુની મહેરબાનીથી સદા જીવશે જ ધરતી પર
નજર સૌ નાખશે ને ત્યાં લગી તો રોજ 'ફરતી' પર!

પતિયો :

પણ સૌ લોકની નાજુક પાની એંઠને ઓળગતી અડતી નથી;
ને એમ એ સૌની નજર મારી પરે પડતી નથી
દખ્ખણ ભણી? ના એ દિશા તો જમ તણી;
શું એમ માની કોઈનું મોં એ ભણી રહેતું નથી?
એ તો હવે પથ્થર, હવે શાનો મણિ?
શું એમ માની કોઈ ખરતા તારલાને લેખમાં લેતું નથી?
મુજ બોલને પણ કોઈ કાને કેમ નહીં ધરતું હશે?
આ બોલની ચોપાસ
વીંટળાઈ વળ્યો છે રોગિયાનો શ્વાસ
તે એથી જતું ને આવતું આ લોક શું ડરતું હશે?
આ હવા પર એમનું કૈં ચાલતું જો હોતને
તો શ્વાસ ક્યાંથી હોત મારા પ્રાણમાં?
પણ એમ તો કોણે જીત્યું છે મોતને?
ને આ હવાએ કોઈની યે વાતને ક્યારે લીધી છે ધ્યાનમાં?
આ લોક તો લાચાર (ને ક્યારે ન'તા?)

ને શી હઠીલી છે હવા હું એટલે જીવી રહ્યો;
કોહી ગયું છે પોત કાયાનું છતાં
મજબૂત એ બખિયા વડે સીવી રહ્યો.

સ્વગતોક્તિ :

મરીન સ્ટ્રીટ પડખેથી આંધળો પસાર થાય છે એને જોઈને ફેરિયો :

આ આંધળો છે તે છતાં
ફરતો ફરે છે એપતા!

ગિરગામ રોડ પડખેથી ભિખારી પસાર થાય છે એને સાંભળીને આંધળો :

આ કોણ છે? જેની નજર તોફાન મચવે,
ને હથેલીમાં રૂપાળું આ જગત નચવે!

કોલાબા પડખેથી વેશ્યા પસાર થાય છે એને જોઈને ભિખારી :

અરે આ દેહ પર છે કેટલી દોલત!
દશમા ભાગની મારી કને જો હોતને તો આમ ના બોલત!

ઍપોલો પડખેથી પતિયો પસાર થાય છે એને જોઈને વેશ્યા :

અહો, શી ખુશનશીબી! કોઈની યે આંખ જ્યાં રોકાય ના,
છૂરી સમી ભોંકાય ના!

બોરીબંદર પડખેથી કવિ પસાર થાય છે એને જોઈને પતિયો :

વેશ્યા, ભિખારી, આંધળો ને ફેરિયો,
કહો, કેમ લાગે છે મને સૌ આ જનમના વેરીઓ?

મધરાત, એકાંતમાં એની કાવ્યપોથીમાં કવિ :

બસ ચૂપ રહો, નહીં તો અહીંથી ચાલવા માંડો....



રામચંદ્ર બ. પટેલ - 'સુક્તિ' ☐ એક અનુભૂતિનું મૃત્યુ

બેઠો હતો એકલ હું અમસ્થો
આજે અજાણ્યા સ્થળમાં -
આભાસનું નીલમ વસ્ત્ર પ્હેરી

બેસી રહેલી ચુપચાપ શૂન્યતા.
પીળાશ પીને વનસ્પતિ ઊંઘે.

આકાશ ઝૂકી જરા છાનું માનું
લાંબો કરી હાથ અડી ગયું મને
–ત્યાં; પાસ બોલ્યો હળવેક કૂબો
'જો હોય થોડો કટકો જ રોટલો
તો આપશો બાપ....ઘણો છું ભૂખ્યો.'
ને પૂંઠ પાછળ ભરી ડૂસકાં ઘણાં
ઊઠયો રડી પીપલ એક જૂનો.
'મને ય બાઝી ગઈ છે ઊધેઈ.'
મેં ડોકને ફેરવી જોયું કેડે
તાકી રહી વાનરખોપરી મને.
ને સાપની કાંચળીને હલાવી
વેરાન વેરાન થઈ હવા વહે....

જોતો રહું આ બધું હું ઘડીભર....
ત્યાં એક સૂકા તરણાની ટોચે
મરેલ કીડી-મુખમાં પડેલું
અસ્તિત્વ મારું ચીસ પાડી ઊઠયું:
બચાવો....બચાવો....બચાવો....બચાવો....



ઈન્દુકુમાર ત્રિવેદી □ વિભૂતિ યોગ: અધ્યાય શૂન્ય

અંતરાત્મા ઉવાચ:

હે જીવ!
આદિ કાળથી સમસ્ત સંસારનાં,
સર્વ પ્રાણીમાત્રમાં
જે વહી રહેલ છે,
અને

હું
છું.

પરસ્પરના
વિરહમાં
દ્રવતું
સીતા અને રામનું
હૃદય
હું.
છું.

મથુરા ગયેલ
ગોપાલકૃષ્ણ માટે
પલપલ
તલસતી રાધાની
તડપન
હું
છું.

કૌરવસભામાં
ખેંચાતાં વસ્ત્રને
રોકવા મથતી
પરાધીન પાંચાલીની
હૃદયદ્રાવક ચીસ
અને
ઉપસ્થિત ભીષ્મદ્રોણની
લાચારી,
હું
છું.

દ્વારકાધીશને
એ બાલસખાને
ઝંખતા
દારિદ્રમાં ડૂબેલા
અયાચક સુદામાની
અકથ્ય
મૂંઝવણ
હું
છું.

વગડા
વચ્ચે
કાબાઓથી
લૂંટાયેલ
વાસુદેવવિયોગી
અર્જુન
હું
છું.

મહાભારતને
અંતે,
'મારું કોઈ સાંભળતું નથી'
કહેનાર
મહાકવિ વ્યાસની
મનોવ્યથા
હું
છું.

હે જીવ!
મારી વિભૂતિઓનો

અંત નથી,
પરંતુ
તને
આ સર્વ કહીને
જણાવીને
પણ
શું ?
□
સૈફ પાલનપુરી □

એ રીતે એની યાદમાં સરકી જવાય છે,
બીજા તો ઠીક, એને ય ભૂલી જવાય છે.

સંગાથમાં જો હોય છે લાંબા અનુભવો,
ઘરની બહાર આવતાં થાકી જવાય છે.

કેવી નિરાંતનો છે તબક્કો હવે જીવન,
મનગમતી વાત પણ હવે ભૂલી જવાય છે.

પહેલાં સમું તરસનું યે ધોરણ નથી રહ્યું,
પાણી મળે છે તો ય હવે પી જવાય છે

કોઈ ઉછીની ઊંઘનો મોહતાજ છું હવે,
હું તો મીચું છું આંખ ને જાગી જવાય છે.
□
ચંદુલાલ સેલારકા □ વનમાં

આ રાત કેવી ?
ભૂખ્યા વરુના સંગાત જેવી ?
ઉજાગરાનો અજગર મને આ
ભીંસી રહ્યો છે:

વિચારના ડંખ સહસ્ર સર્પ શા!
ભીંતે ચડેલું ઘડિયાળ કાંટા
વેરી રહ્યું છે શૈયામહીં આ.
ભમી રહી રે નિદ્રા અવાક્
ભયત્રસ્ત વનમાં!



આઝમ કરીમી □

આથમી ગયેલાં સૂરજનાં કિરણો
આજની ટપાલમાં
તમને મોકલાવ્યાં છે.
તમારી વાટ જોઈ જોઈને
રાતરાણીનાં ફૂલ
ઊંઘી જાય તો
મારે શું કરવું?
રસ્તાની બન્ને બાજુ
ઊગી ગયેલા
હાથલિયા થોર
હવે
મારી ઉદાસ આંખોને ખૂંચે છે.



નિશીથ વ્યાસ □ શહેર

મારી અંદર ધુમ્મસિયું એક શહેર, ભૂખરું
ધૂળ ચડી ગયેલા
મોગલાઈ ઝુમ્મરની જેમ લટકે છે, પાસાદાર.
એની નસોમાં વહે છે ભૂરું લોહી
અને બેકાબૂ ઇચ્છાઓ........

ગઈ પેઢીના લોકોનો મરવાનો કણસાટ શિરાઓમાં,
મેદાનોમાં ઊભેલાં બાવલાનો ઉચ્છ્‌વાસ
ખાલી નારિયેળોનો શબ્દ રેતીમાં,
અને મકાનો પેજમાર્ક જેવાં
આકાશ તરફ અણી કાઢીને ઊભેલાં
ભૂખરાં
પણે સ્ટેડિયમમાં તાળીઓ પાડે છે હજારો હાથપગવાળું
એક વિરાટ પશુ
એનું વિકરાળ હાસ્ય....
વાગોળતો બેઠો છું હું ડઘાઈને
મારી અંદર.



પ્રહ્‌લાદ પારેખ □ રખડવા નીકળ્યો છું

રખડવા નીકળ્યો છું.
તરસ ને ભૂખ મારી તૃપ્ત કરવા કાજ
આજે આ ભટકવા નીકળ્યો છું.
વર્ષા નથી, છે વાદળાં;
શીતલ અને ધીમી ગતિની છે હવા;
મેદાન હરિયાળાં હસે,
ને દૂર એમાં ગાય કોઈ ભાંભરે;
કોઈ રંગીલું ગળું,
આ સીમને માધુર્યથી વળગી પડયું.
કયાંય તડકાતણું કો ચોસલું
તાજું અને થોડું ગરમ;
એકાદ બે બટકાં લઉં એને ભરી,
ને પછી તેની ઉપર

આદિલ મન્સૂરી □ ગઝલ

મારા હોવાના પુરાવાઓને આધાર ન આપ
સ્વપ્નને ચાલવા દે, સૂર્યમાં વિસ્તાર ન આપ

મારા નિર્માણની પ્રક્રિયાને અટકાવી દે
આપનારા મને હમણાં કોઈ આકાર ન આપ

ખાલી શબ્દોને શું કરવાના કશા અર્થ વગર
હાથ બાંધીને હવે હાથમાં તલવાર ન આપ

એવું કરવાનો તને કોઈ અધિકાર નથી
મારા અંગે કોઈ બીજાને અધિકાર ન આપ

હું બુઝાવાની અણી પર છું, વધુ કષ્ટ ન લે
સામે ફૂંકાતા પવનને હવે સહકાર ન આપ

ઇન્દ્રિયાતિત થવાનોય અનુભવ તો કરું
તારો આભાર, મને મારા સમાચાર ન આપ

□

હસમુખ પાઠક □ કવિકર્મ અંતે

માગું છું મૌન, પ્રભુ આપે છે શબ્દ,
એકથી અનંત સુધી નામ, રૂપ, શબ્દ!
ઉરનો ઉઘાડ મળ્યે જગમાં ખોવાઈને
સ્વરવ્યંજન અર્થ ભાવ ભટક્યા,
મનની મથામણમાં નીતરાઈ પિંડરસો
આતમની ઓશરીએ અટક્યા,
હાશ કરી બેઠો ત્યાં–
કોણ જાણે કેમ, પ્રભુ ચીંધે છે સત્ય
સાન્તથી અનંત સુધી નામ, રૂપ, સત્ય!

જાઉં હવે કેમ ફરી જગની જંજાળમહીં.
ભાવ અર્થ વ્યંજન સ્વર ખોલું !

ઉરના અવકાશ મહીં ડુબાડી મન, પ્રભુ
કેમ કરી અન્ય વાક્ ખોલું ?
મૌન હવે આપો તો–"

મૌન પોતે ધારીને, આપે છે શબ્દ !
એકથી અનંત સુધી નામ, રૂપ શબ્દ !



જલન માતરી □ ગઝલ

સુખ જેવું જગમાં કંઈ નથી જો છે તો આજ છે
સુખ એ અમારા દુઃખનો ગુલાબી મિજાજ છે

હું જો અનુકરણ ન કરું તો કરું યે શું ?
અહીંયાં મરી જવાનો પ્રથમથી રિવાજ છે

અસ્તિત્વ તારું આસ્થાનું નામ છે ખુદા
એ વ્હેમ છે તો વ્હેમનો તો ક્યાં ઇલાજ છે

દુનિયાના લોક હાથ પણ ના મૂકવા દિયે
ને તું કહે સમસ્ત જગત મારે કાજ છે

ઊઠ-બેસ વિણ, અજાન વિણ, પળમાં પતી જશે
મસ્જિદમાં આખરી આ 'જલન'ની નમાજ છે



મનહર ચરાડવા □ ગીત

હથેળિયુંનાં ડુંગર-ડુંગર કેડી-કેડી જંગલ-જંગલ
ખીણ-ખીણ સોવર-સોવરમાં
લીલો લીલો બોળ થઈને છલછલ ઝલમલ તરે
ફરે ને તરે આપણો શ્વાસ !

ભૂરાં પીળાં જબ્બર પંખી સાથે ઊડયાં
કરી કરીને લોહીતણા દરિયાને વીંધી
ક્યાંક ઊતર્યાં-ના દીવાએ દીવા કેરો
ઝાંખો-મીઠો આંખોમાં અજવાસ
યાદ આવે ઈ બંધ આંખ્યુંના ઝાડ ઝાડથી
મબલખ ખરતાં મેળે પાકાં અમરફળો કૈં
ખાઈ કરેલો નામ વગરના દેશ ભણી–નો
અંત વગરનો ધોળોફૂલ પ્રવાસ!
ધુમ્મસ ચીરી ઘોર પરિચય તૂટે એવો ફૂટે
પાછો ફરી ફરી આપણુ મોરોનાં
કળાયલાં પીંછામાં ને ત્યાં ઊભરાતું
રંગાતું ઝળકે વરસેલું આકાશ!

નજરતણાં બહુ દૂર ગયેલા રંગ રંગનાં
હરણાંઓની સોનાની શીંગડિયુંમાંય
સાંજ ખરીને વંટોળાતી ધસમસતી
સામી આવે કે ઉંબર સૂરજ ઊગે.
ચરણોને તળિયે સૂતેલો મેંદીનો રવ જાગી
ભીનો ભીતરનો ફૂલછોડ લઈને
હળવે હળવે ઉપર આવી લહર લહરતો
રોમ રોમના કર્ણો પાસે પૂગે!
હોઠ હોઠથી સરી જતું શ્રીનગર આપણું
લસરી લસરી હોઠ હોઠમાં તરતું જાતું.
આમતેમ મઘમઘતું ઝૂકી કાંઠા પર જઈ
કાંઠા જેવું ઘડીક કરતું વાસ!

હથેળિયુંનાં ડુંગર-ડુંગર કેડી.કેડી જંગલ-જંગલ
ખીણ-ખીણ સોવર-સોવરમાં
લીલો-લીલો બોળ થઈને છલછલ ઝલમલ
તરે ફરે ને તરે આપણો શ્વાસ!

કાન્તિ કડિયા □

દૂર દૂરથી દોડી આવતી દિશાએ
વરંડામાં મૂકેલી ખુરશી પર પડતું મૂક્યું–
અંધકારના ઓળાએ એને આવકારી.
પાંદડાને પકડી,
ઝાડનો ટેકો લઈ ઊભેલી હવાએ,
ફેલાઈને ફાટી જતી
આંખની તિરાડમાંથી જોયું.
જંગલોનો ચીસો પાડતો
ફિક્કોફસ ચહેરો
વાતાવરણના ઝાંખા અરીસામાં
ઊપસી આવ્યો.
રેડિયમના આંકડાની આંખમાં
બિંબ–પ્રતિબિંબ
રણક્યો કાંટો
'ચોર!!'
ને શહેરના નકશાનું કાજળ
ઘૂંટાયું આંખમાં

□

ધીરુ પરીખ □ માછલી

અફાટ ને વિકરાળ અબ્ધિમાં
નાજુક નમણી
એક માછલી ખેલે.
પ્હાડ પ્હાડ શાં
ઊછળે મોજાં;
ઘડી ખીણમાં

ઘડી શિખર પર
તેજલ કણુ શી
રેશમિયા કાયાને ઠેલે.
ઠેલાતી ફંગોળાતી એ
રેતી કેશ શાંત ગભીર
બીજા સાગરમાં
શ્વાસ નિરાંતે મેલે....
દૂર ઊછળતાં સાગરજલનું
એક શીકર જ્યાં અડકે
પાંખ મહીં પોઢેલો સાગર
ખળભળ ખળભળ થડકે.
અવળીસવળી ઊછળે
અંગે અમળાયે આખો ય
અબ્ધિ શો બાંધેલો દૃઢ ચૂડે:
ગરજતા સાત સાગરો
કાળી કૈં પરવાળા જેવી
સ્થિર નાનકી આંખે
આખર એક સામટા બૂડે!



નલિન રાવળ □ આ નેત્રનું તેજ

આ
નેત્રનું તેજ
સ્થિર થાય તો પ્રભુ
નિહાળી રહું એકીટશે હું
તારાં
આકાશ-પૃથ્વીરૂપ રમ્ય નેત્રો.

આ
નેત્રનું તેજ
સ્થિર થાય તો પ્રભુ
કલાબ્ધિઓ પૂર્વ પ્રગટેલ
તારાં
ભર્ગે ભર્યાં ભવ્ય આદિત્ય રૂપને
ઝીલી રહું નેત્ર મહીં પ્રપૂર્ણ.

આ
નેત્રનું તેજ સ્થિર થાય તો પ્રભુ
સહુ નેત્રમાં ગુંજી રહેલ
તારાં
નેત્રો તણું અક્ષરતેજ પામી
તારું પ્રભુ (તારી કૃપા થકી)
હું
અવકાશવ્યાપી લયચિત્ર આળખું.

□

કરસનદાસ માણેક □ મને એ જ સમજાતું નથી

મને એ જ સમજાતું નથી કે આવું શાને થાય છે
ફુલડાં ડૂબી જતાં ને પથ્થરો તરી જાય છે!

ટળવળે તરસ્યાં ત્યહાં જે વાદળી વેરણ બને
તે જ રણમાં ધૂમ મુસળધાર વરસી જાય છે

ઘર-હીણાં ઘૂમે હજારો ઠોકરાતાં ઠેર ઠેર
ને ગગન-ચુમ્બી મહાલો જનસૂના રહી જાય છે!

દેવડીમાં દંડ પામે ચોર મૂઠી જારના:
લાખ ખાંડી લૂંટનારા મહેફિલે મંડાય છે.

કામધેનુને જડે ના એક સૂકું તણખલું
ને લીલાંછમ ખેતરો સૌ આખલા ચરી જાય છે!

છે ગરીબોના કુબામાં તેલ ટીપુંય દોહ્યલું
ને શ્રીમંતોની કબર પર ઘીના દીવા થાય છે!



માધવ રામાનુજ □ સંભારણ

રોઈ રોઈ આંસુની ઉમટે નદી તો એને કાંઠે કદમ્બવૃક્ષ વાવજો,
વાદળ વરસે ને બધી ખારપ વહી જાય પછી ગોકુળિયું ગામ ત્યાં વસાવજો.
આંખોમાં સાંભરણ ખૂંચશે કણાની જેમ
પાંપણનાં દ્વાર કેમ દેશું?
એક પછી એક પાન ખરશે કદમ્બનાં
ને વેળામાં વિખરાતાં રેશું,
છલકાતું વહેણ કદી હોલાતું લાગે તો વેળુમાં વીરડા ગળાવજો.

આઠમની ધોધમાર મધરાતે એકવાર
પાનીએ અડીને પૂર વળશે,
પાણીની ભીંતો બંધાઈ જશે
ગોકુળને તે દી' ગોવાળ એક મળશે,
લીલુડાં વાંસવન વાઢશો ન કોઈ, મોરપીંછિયુંને ભેળી કરાવજો.

પૂનમની એકાદી રાતના ઉજાગરાને
સાટે જીવતર લખી જાશું
અમથું યે સાંભરશું એકાદા વેણમાં
તો હૈયું વીંધાવીને ગાશું,
ભવભવની પ્રીતિનું બંધારણ ભેટે તો વનરાવન વાટે વળાવજો!
લીલુડાં વાંસવન વાઢશો ન કોઈ, મોરપીંછિયુંને ભેળી કરાવજો.

ઉમાશંકર જોશી □ મૃત્યુફળ

મારે બારણે એક ઝાડ સુકાઈ રહ્યું છે.
હું ચિત્રકાર નથી તેનો અફસોસ મને આટલો કદી ન હતો,
નર્યું રેખાઓનું માળખું છે એ.

એને ચરણેથી એને જોઉં છું.
પીધું-લીધું-દીધું તે બધુંય જાણે ખંખેરીને ઊભું ન હો!

અટારીથી રાત્રિઓના આછા ઘેરા ઉજાસમાં ઝાંખી લઉં છું.
વ્યક્તિત્વની ભિન્ન ભિન્ન અદાઓ એની:
મૌન ગૌરવ, બરછટ શુષ્કતા, મમતા આ ધરતીની....
શાખાબાહુ વચ્ચે એણે છાતી સરસું ઝાલી રાખ્યું છે જાણે
મૃત્યુફળ.

□

ધીરેન્દ્ર મહેતા □ તારા ગયા પછી....

મુજ દૃષ્ટિ પાછી ના વળે તારા ગયા પછી,
રસ્તા બધાય ઓગળે તારા ગયા પછી!

ક્યાંથી જ સૂર નીકળે તારા ગયા ગયા પછી,
બાઝી ગયાં ગીતો ગળે તારા ગયા પછી!

જે પળને નામ પ્રેમનું આપ્યું'તું આપણે,
અશ્રુ બની એ ઊછળે તારા ગયા પછી!

પોલાણ મારી જિંદગીનું થઈ ગયું છતું,
કે કોણ આવીને ભળે તારા ગયા પછી!

શબ્દોની નાવ ડૂબી ગઈ છે ઘડીકમાં,
ખામોશી ખાલી ખળભળે તારા ગયા પછી!

ભીંતો બધી ય આજ બહેરી બની ગઈ,
કોના જ શ્વાસ સાંભળે તારા ગયા પછી!

આકાશનું પંખી ય રહે બેસી ટોડલે,
કોને ભલા ઊડી મળે તારા ગયા પછી!

પડદા પડી રહ્યા છે બધે અંધકારના,
આ સૂર્ય કેમ ના ઢળે તારા ગયા પછી!



પૂજાલાલ □ અરજ

તને મુજ નિમંત્રણો પ્રણયપૂર્ણ છે નિત્યનાં,
રહ્યો છું તુજ વાટ જોઈ, વિભુ! હું ઘણાં વર્ષથી;
સમુત્સુક રહે સદા હૃદય: માંડ આદિત્યનાં
પ્રભાત-પગલાં, વધાવી લઉં હું લળી હર્ષથી.
સુમંડિત કરંત આંગણ મહોત્સવી મંગલે,
પ્રવેશ, પ્રિય! પ્રાર્થતા મનુજમંદિરે, સ્નેહનું
સુખાસન સુહાવ, આંખ ઊભરાઇ જાતા જલે
પખાળું પદ, અર્પું અર્ઘ્યું મુજ આત્મસર્વસ્વનું.
ન હોય મુજ ભાગ્ય આવું યદિ, તોય ય વંદી તને
કરું અરજ, હે પરાત્પર પ્રભુ! સ્વયં તું ભલે
પરિશ્રમ ન લે; પરંતુ તવ દિવ્ય કો દૂતને
અહીં સદય મોકલી મિલન મુક્તિદાયી પલે
મને અમૃતધામમાં તવ વિલંબ કીધા વિના
સમીપ લઈ લે, ટળે અટળ કાળની વેદના.



અરવિંદ ભટ્ટ □

૧.
ઘાસમાં બેસીને
મિત્ર સાથે કાવ્ય-મીમાંસા કરતાં કરતાં
કેટલાંયે તણખલાં તોડી નાખતાં
હવે મને કંઈ જ સંવેદન થતું નથી.
ઝરમર વરસાદમાં

ખોરડા પર હારબંધ બેસી
પેટમાં માથું ખોસી પલળતાં પારેવાંને જોઇને
હવે હું ભીંજાતો નથી.
પ્લેટમાં પડેલા ઈંડાને ખાતાં પહેલાં
હવે મને તેમાંથી
કુકડે....કૂ....અવાજ સંભળાતો નથી.
મને લાગે છે કે
મારામાંનો કવિ ક્યાંક ભાગી ગયો છે
હવે મારામાં માત્ર માણસ જ વસે છે.
માણસ જેવું વસતું હોય
તો પણ આ વખતે મને કંઇક તો થાય જ.
મને લાગે છે કે
હવે મારામાં માણસ જેવું યે કંઇ વસતું નથી.



ભગવતીકુમાર શર્મા □ ચાસમાં

ઝાકળનાં બુંદ થઇને હું વિલસું છું ઘાસમાં,
ચમકે છે જાણે આગિયા માટીના શ્વાસમાં.

ખીલી ગયા છે એટલે પગરવના અંકુરો;
વાવી ગયું'તું કોઇ ચણોઠીઓ ચાસમાં.

જાળું કરોળિયાનું ઝગે છે ચમક ચમક!
કિરણોની સેળભેળ છે રેષાના રાસમાં.

ટહુકાનો ફાગ ખીલી ઊઠ્યો વૃક્ષ ડાળ પર;
આવી રહી વસંત હશે આસપાસમાં.

જોયા'તા હાથ ઓરસલી ગૂંથતા કદી;
મહેકી રહ્યું છે ચિત્ર સ્મરણની સુવાસમાં.

છટકી ગયું પતંગિયું સુખની ક્ષણો સમું;
ચીલાઓ રંગભીના છે તો પણ પ્રવાસમાં.

ઉંબરને ટોડલેથી તે પાદરને પાળિયે;
છેલ્લે સુધી રહ્યો છું હું આછા ઉજાસમાં.

□

ગની દહીંવાલા □ ઉપવનને આગમન

તમારાં અહીં આજ પગલાં થવાનાં ચમનમાં બધાંને ખબર થઇ ગઇ છે;
ઝુકાવી છે ગરદન બધી ડાળીઓએ, ફૂલોની ય નીચી નજર થઇ ગઇ છે.

શરમનો કરી ડોળ સઘળું જુએ છે; કળી પાંદડીઓના પડદે રહીને;
ખરું જો કહી દઉં તો વાતાવરણ પર, તમારાં નયનની અસર થઇ ગઇ છે.

બધી રાત લોહીનું પાણી કરીને, બિછાવી છે મોતીની સેજો ઉષાએ;
પધારો કે આજે ચમનની જવાની બધાં સાધનોથી સભર થઇ ગઇ છે.

હરીફો ય મેદાન છોડી ગયા છે, નિહાળીને કીકી તમારાં નયનની
મહેકંત કોમળ ગુલાબની કાયા, ભ્રમર-ડંખથી બેફિકર થઇ ગઇ છે.

પરિમલ સાથે ગળે હાથ નાખી, કરે છે પવન છેડતી કૂંપળોની;
ગજબની ઘડી છે કે પ્રત્યેક વસ્તુ પુરાણા મલાજાથી પર થઇ ગઇ છે.

ઉપસ્થિત તમો છો તો લાગે ઉપવન, કલાકારનું ચિત્ર સંપૂર્ણ જાણે.
તમે જો ન હો તો બધા કહી ઊઠે કે, વિધાતાની ક્યાં યે કસર થઇ ગઇ છે.

'ગની' કલ્પનાનું જગત પણ છે કેવું, કે આવી રહી છે મને મારી ઇર્ષા!
ઘણીવાર આ જર્જરિત જગતમાં રહીને, ઘણી જન્નતોમાં સફર થઇ ગઈ છે

□

વિપિન પરીખ □ તૂટી પડેલા મકાનને જોઈને

આખી રાત
જળની મુશળધાર
પવનનો હઠીલો વેગ
જીર્ણ થઇ ગયેલા મકાનને કાળનો છેલ્લો પ્રહાર!

ઉપર-નીચેના હવે કોઇ નથી ભેદ.

ભીંત વિનાના સાવ ખુલ્લા પડ્યા છે ખંડ.

પહેલે માળે

ડોશીમાની પૂજા, રુદ્રાક્ષની માળા ને કનૈયાનું હાસ્ય,

કાટમાળની હેઠળ દટાઈ ગયાં છે વૃદ્ધનાં શેષ વર્ષ.

તૈયાર છે ઑફિસ જવાનો સૂટ અને ટાઇ

પણ છતી થઇ ગઇ છે જેમ્સ બૉન્ડની બૅગ.

ત્રીજે માળેથી

ગબડી પડી છે કંકુની શીશી જેવી સૌભાગ્યવતી.

ખૂણામાં પડેલા પારણાને

પવન ઝુલાવી કોને પોઢાડે છે

હવે આષાઢની વહેલી સવારે!

બીજે માળે તો

ચુપ થઇ ગયેલા ઘડિયાળના

ફાટી ગયા છે ડોળા.



સ્નેહરશ્મિ ☐ હાઇકુ

રાત અંધારી
તેજતરાપે તરે
નગરી નાની.



આનંદ મહેતા ☐ ઇશ્વર છે?

ઇશ્વર છે....?

આજે બધા મને

એક જ પ્રશ્ન પૂછી પૂછી

લક્કડખોદની નિર્દય ચાંચથી

ખણાતા ઝાડ માફક
ખણી રહ્યા છે.
ને....
હું બિચારા ઝાડ જેવો સાવ
એમ ને એમ ઊભો રહી
અવકાશ સામે જોયા કરું છું!
છતાં
તેઓને મારામાં વિશ્વાસ નથી.



કૈલાસ પંડિત □ મુંબઇ

## આ બહુ મોટું નગર!

છે દિવસ ને રાતના જેવું કશું,
જાણુ છે એની ફક્ત લોકોને બસ.
કોણ કોનું સાંભળે કહેવાય ના!
પણ બધા ઘડિયાળની ટકટકને વશ,

જોઇ સૂરજને હસે છે ફુલરો.
અહીં ઋતુને સ્વીચમાં જીવવું પડે,
ટાઇપ થયેલા પત્ર જેવા માણસો
સ્મિતનું પૃથક્કરણ કરવું પડે.

મૂંગા મૂંગા માણસો ચાલ્યા કરે.
હાથ પોલીસનો સતત હાલ્યા કરે.
લાલ-લીલી બત્તી પર સહુની નજર
સિગ્નલોના શ્વાસથી જીવતું નગર

હા, બહુ સંભાળજો, આ ભીડમાં,
કોઇનો ધક્કો જરી વાગે નહીં.
આંખ ઢાળી ચાલતા સજ્જન તણી
આંગળીઓ ભૂલથી જાગે નહીં.

આ બહુ મોટું નગર!

સાદિક કાદરી □ ગઝલ

પડછાયા પાંગરીને સરકતા નથી હવે
સૂરજ તમારી યાદના ઊગતા નથી હવે.

ભીંતો ચણાઈ ગઈ છે અહીં સૌની આસપાસ
રસ્તાને જોડતા કોઈ રસ્તા નથી હવે.

શબ્દો જ ક્યાં હતા કે દિલાસો ય આપીએ?
બહેલે જરા હૃદય એ તમાશા નથી હવે.

થીજી ગયેલા શહેરમાં તડકાને વેચવા
ઊંચકીને સૂર્ય કોઇ નીકળતા નથી હવે.

□

કમલ વોરા □ એક સ્વગતોક્તિ

સિમેન્ટ-કોન્ક્રિટના હાથોને સ્પર્શીને
અને રેડિયોમાંથી પ્રસારિત થતી
જાહેરખબર જેવી વાતો સાંભળીને
થાક કેમ નથી લાગતો હવે મને?
શ્વાસની જેમ
મારામાં આવ-જા કરે છે પુનર્જન્મો
પણ રોજ સવારે
પૂર્વ દિશાની કૂખે સૂરજ જન્મે ત્યારે
લોહીલુહાણ થઇ જતા આકાશ જેવું
કાંઇ જ નથી મારામાં.
તડકાની ચાંચ અંધારું ચરી જાય અને
વૃક્ષનાં પાંદડાંઓને
ચરી જતી પાનખરમાં ડૂબેલું
વાસંતી ટૂસકું મારા હૃદયની રેતાળ ભૂમિમાં
કશું પણ ઉગાવી શકતું નથી.

વંચાઇ ગયેલાં પુસ્તકો જેવાં ગત વર્ષોને
હું ક્યારેક અડકું છું
તો એમાંથી ઊડતી ધૂળથી
મારી ખાલીખમ્મ આંખો ફરકતી નથી.
ક્યાં ખોવાયાં એ ગીતો મારાં
જેની છાતીમાં
હું ધ્રુસ્કે ધ્રુસ્કે રડી પડું.



શ્યામ સાધુ ☐ મૃત્યુ નામના શહેરમાં

મૃત્યુ નામના શહેરમાં
જન્મેલો હું
જિજીવિષાઓની શેરીઓમાં
આયુષ્યની જીવાદોરી ટૂંકાવ્યા કરું છું
સુખ-દુ:ખ
રાગ - દ્વેષ
આશા-નિરાશા-અભિલાષા લઇ લઇને
ધારણાઓનાં બારણે ઊભો રહું છું
રોજેરોજ
ક્ષણેક્ષણ.
પણ
સોપો પડી ગયો છે સમયની બજારોમાં,
ટૂટી ગયા છે પુલ સમયના વિચારોના.
વળી,
મૃત્યુ નામના શહેર મહીં મારી
જન્મતિથિ મેં યાદ રાખી એ જ ગુન્હામાં
કમળપૂજા કરવી રહી મારે
મૃત્યુ નામના શહેરમાં જન્મીને
મૃત્યુ નામના શહેરમાં મરવાની.

ફૅલડલાઈટની છાબ ફસાડી
આગળ ને પાછળ સરી જતી મોટરો સામે જોઈ
લીલાં વૃક્ષો એકમેકને પૂછે છે –
આ બધાં આમ આગળપાછળ,
ક્યાં ને કેમ જાય છે?

આપણે તો નીચે મૂળમાં ઊતરીએ છીએ,
ઉપર આકાશમાં ગતિ કરીએ છીએ
આપણે કોઈ ભૂલ તો કરતાં નથી ને?

વર્ષોથી તાપવાની આદત પડી ગઈ છે,
એટલે શિયાળાની રાતે
યાદ આવે છે સગડી
અને અનુભવાય છે એની ઉષ્મા.

ચાદરને થોડી ખેંચી તંગ કરો,
મફલરને કાન પર સજ્જડ વીંટી દો,
ફરતા જતા હાથ પર પહેરી લો ગરમ મોજાં.

આદતના જોરે જ
સગડી પાસે બેસી ગયા છીએ –
પણ તેના અંગારા પર વળેલી રાખ
હવે ફેંદાતા નહીં
કદાચ હવે હાથ ન પણ દાઝે.

હોલવાયેલા દીવાને ફૂંક મારી રહેલા, સ્વજન!
હવે એ દઝાડી શકે એમ નથી,
ઉજાળી શકે એમ નથી,
એ તો છે બળેલું રૂ

હથેળીમાં લઇ બારી બહાર હાથ લંબાવી
છેલ્લી ફૂંક મારો :
દીવી ચોખ્ખી થશે
અને બળેલું પોતાનું ઠેકાણું શોધી લેશે.

મને તો યાદ છે
તમે સૌએ મારા મૂળમાં કરેલ જળસિંચન.
મને કદી ફૂલ આવ્યાં હતાં ?
ક્યારે ય કદી આવ્યાં હતાં ફળ ?
વસંત આવી હતી ખરી ?
કોઈ સાંભરણ નથી.

નથી આ પાનખરની હવા
કે નથી સુકાયું તમારી ઝારીમાંનું જળ –
પણ શાખાઓમાંથી ઝરી ગયેલાં
પાંદડાંઓએ જ તમારા રસ્તે
રચ્યો છે અંતરાય :

ફૂલ થઇ ડાળી પર ન રહી શક્યા,
તો હવે વજનવિહોણા થઇ
હવાના હાથમાં સુરભિ બની રહેવા
યત્ન કરી જોઇએ.

સમયે
પાનખરમાં ખાખરાના વૃક્ષ પર
મૂકેલો
કાચા સૂતરનો ધાગો
મને
આ નવી વસંતના
આગમન સાથે જ મળી આવ્યો.

હવે કેમે કર્યું
વસંતે વૃક્ષે વૃક્ષે ઓઢાડેલાં
ચીરના વૈભવમાં
મારું મન ઠરતું જ નથી!
મૂળમાં સિંચાયેલાં જળને
ડાળી સુધી પહોંચાડી શકું એમ નથી
ત્યારે કોણ કરે છે જળસિંચન?

સૂર્યના તાપમાં
પાંદડાં પીળાં બની ખરી જાય
એ પહેલાં
કોણ એને ચૂંટી રહ્યું છે ક્ષણે ક્ષણે?
મને જિવાડવાના પ્રયત્નોના ભરમ વચ્ચેનું
આ મૃત્યુ અસહ્ય છે.
શનમાં સુકાતા વૃક્ષની માફક
મને કેમ કોઈ મરવા દેતું નથી?



ભૂલી જાઓ
કે આ વૃક્ષો પાણીમાં ઊગ્યાં છે;
ભૂલી જાઓ
કે શેવાળની આ ગાદી જાજમ
નીચે પાણી છે;
પગથિયાં પરથી જાજમ પર પગ મૂકો
અને તમે પાણીમાં ગરક થઈ જાઓ
ત્યારે યાદ કરજો
કે તમે પ્રેમ કર્યો હતો.
જે પોતાને પ્રેમ નથી કરતો

એને કોઇ જ પ્રેમ કરતું નથી-
કારણકે
એને ધિક્કારવાનું શક્ય નથી!
સંબંધ રાનના છોડ જેવો છે
એક ફૂટે છે, પછી બીજો, પછી ત્રીજો
દરેક તમારી ધરતીમાંથી મ્હોરે છે
તમારા રક્તથી પોષાય છે

છતાં જુદા છે.
જે હવાને સેતુ માને
એ કદાચ આ સૌને એક કરી શકે,
પણ તેઓ હવાને જ જુએ
અને છોડને મૂળમાંથી ઉખેડી નાખે
ત્યારે શું થાય?
સંબંધ તો રાનના છોડ જેવો છે,
એક વાર મૂળમાંથી ઉખેડો તો
ફરી ફૂટી નીકળતાં વાર ન પણ લાગે.



પંખી માળો બાંધે છે-માણસ ઘર.
પ્રાણીઓ નહોરથી વેર લે છે-
માણસ રચે છે કારાગાર.
પશુપંખીને ઘાસ, પર્ણો અને લોહી ગમે છે,
માણસને ગમે છે લોહી ને પથ્થર.
પથ્થરના ઘરમાં રહીને એ પ્રેમ પણ કરે છે:
પ્રેમ એટલે શરીર,
પ્રેમ એટલે સ્વપ્ન,
પ્રેમ એટલે ધુમાડો,
પ્રેમ એટલે આગ....

કોણ કેટલી આગ લગાડી શકે છે એની
સ્પર્ધા ચાલે છે,
કોની મુઠ્ઠીમાં વધારે ધુમાડો આવ્યો
એની ચર્ચા શમતી નથી.
કોની નીંદરમાં વધુ સ્વપ્નો ઝબક્યાં
એ સૌ ઉલટથી કહ્યા કરે છે.
સૌ ચુપ રહે છે માત્ર શરીરની વાત આગળ,
શરીર એ ઘર છે એટલે,
શરીર એ પથ્થર છે એટલે.



મકરન્દ દવે □

આ ઝાકઝમાળ ભરી નગરીના સૂના ભમ્મરિયા ઘાટે
જે ચીજ તમારે માટે છે, એ ચીજ રહી મારે માટે.

રંગીન બજારેથી આવી આ ડોલી જે કિનખાબ તણી
ને એ'ક વળીમાં બંધાઈ સવારી સસ્તા અસબાબ તણી
જે ખૂબ અહીં ખોલી તે ગઠડી, હાય, હતી શું ખ્વાબ તણી
ક્યાં ઊડી પૂતળી પવનતણી થઈ રાખ પવનને સૂસવાટે
જે ચીજ તમારે માટે છે, એ ચીજ રહી મારે માટે.

ને એમ છતાં ભડકે બળતા આ ઘાટે માથું કેમ ઢળે ?
આ છેલ્લી હાર સ્વીકારીને બસ પગલાં પાછાં કેમ વળે ?
ઓ પાગલ કોઈ સાદ કરો ! સામેથી સાદ કદાચ મળે
પણ કોણ જવાબ રહે માગી, જે મેળવવા માથા સાટે
જે ચીજ તમારે માટે છે, તે ચીજ રહી મારે માટે.

મારાં પગલાં પાછાં આવ્યાં છે, જેને આજ વળાવીને
એ કેમ કહું શી વાત કરે છે મારી આગળ આવીને
ને ભમ્મરિયા સૂના ઘાટે પણ જૂની મૌજ મચાવીને
ફૂલ અદીઠાં આપે છે ને પ્રાણ ભરે છે પમરાટે
જે ચીજ તમારે માટે છે, એ ચીજ રહી મારે માટે.

જવાહર બક્ષી □ આજના માણસની ગઝલ

ટોળાંની શૂન્યતા છું જવા દો, કશું નથી
મારા જીવનનો મર્મ છું, હું છું 'ને હું નથી

હું તો નગરનો ઢોલ છું દાંડી પીટો મને
ખાલીપણું બીજા તો કોઈ કામનું નથી

શૂળી ઉપર જીવું છે 'ને લંબાતો હાથ છું
મારામાં ને ઇસુમાં બીજું કૈં નવું નથી

નામર્દ શહેનશાહનું ફરમાન થઈ જઇશ
હું ઢોલ છું, પીટો--મને કૈં પણ થતું નથી

સાંત્વનનાં પોલાં થીગડાંમાં સૂઇ ગઇ છે રાત
બીડીના ઠૂંઠિયામાં કોઇ બોલતું નથી
□

ભાનુપ્રસાદ પંડ્યા □ દુનિયા અમારી

દેખ્યાનો દેશ ભલે લઇ લીધો, નાથ!
પણ કલરવની દુનિયા અમારી!
વાટે રખડ્યાની મોજ છીનવી લીધી
ને તો ય પગરવની દુનિયા અમારી!

કલબલતો થાય જ્યાં મ્હેલો તે મ્હોર
બંધ પોપચાંમાં રંગોની ભાત,
લોચનની સરહદથી છટકીને રણઝણતું
રૂપ લઇ રસળે શી રાત!
લહેકાએ લહેકાએ મ્હોરતા અવાજના
વૈભવની દુનિયા અમારી!
ફૂલોના રંગો રિસાઇ ગયા, જાળવતી
નાતો આ સામટી સુગંધ,

સમા સમાના દઈ સંદેશા લ્હેરખી
અડક્યાનો સાચવે સંબંધ!
ટેરવાંને તાજી કૈં ફૂટી તે નજરુંના
અનુભવની દુનિયા અમારી!



મુકુન્દરાય પારાશર્ય □ સંબોધન હરિને

હરિ! તમે સ્વીકારો તો કરું ભવભવ ચાકરી,
મારા ધણીના થઈને હોંસે જિવાય.
આપો તો માગું એટલું.

હરિ! તમે ચારો તો તમારી થાઉં ગાવડી,
હરિ! તમે પંપાળો, રુંવાડાં બેઠાં થાય.–આપો૦

હરિ! તમે બજાવો તો થાઉં લીલી વાંસળી,
મારા તવ શ્વાસે વીંધ પુરાય.–આપો૦

હરિ! તમે પે'રો તો તમારી થાઉં મોજડી,
બ્હારે કાંટા, અંદર શરણે વળગાય.–આપો૦

હરિ! તમે પોઢો તો પાથરું શય્યા પ્રાણની,
હરિ! તમ ઓશીકે મુજ ચીર ચંપાય.–આપો૦

હરિ! તમે દેવા જો માગો તો માગણ જઉં બની,
લેતાં દેનારાનું મન સંતોષાય.
આપો તો માગું એટલું.



જયન્ત પાઠક □ થોડો વગડાનો શ્વાસ

થોડો વગડાનો શ્વાસ મારા શ્વાસમાં,

પ્હાડોનાં હાડ મારા પિંડમાં ને
નાડીમાં નાનેરી નદીઓનાં નીર;
છાતીમાં બુલબુલનો માળો ને

આંગળીમાં આદિવાસીનું તીણું તીર;
રોમ મારાં ફરકે છે ઘાસમાં,
થોડો વગડાનો શ્વાસ મારા શ્વાસમાં.

સૂરજનો રંગ મારાં પાંદડાં પિયે ને
પિયે માટીની ગંધ મારાં મૂળ;
અર્ધું તે અંગ મારું પીળાં પતંગિયાં ને
અર્ધું તે તમરાનું કુળ;
થોડો અંધારે, થોડો ઉજાસમાં
થોડો ધરતીમાં, થોડો આકાશમાં,
થોડો વગડાનો શ્વાસ મારા શ્વાસમાં.



રમેશ પારેખ □ એક પ્રશ્નગીત

દરિયામાં હોય એને મોતી કહેવાય છે, તો આંખોમાં હોય તેને શું?
અમે પૂછયું: લે બોલ, હવે તું....

પંખીવછોઇ કોઇ એકલી જગ્યાને તમે માળો કહેશો કે બખોલ?
જોવાતી હોય કોઇ આવ્યાની વાટ ત્યારે ભણકારા વાગે કે ઢોલ?
બોલો સુજાણ, ઊગ્યું મારામાં ઝાડવું કે ઝાડવામાં ઊગી છું હું?
અમે પૂછયું: લે બોલ, હવે તું....

ઊંચી ઘોડી ને એનો ઊંચો અસવાર: એના મારગ મોટા કે કોલ મોટા?
દરિયા તરવાની હોડ માંડે તો દરિયાનું પાણી જીતે કે પરપોટા?
સૂરજ ન હોય તેવી રીતે ઝિંકાય છે એ તડકાઓ હોય છે કે લૂ?
અમે પૂછયું: લે બોલ, હવે તું....



વીરેન મહેતા □ હું, શહેર, પત્ર અને....

કમલ,
પગલાં અને પૈડાંઓની ગિર્દીમાં ખોવાયેલા રસ્તાઓ
ને ક્ષણોની હથેળીમાં પુદરડી ફરતું–ચકરાતું

આપણું આ શહેર.
તો મારો અક્ષરી ચહેરો મોકલું તને–
અવર તો કઇ રીતે મળું ?
લાગણીઓનું વિશ્વ અચાનક
મેઝીક સ્લેટ જેવું કેમ બની જતું હશે ?
હું હવે
પવનના સ્પર્શનો હિલ્લોળ ભૂલી ગયેલ
નળનાં ગુલામ પાણી જેવી ઇચ્છાઓ લઇ
સૂત્ર વડે ગણાતા ગણિતના ઢાખલા જેવા દિવસરાતમાં
સતત ભીંસાયા કરું છું.
અરીસામાં જોતી વખતે પણ
આંખોમાં પ્રતિબિંબાય છે ઘડિયાળના કાંટાઓ
(ને પછી હું લોલક....)
હજી કયારેક
જમ્ભોને જોવા ઊંચી થતી નજર
આકાશ સાથે અથડાઈ જાય છે
ત્યારે ભીતરમાં એક ચીસ ઊઠે છે પણ
અવાજના પર્યાય સમું આ શહેર
મારા કાન સુધી એ ચીસ પહોંચવા દેતું નથી.
એટલે જ લાગે છે, કમલ, કે
શહેરની પરિભાષામાં સુખી હોવાનો મને શાપ મળ્યો છે.



હિમાંશુ વ્હોરા □ ઘર

ઘર અહીં હતું
    હવે નથી
દીવાલ ને છત હવે ધરતી સાથે એક થઇ ગયાં છે
    ઘર હતું અહીં, હવે રહ્યું નહિ
    એની એકએક કરચમાં સ્મરણ છે

જ્યાં એમના પગ હીંચકો ચલાવતા
એ નાનકડી ઓશરીને હું ક્યાં શોધું -
આ બધી કરચોમાં ?

પેલો ખૂણો ક્યાં પડ્યો હશે
જે હમેશાં એમના હાથને ધોતિયાંની પાટલી
વાળતાં જોતો ?

ક્યાં ગઇ એ બાથરૂમ
જેની ભીંતો એમના કંઠને ગાતો સાંભળતી ?

ઘર—સ્મૃતિઓનો સંગ્રહ
ક્ષણોનાં ઘરેણાંની સંદૂક
ઘર—તૂટેલી ઈંટો, ચૂનાનો ભૂકો
વિસર્જન, વિનાશ
નવસર્જન, નવઘડતર
બે-ત્રણ-ચાર રૂમના ફ્લેટસનું.

એમના મરણખંડમાંથી કેટલા રૂમ બનશે ?
એમની યાદનાં પગથિયાં પર હું કયે માળે પહોંચીશ ?



ઘનશ્યામ ઠક્કર □ ગીત

મળવાનું મન પ્હોંચ્યું જોજનવા દૂર તોય ખેંચાતી જાઉં છું પછીતે!
ગોકુળમાં ઓળખેલ શામ, તને દ્વારિકામાં ઓળખી શકીશ કઇ રીતે ?

ઝાંઝર-શાં ઝણઝણતાં ડોલતાં કદંબ, આજ ડોલે તો રણકે છે હીરા !
વનરા તે વન મહીં કાંટાળી બોરડીને ભેટતાંય પડતા'તા ચીરા ?
કોને કહોં, શમણામાં તારા એ આરસના ચોકમાંય ચાલતાં શું વીતે ?

તારી સંગાથ ગ્રહ્યો ગોવર્ધન, આજ તારા પીંછાનો ભાર પણ ખમાય ના.
ધગધગતો હેમ-રસ વ્હેતો દેખાય એવી જમનાને કાંઠે બેસાય ના !
છેવટે જો રણશિંગા ફૂંકવાં હતાં તો કેમ વીંધી'તી વાંસળીના ગીતે ?

ગોકુળમાં ઓળખેલ શ્યામ તને દ્વારિકામાં ઓળખી શકીશ કઇ રીતે ?
મળવાનું મન પ્હોંચ્યું જોજન-વા દૂર તોય ખેંચાતી જાઉં છું પછીતે.

### પ્રિયકાન્ત મણિયાર □ નચિકેતા

સુકાઇ ગયેલા તળાવની માટીને જીભથી ચાટી ચાટી
જે ગાયો છેલ્લીવાર પાણી પી ચૂકી છે
(બીજું છે જ નહીં)
છેલ્લી વારનું ઘાસ મૂળિયામાંથી ઊખેડી ઊખેડી
જેણે ખાઇ લીધું છે
(બીજું છે જ નહીં)
દાંત અને દાઢ જેનાં અકબંધ છે પણ
ખોટું ખોટું વાગોળવાથી
જેનાં હાડકાં પાનખરનાં પર્ણોની જેમ ખખડે છે
જેનાં દૂધ કયારનાંય દહોવાઇ ચૂકયાં છે
જેમાંથી યુગોથી ટીપુંય ટપકતું નથી
જેનાથી કશુંય જન્મે એમ નથી
એવી અસંખ્ય (એ છતાં આશ્ચર્ય) વધતી ને વધતી જતી
ના મૃત્યુ પામતી
ગાયોની વચ્ચે હું વર્તમાન નચિકેતા
યમને ઘેરથી વરદાન લીધા વિના પાછો આવેલો
ઊભો ઊભો આ ઊભરાતી કાળી-ધોળી-રાતી
અપંગ ગાયોને ગણ્યા કરું છું
આ ગાયોને કોઇને આપનાર મારા પિતા મૃત્યુ પામ્યા છે
આ ગાયો લેનાર પ્રિયોનું કોઈ અસ્તિત્વ જ નથી
આ અસંખ્યાત અપંગ ઊભરાતી ગાયો
અને વચમાં એકલો હું.



### કિશોરસિંહ સોલંકી □ આગિયો

સાંજે હું
નદીકિનારે ફરવા ગયો'તો
એકલો એકલો
માછલીઓની પીઠ ઉપર
બેસીને

સૂરજ દૂર દૂર ચાલ્યો ગયો
ને અંધારું-
પકડી લાવેલો
એક આગિયો
હજુ મારી મૂઠીમાં
ઝબક્યા કરે છે.

રઘુવીર ચૌધરી □ પછી વાત

સંધ્યાની આભા લોપીને
ઊપસી આવતાં વાદળ
ક્ષિતિજનાં શિખર બનીને
છેક મારી સામે આવવામાં છે.

એક વાર દૂર પર્વતોની છાયા
મારી છાતી પર પડેલી,
પણ આ તો વાદળ છે.
અમારી વચ્ચેનું અંતર તેમ છતાં ભારેખમ બનતું જાય છે
કશુંય અશક્ય નથી,
આમ કહીને ક્યારેક હું સાહસ કરતો,
હવે નિરાશ થાઉં છું.
જોકે મારી નિરાશા અંતઃસ્ત્રોતા કહેવાય,
એ પવનની જેમ પ્રગટતી નથી,
મને ક્યાંય લઈ જતી નથી.

મિત્રો કહેશે કે હવે મુદ્દાની વાત કર,
આ ક્ષણ સાથેનો તારો સમ્બન્ધ કહે,
પણ સાચું કહું તો ભૂતકાળ
મને વિકેન્દ્રિત કરી નાખે છે.
હું જોઇ શકું છું:
અત્યારે પાછલી બાજુ માથું પટકતો પવન

ક્યારેક આરણ્યક સર્પોથી પીવાતો હતો.
હું એની બાજુ પીઠ કરીને બેઠો છું
એનું કશુંક કારણ હશે.

જોઉં છું વાયવ્ય ખૂણે ખોડંગાતી વીજળી
અને તેજ થતી જતી સડકની બત્તીઓ.
હજી આવજા ચાલુ છે.

થાય છે કે જનારાંઓને જોઉં, બને તો ઓળખું,
કઈ ધીરજ એમની આશાને સંકોરી રહી છે,
કઈ હૂંફ એમની ગતિને ઉત્સુક બનાવી રહી છે.
કઈ શક્યતા એમને શાન્ત રાખી રહી છે.
કઈ સત્તા એમને એમનામાં સમાવી રહી છે,
જાણું તો હુંય આ પહાડી વાદળોનો ભાર ઉવેખીને નિશ્ચિંત બનું.
નિશ્ચિંત બનવાનું મને શીખવવામાં આવેલું;
જો કે એ ઘણી જૂની વાત થશે.

જુઓ, આ આકાશ ઘણું બદલાઈ ગયું છે.
શુક્ર ક્યાં ?
ધ્રુવ તો આમે ય બહુ ઝાંખો દેખાય છે.
મંગળ પર ગયેલું વાયુવાન ત્યાં જ ઠરી ગયું હશે.
ચંદ્ર તો હવે બહુ નજીક લાગે છે, અંધારિયામાં પણ

આ વાહનો, એમની સામસામે ટકરાતી બત્તીઓ,
રસ્તાની પેલી બાજુનાં મકાનોનો કોલાહલ,
પાણીમાં પીવાતી મોગરાની સુગંધ,
રૂપેરી હોકામાં ગળાઈને વધેલું નિકોટીન
કે અમારા પડોશીની વેલીઓનો કંપ—
એમાંનું કશું મારામાં ઉમેરાયા વિના અંદર ક્યાંક અટકી પડે છે.

વાદળ ઓછાં થતા જાય છે
ને હું ઘેરાઉં છું.
બની શકે તો હું એવો કે સાબરમતીની રેતમાંય ઊગું.
પવન ભલે ઉડાડીને ધૂણી ભેગો ભેળવી દે,
આમ પાછા જવાનું કંઈ વારંવાર બનતું નથી,
અને ટાવરોને જોઈને કંઈ ડગી જવાતું નથી.
આટઆટલાં મકાનો પછી ય
વગડાના ટુકડા આમતેમ વેરાયેલા જોઉં છું.
મારી સામે ય એક મોટું પડતર છે.
જોઈએ, વાદળ તો આવ્યાં,
હવે વરસાદ પડે પછી વાત.



દિનેશ દલાલ □ સેલ્ફ પોર્ટ્રેટ

લઇ કેમેરા
ગોઠવ્યો બરોબર મારી સામે
'સેલ્ફ પોર્ટ્રેટ' લેવા.
મારી જગ્યાએ મૂક્યું ફ્લાવરવાઝ
'ફોકસ' કર્યું.
'ડાયાફ્રામ' 'સ્પીડ' 'સેલ્ફ ટાઇમર'
'એડજસ્ટ' કરી ચાંપ દાબી.
જલદીથી દોડી જઇ
ફ્લાવરવાઝને હડસેલી
હું ગોઠવાઇ ગયો.
(ફ્લાવર વાઝમાં તડ....)

ગરરરરરર........

કટ

'શટર' 'રીલીઝ' થઇ
સેકંડના ૧/૬૦ ભાગમાં તો
હું 'એક્સપોઝ' થઇ ગયો
ફિલ્મ 'ફાઇન ગ્રેઇન'માં ડેવલપ કરી
ઇમ્પોર્ટેડ પેપર પર 'પ્રિન્ટ' કાઢી
અને
ખબર ના પડે તેમ 'સ્પોટિંગ' કર્યું
'હાઇ લાઇટ' દબાઇ ગઇ હતી,
—પણ સારું થયું કે
'બેકગ્રાઉન્ડ'માં લટકાવેલા
ફૂલફૂલવાળા પડદાએ અને
'ફોરગ્રાઉન્ડ'માં મૂકેલી
નટરાજની મૂર્તિએ એવો તો
'કોન્ટ્રાસ્ટ' રચ્યો'તો કે
હું બહાર નીકળી આવ્યો
હવે 'ફ્રેઇમ' થઇ
દીવાલ પર ટીંગાઇ જઇશ
'ડિસ્ટન્ટ લુક'વાળો
છતાંયે મલકતો
(કેટલો કઠિન પોઝ)
૧૨"×૧૦"નો હું
અને
'ડિસ્ટન્સ'થી
મલક મલક
મલક્યા કરીશ
મલક્યા જ કરીશ....

કનુ મહેતા 'ઓમ' □ આપોઆપ જ

ઊંડા કૂવાના ભેડામાં જન્મીને
પ્રથમ વાર ઊડવા પ્રયત્ન કરનાર
કબૂતરનાં બચ્ચાંને
ક્યારેય દ્વિધા થતી નથી કે
કઇ તરફ ઊડવું?
નહીં તો
સૂર્ય, ચંદ્ર, તારા અને વાદળાંઓ
વગેરેવાળું આભ
એક ઉપર પણ હોય છે અને
એક આભ નીચે પણ હોય છે!
તેઓ એમ પણ નથી જાણતાં હોતાં કે
ઉપર વિશાળતા છે અને
નીચે ભમણા છે.
જાણે છે માત્ર એટલું જ કે
ગતિ ઉપર તરફ જ કરવાની હોય
અને એને પરિણામે જ તેઓ
ઘેરી વળેલી કૂવાની સંકડાશમાંથી
આપોઆપ જ
છૂટી જાય છે....!



નિનુ મઝુમદાર □ અનુભૂતિ

હે હું તો મૃત્યુને દ્વારેથી પાછો આવિયો રે લોલ

એઉ આજુથી મેં તો જોયું જીવન
મને ઉભયનો ઉંબરો લાધિયો રે લોલ
હે હું તો મૃત્યુને દ્વારેથી પાછો આવિયો રે લોલ

હે ખોટાં ખોટાં ડરે છે બીજાં માનવી રે લોલ
મારે ભીતરથી ભૂલ હતી ખોળવી રે લોલ
મારે ભીતરની ભૂલ હતી ભાંગવી રે લોલ
ભવ અંદર-બહાર સરખાવિયો રે લોલ
હે હું તો મૃત્યુને દ્વારેથી પાછો આવિયો રે લોલ

હે મને વ્હાલાં મળ્યાં છે અણજાણમાં રે લોલ
એ તો અમરત સિંચે છે મારા પ્રાણમાં રે લોલ
મને પૂરણના પ્રેમથી પલાળિયો રે લોલ
હે હું તો મૃત્યુને દ્વારેથી પાછો આવિયો રે લોલ



મુરલી ઠાકુર □ પોપટનું ચિત્ર

મારા ઘરમાં એક પોપટનું ચિત્ર છે.
પિંજરામાં રાખેલો પોપટ એના સામું તાકી-
તાકી નિઃસાસા નાખે છે.

મારી બારીમાં નાખેલ
ચણા ચણવા –
ચકલીઓ આવે છે.
પોપટ પિંજરામાં બેઠો બેઠો
ચીસો પાડી એને ઉડાડી દે છે.

માછલીઘરમાં તરતી માછલીઓને જોઈ
પોપટ પિંજરામાં તરવાનો પ્રયત્ન કરવા જાય છે.

ને –
ને .... ને .... ને
મારા ઘરમાં એક પાંજરાનું ચિત્ર છે!

રાજેન્દ્ર શાહ □ વિદાય

પ્રિય,
વિદાય દિયો હૃદયે હૃદય ચાંપી.
અસુવનજલ કલિત કપોલ,
પ્રાણુને રોધન અધર રહે કાંપી;
પ્રિય, વિદાય દિયો હૃદયે હૃદય ચાંપી
વેદના અચલ, અજાણ પંથે,
બનશે રે ધ્રુવતારા;
ક્લાન્ત મારા મને જાણે
ગગનગંગની ધારા:
નિઃસીમની મેર નીરખે નયન ટાંપી,
પ્રિય, વિદાય દિયો હૃદયે હૃદય ચાંપી.
મિલનવેળની, એકલનું ઉર
સવારે છાયાગીતિ;
ચરણે ચરણે, દૂર નહિ દૂર,
નિકટ મૂળની ક્ષિતિ.
કાલને પરિક્રમણે, વિલોલ,
લોચન લઇ, જાઉં રે સ્મરણ સોંપી,
પ્રિય, વિદાય દિયો હૃદયે હૃદય ચાંપી.

□

મનોજ ખંડેરિયા □ ગઝલ

નગર મીણનું : ધોમ તડકા : અને હું
પીગળતા રહ્યા મારી છાય અને હું

આ ચોપાટનાં ખાલી ખાનાં અને હું
સ્મરણના જૂના પંગુ પાસા અને હું

હતું ચિત્ર આ: ટ્રેન ગઇ એ પછીનું:
ક્ષિતિજો સુધી જતા પાટા અને હું

સમયના બધા બંધ દરવાજા જોઉં:
લટકતાં નજર સામે તાળાં અને હું

અહીં તો સૂવાનું રહ્યું ભીષ્મ માફક:
નીચે શબ્દના તીક્ષ્ણ ભાલા અને હું

એ ઘટનાને કોઇ કહી દેશે મૃત્યુ:
અલગ થઇ જતી મારી કાયા અને હું



અહમદ મકરાણી □ સ્મરણ

કોઇને જોયા હશે-ની યાદ છે,
મેળવી ખોયાં હશે-ની યાદ છે.

છે હરણની છાપ રણમાં તો હજી,
ઝાંઝવે ટોળાં હશે-ની યાદ છે.

ટેરવાંનાં તોરણો અટકી ગયાં,
સ્પર્શને પ્રોયાં હશે-ની યાદ છે.

આયનામાં ડાઘ કાજલનો હતો,
બિંબ ખુદ મોહ્યાં હશે-ની યાદ છે.



અશરફ ડબાવાલા □ એક કાવ્ય

તો પછી
આપણે બીજાઓની જેમ
જીવી નાખીએ.

ઘરને ફ્લેટ કહીએ
ઉંબર સુધી આવનાર પગલાંને

કોલબેલના અવાજરૂપે
યાદ કરીએ

સાયકોલોજીમાં Interest લઈએ
ગમે તેનું psycho analysis કરીએ

બાળકોને કેળવણી આપીએ
એક્વેરિયમની માછલી માટે
નિયમિત ખોરાક લાવીએ

દીવાલ પરથી પડીને
ફૂટી ગયેલી બાપુજીની છબી જોઈ
"Survival of the fittest" નો
Topic ખોલીએ
અને
ડાળ પરથી ખરતાં પાંદડાંને
ઋતુઓનો ક્રમ કહીએ



હરિકૃષ્ણ પાઠક ☐ નેજવાની છાંય તળે

નેજવાની છાંય તળે બેઠો બુઢાપો
એનું ઝાડ જેમ ઝૂલ્યું છે મન
કરચલીએ કરમાયા કાયાનાં હીર
તો ય ફૂલ જેમ ખૂલ્યું છે મન
આંગણામાં ઊગ્યો છે અવસરનો માંડવો
ને ફરફરતો તોરણનો ફાલ,
એવું લાગે રે ઘડી, ઊગી છે આજ ફરી
વીતેલી રંગભરી કાલ!
છોગાંની શંકાએ માથે ફેરીને હાથ
ખોળે ખોવાયલું ગવંન.
ઠમકાતી મંદ ચાલ ઘરમાં ને બારણે
ને છલકાતું એ જ નર્યું રૂપ,

કંકુનાં પગલામાં મ્હોરી ગૈ વાત
જેને રાખી'તી માંડ માંડ ચૂપ!

શમણુંને સાદ કરી, હુક્કો મંગાવ્યો જરી,
ઘૂંટ ભરી પીધું ગગન
નેજવાંની છાંય તળે બેઠો બુઢાપો
એનું ઝાડ જેમ ઝૂલ્યું છે. મન.



પન્ના નાયક □ દીવાનખાનામાં

દીવાનખાનાને
વ્યવસ્થિત કરું છું
ઘડી અહીં, ઘડી તહીં
વિવિધ ફેરફારથી –
વસ્તુનું મન પૂછી પૂછી
ગોઠવણી કરું છું.
સોફા અને લેમ્પને નવું સ્થાન આપ્યું
બારીના પડદા બદલી કાઢયા
જૂના ગાલીચાની જગ્યાએ
wall to wall કારપેટ નખાવી દીધી.
પ્રસન્ન થાય છે સુશોભન
સઘળું બરાબર થાય છે ત્યારે જ
છટકે છે મારું મન –
આ બધાંમાં મને કયાં ગોઠવું?
કેન્દ્ર શોધું છું.
જ્યાં હું સરખું બેસી શકું ....
–પણ બારી કનેથી રસ્તો નિહાળતી
હું ઊભી જ રહું છું.

કાંઠાના રણમાં
કંકણિયાં જળ હિલ્લોળાશે માની
પ્રાઇમસને પંપ આપતી રહું છું
આપતી જ રહું છું.....
ચારપાંચ પીનો ઘોંચ્યા પછીના
ઘાસલેટિયા વાતાવરણમાં
ગુંગળાતાં ટેરવાં
ખાંડનો ડબ્બો ફંફોસી શકતાં નથી
ને તપેલીમાં
સાત-આઠ-નવ .... ચમચી ચા
પધરાવી દઉં છું.

રામજી મંદિરમાં તો જઇ શકી જ નથી.
એક વાર જન્માષ્ટમીના દિવસે
બાલકૃષ્ણજીના મંદિરમાં જઇ ચડેલી
ત્યાં દેવકી
વણપ્રસવેલા કૃષ્ણનાં
મરશિયાં ગાતી હતી
ને તરત જ હું:
હવે માત્ર મહાકાળીના મંદિરે જાઉં છું.
તેમની રૌદ્ર મુષ્ટિમાં પકડાયેલ
માથામાંથી હજુય
મારું લોહી નીંગળે છે.
બપોરની સોય
મૌનનો દોરો લઇ
બ્લાઉઝના આંતરશીવામાં

તીણા પગલે સરકે જતી હોય છે
ત્યારે દૂર દૂર ખખડે છે
આંબાનાં તૂટેલાં પાન.
એક દિવસ મેં એક પાન મસળેલું.
ને લીલો કોકિલ
કેસરિયો ટહુકો ટહુકેલો,
પણ એમાં મારે શું?
હું તો મૂગાં ટેરવાંથી
બ્લાઉઝ ટાંકતી રહું છું.
પણ બ્લાઉઝ ટાંકવાથી
કે પાંદડાં ખરવાથી
ઓછો કંઇ આંબો ખરી પડે છે!

સાંજ પડે ને વાદળ ઘેરાય
વાદળ ઘેરાય ને વીજળી ઝબકે
ઝબક, ઝબક, ઝ....બ....ક.
ઝબકે પણ ત્રાટકે નહીં
ત્રાટકે તો માત્ર વરસાદ–
અગાસી તોડી નાખે એવો વરસાદ.
અગાસી તો ઘણું ય પલળે
પણ એથી કંઇ ઓછું અનાજ વવાય?

આખી રાત બારણા પર
કાન અને આંખ ટીંગાડી રાખું છું.
પણ ભૂલો પડેલો
પવનેય હીંચકાનું સુખ આપતો નથી.
અટવાયેલી આંખો
શમણાનાં બોર પણ ચાખી શકતી નથી.

ત્યાં ભૂલભૂલમાં
બેડસ્વીચ ઑફ થઇ જાય છે
ને ઢોલિયાને સામે છેડે
લંબાયેલો મારો હાથ
ઇસ પર ફસડાઇ પડે છે....





તરસ લાગી છે.
હાથ
બેલ મારવા ઊંચકાય છે.
ઘંટડી પર છે માખીયુગલ.
કોઇ વાલ્મીકિ હાથને અદ્ધર જ રોકી લે છે.
ઊભો થઈ જાતે જ પાણી પી લઉં છું.

શાહીના ખડિયામાંથી
માખીને બહાર કાઢી, ટેબલ પર મૂકું છું.
નિમકહરામ
ચાલી રહી છે,
મેં જ દોરેલ એક રેખાચિત્ર પર
ખિન્ન થઇ તાકી રહું છું એક ક્ષણ.
પછી ડ્રૉઅરમાંથી કોરો કાગળ ખેંચી
ટેબલ પર ગોઠવી
વચ્ચોવચ્ચ માખીને મૂકી દઉં છું.

બારીનો પડદો
ટેબલના કાચમાં ફરફરે છે,
અને

બાજુમાં પડેલ મારાં ચિત્રોની
ગતિશીલતા ઝંખવાય છે.
અબઘડી જ દૂર કરીશ એને –
બારીમાંથી પડદાને, કે પછી
ટેબલ પરથી કાચને.
મારું દ્રોણત્વ જાગી ઊઠ્યું છે.

કાલે સ્વપ્ન આવ્યું:
પીનકુશનની ફાટી ગયેલી ગાદીને સ્થાને
કોઇએ મારું મગજ ગોઠવી દીધું છે.
એ સ્વપ્ન જ હશે કે પછી...



જગદીશ જોષી □ Landscape

મારાં સ્મરણોની કબર જેવા
ડુંગરો પર જ્યારે
ઈંડાની કાચલીમાંથી ફૂટીને
સૂરજ ઢોળાઈ પડ્યો
ત્યારે
ધુમ્મસથી ઘેરાયેલાં સપનાંનાં ઝાડ
અદબભેર સૂનમૂન ઊભાં હતાં.

ધુમ્મસના કાળમીંઢ પથ્થરોમાંથી
કોઇ કોઇ ઝાડ માથું ઊંચકે છે
ત્યારે
ઘેરાં ઘેરાં વાદળો આવીને
એને માથે ચડી બેસે છે, ને
આખીયે વનરાઇ પર એક
શ્યામલતા છવાઇ જાય છે.

આ લીલાંછમ મેદાનોનાં ઘાસ પર
મારા પગ નહીં મૂકું :
કારણુ,
મને વ્હેમ છે કે એકએક તૃણુ પર
ઝાકળનું એક એક બુંદ વળગેલું હશે.
મારી પાનીથી એને હું ફોડું તેનાં કરતાં તો
તેને આખેઆખાં ઝાળી મૂકવાનું
અખંડ પુણ્ય
હું સૂર્યને જ સોપું, એમાં જ
સૂર્યની વૈભવી શાખ જળવાશે.

ડુંગરોથી ખડકેલી ક્ષિતિજની ભીંતોમાંથી
યોગીની ફરકતી દાઢી જેવાં
શ્વેતશ્વેત ઝરણો ફૂટી નીકળે છે.
ખળખળ અવાજ કરવાનું હવે
તેઓ છાંડી ગયાં છે.
એ ઝરણો હજી તો ઝંખાય ઝંખાય
ત્યાં તો
સાધકની પગદંડીની જેમ પાછાં
અલોપ થઇ જાય છે
ધુમ્મસથી ઘેરાયેલી વનરાઇમાં.

દૂર દૂરથી આવે છે કોઇ ખોવાયેલી
કોયલના ટહૌકા
અને
ટહૌકે ટહૌકે રાત ભરભર ભૂકો થતી જાય છે.
છતાંય
લોહીલુહાણુ પરોઢ ટૂંટિયાં વાળીને પડયું છે.

ડુંગરા ખોદી ખોદીને આણેલા
પથ્થરોની મેં ગંજી ખડકી છે–
મારા ઘરઆંગણે કોઇ
બદનામ કૂંપળ ઊગે તો તેને
ચાંપી દેવા માટે.

ધુમ્મસથી ઘેરાયેલી કોઇ વાદળી પર
રૂપેરી કોર ક્યાંય, કદાચ વરતાય
તો
મારી આંખ
ટેલિફોનના
લોખંડી તારથી
તેને વીંધી નાખે છે.

વિશાળ મેદાનોને કાંટાળા તારની વાડથી
કટકે કટકે કાપેલાં છે: ને ત્યાં
કોઇ પશુની હરફર સુધ્ધાં નથી.
કબરો પરનાં સુકાઇ ગયેલાં ફૂલોની જેમ
ક્યાંક ક્યાંક નાનાં નાનાં મકાનો
ડૂસકાં ભરે છે.
અધખૂલાં તરછોડાયેલાં ફાટકો
અડતાંની સાથે ઠંડાગાર ડામ આપે છે.

સર્જન વખતે ઇશ્વરે પાડેલા સાદ જેવો
બાળકોનો રડ્યોખડ્યો અવાજ
વાતાવરણમાં
પેલી કોયલના અવાજની જેમ
ફૂલો ઉપરથી ખરી પડે છે.

મારા સ્થપતિની કેવી કમાલ
કે

મારા સ્થાપત્યમાં
એકેય રેખા કાટખૂણે મળતી નથી.
સામે પથરાયેલી આખીય વનરાઇને
શરમીંદી બનાવે
એવો મેં એક નાનકડો બગીચો રચ્યો છે.
પણ, ત્યાં હવે....
સારંગધન્વાના નિષ્પ્રભ વચનોની જેમ
કોઇ ફૂલ ઊગતાં નથી.

જાગીને જોઉં છું, તો
મારા છાપરા પર
પંખીઓનાં ખરેલાં પીંછાની
પથારી રચાઈ ગઇ છે.
ઝાકળથી તરબોળ એ પીંછાં
હવાની ફૂંકથી પણ ઊડતાં નથી.

અને છતાં
આટલાં બધાં ખરેલાં પીછાં છે
તો
તળિયે બૂડી ગયેલા
ટહુકાની છીપમાંથી
ઊડી ગયેલું સમયનું એકાદ પંખી તો
મારે છાપરે
આવ્યું જ હશે ને?

સ્મરણોની કબર જેવા પહાડો
મારા પોપચામાં પથરાઈ ઊભા છે
અને તેમાં
સુરંગ ચાંપવા માટે
એક સપનું
ટાંપીને ઊભું છે....

રમેશ ત્રિવેદી □ હું

કોઇક પૂછે : કોણ છો તમે!?
હસું હું ખોખલું-ખોખલું :
'વ્યંઢળની થાપોટાતી હથેળી
વચાળેનો અવકાશ હું છું!'
ને હું છું :
– ઝીરોના બલ્બનો તૂટેલ ફિલામેન્ટ
શત શત ટાંકણીએ ભોંકાયેલ પિનકુશન
– વેગે વ્હેતા ટ્રાફિકે ઉલેલ
ખખડેલ બાયસિકલનું બર્સ્ટ ટાયર
– પેપરવેઇટે પુરાયેલ પ્રસૂન, મીન કે....
– આંખે અંધાર આંજી
અંધાર વચાળે ચકરાતું ચામાચીડિયું
કે પછી

    સંધ્યાકાળે કાંકરિયે

    સડતી-તરતી

    નામવિહોણી

    એક લાશ

    તમે મને જાણો. મને....મને....

□

હનીફ 'સાહિલ' □ અને

કશુંક પાંખમાં ફરફરે છે અને
ગગન આંખમાં વિસ્તરે છે અને

શીતળ વાય છે આ અષાઢી પવન
હજી તું મને સાંભરે છે અને

વિરહ રાતે કો' એક છાયા અકળ
દીવાલો પરેથી સરે છે અને

શબ્દના બધા ભેદ ઊઘડી ગયા
નજર પારદર્શક ફરે છે અને

હજી ક્યાં છીપાઇ છે મારી તરસ
હજી એક રણ વિસ્તરે છે અને



રાધેશ્યામ શર્મા □ અશબ્દ

નિઃશબ્દ
અવકાશ
મૌન
મહાકાશ
વાદળાં
વાદળી
ધોળાં
રૂના પોલ
પિંજારો
ટેડ ટેડ
ટેડ ટેડ
શબ્દ
ફોરું
ફોરાનું
ઘર
ઘરની
બારી
બારીએ

બિલાડી

કાળી

આંખો

સફેદ

નહોર

નખે

નગીના

નાગીપૂગી

નાગણો

મૂછ પે

ટપ્પ

ટપાક

વક્ર

પુચ્છ

હંશશબ્દ

અશબ્દ



કૃસનદાસ લુહાર □ ગઝલ

આંખમાં લીલાશનો દરિયો ભરી લીધો હતો.
ને સીમાડો શ્વાસમાં મેં સંઘરી લીધો હતો.

હું જ ખેતર, પંખીઓ ને હૂંવમલિયો મોલ હું,
ચાડિયા શો મેં મને ઊભો કરી લીધો હતો

પાંખ, પીંછાં કે નહોતી ચાંચ મિત્રો! તોય પણ;
મેં વિહંગ જેવું ઊડી ટહૂકો કરી લીધો હતો.

હોઠની વચ્ચે થીજેલા લીલવા અંધારને–
સૂર્યકિરણોની સળીથી ચીતરી લીધો હતો.

એક દી મને ફીણાળા ઘોડાઓની એકલતા પલાણવાનુ મન થયું. રેતીમાં ઊગી નીકળેલા શઢો જેવા ખાંકડાઓ પર બેસીને તૂતક પરથી તાકી રહેવાની, વાતો કરવાની આદત પડી ગઈ અને મારા પેટ ઉપર માણસો ચાલી નીકળ્યા. દરિયો ખૂંદી વળ્યા મારા દોસ્તો. નળિયેર એક છીપનું ભીતર હતું હવે.

સાત સાગરની પેલે પાર—
પરવાળા ટાપુ પર માણસો જેવાં વૃક્ષો ઊગ્યાં
પછી બુઠ્ઠાં બુઠ્ઠાં ફળ આવ્યાં.
અને એક ઊંચા વૃક્ષની ટોચે
વલ્કલ પહેરીને
હું વનવાસ ભોગવતો રહ્યો આજ સુધી.
મારી અંદર પુનર્જન્મની વૈતરણી વહેતી હતી,
કાંઠે ભગવાન મગરમચ્છ સૂતા હતા
પ્રલયનો ભય સતાવ્યા કરતો હતો મને.
એક પછી એક શ્લોક
ભગવાનનાં મોંમાંથી ચોરાતો જતો હતો
હું નિર્મમ નજરે
ભગવાન વેદની છેડતી થતી જોઇ રહ્યો હતો.
હવે મેં એ બધાં દૃશ્યો ખંખેરી નાખ્યાં છે
હવે તો હું ગેસના ફુગ્ગા પગે બાંધીને
ઊંચે ઊડતા માણસ જેવો
થોડેક ઊંચે પ્હોંચુ છતાં દીવાદાંડીથી નીચો રહું
ત્યાંથી પછી છીપલાંની સભા ભરી
એમને સંબોધતો હોઉં છું.

માછલીઓ મારી સભામાં નથી આવતી
કારણકે તેઓ જીવંત છે.
મને જીવંત માણસો ગમતાં નથી
માછલી માણસ જેવી નથી.
હું જીવંત નથી.
હું નાળિયેરનું ખખડતું પાણી છું
માછલીના શ્વાસોથી ઉત્પન્ન થતા તરંગો નથી.
બુદ્‌બુદાનો જન્મ હજુ થયો નથી કે થશે.
સાંજે વૃક્ષની ટોચ ઉપરથી કશુંક નીચે ઊતરતું હોય છે.
હું ફરવા જાઉં છું
ખાસ્સો દોઢેક માઇલ,
પે....લી માછણો કપડાં સૂકવતી હોય છે ત્યાં લગી.
દરિયા-કિનારે મારી આગળ પડેલાં
પગલાં જોઈ શકતો નથી.
પાછળ પડેલાં પગલાં
જોવામાં સમય બધો ખરચી નાખું છું;
એટલે ફીણાળા ઘોડાઓની એકલતા
પલાણવાનો સમય મને ભાગ્યે જ મળતો હોય છે.
હવે મને વાયુ થયો છે.
ખારા-ખાટા ઓડકાર આવે છે.
ધોળું ધોળું ફીણ મારા ઓષ્ઠ-ખડકો પર અથડાય છે.
મારું પાણી બહાર આવી જવા મથે છે.
મેં મારી અંદર પાણી એટલે રાખ્યું છે કે
લોકો મને ફોડે....
ના, છો ને લોકો ફોડ્યા કરે એમનું.
હું મારું પાણી જવા દઉં ?

મારા પાણીમાં ઊગ્યા જળઘોડા.
મને ગયા ભવનાં રૂંછાં કરડે છે.
મરડાય છે, અમળાય છે મારા શ્વાસ.
તમરાંના અવાજ નજીક આવતા ભાળું છું
શ્વાસ તળે ચોંટેલી જીભ
વિષ્ણુના માથા ઉપર લબકારા મારે છે.
મારે કહી દેવું જોઈએ કે—
લક્ષ્મીજીએ મારા પગ તળાંસ્યા નથી.
એમનો સ્પર્શ આ હાથોમાં લબકારા લે છે.
હવે સવાર ક્યારે પડશે ?
લક્ષ્મીજીને મારા હાથમાંથી મુક્ત થવું છે.
રે........રે રામ !
મારા પેટમાં ખારા પાણીનો દરિયો લૂલવે
કૃષ્ણે ભૂખનું અક્ષયપાત્ર આપ્યું લાગે છે !
રૂંછાંઓ શેવાળની જેમ--
મારા પેટમાં તરફડયાં કરે છે.
અને શેવાળ તો માછલીઓનો ખોરાક.
હું માછલીઓનો ખોરાક છું,
માછલીઓ માણસોનો ખોરાક છે,
માણસો માણસોનો ખોરાક છે.
હું માણસ નથી
હું નાળિયેર છું
હું વૈતરણીના કાંઠે--
ઊગેલાં ચોર્યાસી લાખ નાળિયેરોમાંનું એક....

ફિલ્મો હું જોતો નથી
એમ નથી,
પણ એમાં આવતી ઘટના
લીવહે કે મોડી
મારા જીવનમાં
બની ગઈ હોય છે!
મિત્ર પીઠ પાછળ
ખંજર હુલાવે
એમાં કશું નવું નથી.
ગરીબીને કારણે જ
પ્રિયાએ સ્વીકાર ન કર્યો હોય
એવો 'હીરો' એકલો જ નથી હોતો.
શક્ય છે કે તેણે
પૈસાના અભાવે
અભ્યાસ અધૂરો છોડ્યો હોય,
મજૂરી કરી હોય,
અને માની સેવા પણ કરી હોય.
શું બુદ્ધ એકલાએ જ
મહાભિનિષ્ક્રમણ કર્યું છે?
પત્ની અને બાળકને છોડી
મેં પણ કેટલીય વાર
મહાભિનિષ્ક્રમણ કર્યું જ છે.
ફેર માત્ર એટલો કે
બુદ્ધ ખરેખર નીકળી શક્યા
જ્યારે હું
ફળિયા સુધી પહોંચી
પેશાબ કરી
પાછો સૂઈ ગયો છું!

અરુણ પારેખ □ એમ થાય છે કે-

ઘણી વાર મને એમ થાય કે સાંજ ઢળી ગઈ હોય, પવન વીંઝાતો હોય, ટેબલ-લેમ્પના અજવાળે હું કોઈ ગહન વિષયનું પુસ્તક વાંચતો હોઉં ને તું મારા રૂમમાં આવી ચડે. હાથમાંથી પુસ્તક ઝૂંટવી લે, ટેબલ પર બે હાથ ટેકવીને, નીચે ઝૂકીને, મારી આંખોમાં આંખો પરોવીને પૂછી બેસે કે 'તારું મને ચાહવું એટલે શું?' અને હું બારી બહાર મન મૂકીને વરસતા આકાશ તરફ આંગળી ચીંધી દઉં.

□

રાજેન્દ્રસિંહ રાયજાદા □ સંદેશ

ભાઈ!
મારું કામ કરીશ?
મારે એક સંદેશ પહોંચાડવો છે.
બુદ્ધ મળે તો કહેજે
કે –
રાઈ માટે ઘેર ઘેર ભટકતી ગોમતીને
આજે વહેલી સવારે
મળી આવ્યું છે એક નવજાત બાળક
ગામને ઉકરડેથી.

□

કૃષ્ણવીર દીક્ષિત □ શ્વેત પંખી

શ્વેત પંખી આ જર્જરિત ભવનના છાપરા તળે
પોતાનો માળો ફરીથી ગૂંથે છે
ત્યારે તેના પરનું એકેય નળિયું અવશિષ્ટ નથી.

આભમાંનો સૂર્ય દર્પણમાં પોતાનું પ્રતિબિમ્બ
નિહાળે છે ત્યારે
ભવનના શિખર પર સાગરબિન્દુનાં તોરણ ઝૂલે છે
અને એની બારીઓ પરના પડદા આપોઆપ ઢળે છે.

ભવનમાંના આકાશમાં પંખીઓની ઊડાઊડ અને
તેમના કલરવથી લીલધરાનો સૂકો લીલો પટ
અખિલ થઈને ઊઘડે છે, વિસ્તરે છે
ને તેજતિમિરની બિછાતથી મઢાઈને ક્ષણાર્ધમાં
અસ્તિત્વની ભ્રાન્તિ જગાવી તત્ક્ષણ મને નિર્ભ્રાન્ત કરે છે
કે હવે બધી દિશાઓનાં દ્વાર બંધ જ છે
અને નવી એક જ દિશાનું દ્વાર ઊઘડી રહ્યું છે
ત્યારે દૂર દૂરથી સંભળાતા ટાવરના ડંકાના
રવમાં મારી પ્રદીપ્ત ચેતના બરફ થઈને
ઓગળે છે, ઓગળે છે, ઓગળે છે....



દિલીપ મોદી □ ગઝલ

મોરને છોડીને ટહુકા ક્યાં જશે?
આ ધરાથી દૂર દરિયા ક્યાં જશે?

શ્વાસનાં સામીપ્યમાં તો કૈંક છે,
શબ્દથી અકબંધ રેખા ક્યાં જશે?

ક્ષુબ્ધ ઘટના ચોતરફથી ઘૂઘવે,
હાથથી મેંદીની છાયા ક્યાં જશે?

હું પરિચિત ભીંતમાં ડૂબી શકું,
ભાગ્યના ખંડેર પડઘા ક્યાં જશે?

લ્યો, હકીકત ધૂળમાં છુપાઈ ગઈ.
પારદર્શક શ્વેત પગલાં ક્યાં જશે?

ફિલિપ ક્લાર્ક ☐ સવારે શહેર

સવારનું આકાશ
તારા
ભીના વસ્ત્ર જેવું ટપકે પરોઢ
ચિનાઈ કાગળની નીચે મૂકેલ
ચિત્ર જેવું ઝાંખુંપાંખું શહેર
દૂધની બાટલીઓમાં
ઠરી ગયેલી ઊંઘ ખળભળે
મિલોની ચીસો અને રીક્ષાના
ઘોંઘાટથી શહેર પડખું ફેરવે.
કોફીના કપમાં ઊગતો સૂરજ
પાંજરામાંથી નીકળતા
પોપટ જેવા માણસો
જોતજોતામાં
સાંચાની જેમ સઘળું હાલેચાલે
ફરી પાછું
ટાઈમ-ટેબલની જેમ
શહેર આખું ગોઠવાઈ જાય.

☐

પ્રજારામ રાવળ ☐ ઝાલાવાડી ધરતી

આ ઝાલાવાડી ધરતી :
આવળ, બાવળ, કેર, બોરડી, શુષ્ક, રુક્ષ ચો-ફરતી.

અહીં ફૂલ કેવળ આવળનાં :
અહીં નીર અધિકાં મૃગજળનાં :

પુષ્પ, પત્ર, પાણી વિણ કાયા ઘોર ઉનાળે બળતી !–આ૦

જોજનના જોજન લગ દેખો,
એક નહીં ડુંગરને પેખો :
વિરાટ જાણે ખુલ્લી હથેળી સમથળ, ક્ષિતિજે ઢળતી !–આ૦
આ તે કોઈ જનમ-વેરાગણ !
કે, કો ઉગ્ર તપંતી જોગણ !
સંન્યાસિની તણા નિર્મળ શુભ વેષે ઉર મુજ ભરતી–આ૦



ચિનુ મોદી □ કોઈ છે ?

કોઈ છે ?
બિયરથી પસાર કરવા છે
કલાકો.
એકલદોકલ
ખાલી બોટલ
વિલ્સકિંગના ધુમાડેથી
ટોચ સુધી ભરચક બોટલનો
બૂચ ખોલતાં ગાયબ
ધૂમ્ર-ધુમાડા.
ટકી રહી છે
તંબાકુની તીવ્ર
હવે મંદમંદ બનતી
સંકેલાતી ગંધ.
શાંત
નિઃસ્તબ્ધ
ઘરખૂણા જેવું અકબંધ
માત્ર એકાંત.
આદિમાં મ્હોલાત
હવે ખાવા ધાતા ખંડેરે

ફિલિપ ક્લાર્ક ☐ સવારે શહેર

સવારનું આકાશ
તારા
ભીના વસ્ત્ર જેવું ટપકે પરોઢ
ચિનાઈ કાગળની નીચે મૂકેલ
ચિત્ર જેવું ઝાંખુંપાંખું શહેર
દૂધની બાટલીઓમાં
ઠરી ગયેલી ઊંઘ ખળભળે
મિલોની ચીસો અને રીક્ષાના
ઘોંઘાટથી શહેર પડખું ફેરવે.
કોફીના કપમાં ઊગતો સૂરજ
પાંજરામાંથી નીકળતા
પોપટ જેવા માણસો
જોતજોતામાં
સાંચાની જેમ સઘળું હાલેચાલે
ફરી પાછું
ટાઈમ-ટેબલની જેમ
શહેર આખું ગોઠવાઈ જાય.

☐

પ્રજારામ રાવળ ☐ ઝાલાવાડી ધરતી

આ ઝાલાવાડી ધરતી :
આવળ, બાવળ, કેર, બોરડી, શુષ્ક, રુક્ષ ચો-ફરતી.

અહીં ફૂલ કેવળ આવળનાં :
અહીં નીર અધિકાં મૃગજળનાં :

પુષ્પ, પત્ર, પાણી વિણ કાયા ઘોર ઉનાળે બળતી !–આ૦

ભૂલીને અસવાર
અટકી અટકી
ચમકીને
દોડે છે
દોડે છે ને હાંફે છે
ને હાંફે છે
છમલીલાંછમ ફીણ.
લગામના લોખંડી ટાઢા સ્પર્શ.
અશ્વને લગામ ખેંચી
કોણ અરે, અટકાવે?
કોણ અરે, અટકાવે?
દોડું છું હાથ વડે
દોડું છું શ્વાસ વડે વરસોથી.
વરસોથી ચાલી રહી છે
દૃષ્ટિની સસલાં-કચ્છપ દોડ.
લીંબુ-પાણી/પીવા/પણ/રોકાયા/વગર
મુઠ્ઠી ભીડી દાંત કચડતો દોડું છું-
અટકું છું ક્યારેક.
વાતચીત કરતાં ચિત્રિત
મિત્રોના ચહેરાની લાગી
લાંબી ક્યૂમાં
સાંકડમોકડ
અદ્ધરશ્વાસે
કૉફીમાં/સ્યૂગરક્યૂબ્સ/જેટલો ય/
મિશ્રિત/થયો/નહીં/અને/
કપમાં ફરતી ચમચી પેઠે
જરીકવારે
સોસરમાં મુકાયો છું-

ખોટુકલાં લટકાવ્યાં
ચામાચીડિયાં.
ચાવી આપતાં
ચામાચીડિયાં ઊડે
પણ–
શાપિત પથ્થર પડયો રહે છે
અણપૂજેલો
જંગલની ગીચ ઝાડી વચ્ચે
ઢંકાઈને.
અટૂલો પડી ગયેલો
પ્રાચીનતમ આ પવન
પ્રસારી પાંખ
અહીંતહીં
ફૂલ ફૂલ પર
ઝોલાં ખાતો વ્હેતો
કયાંય/અટકીને/ઊભા/રહેવાની/
પગ/પર/પગ/ચઢાવી
પલાંઠી/મારી/બેસી/પણ/શકાય/
એવી/પૂર્વશરત/વગરનો/પવન/
ધકેલાતો ક્ષણે ક્ષણે.
રોજ ખીલે છે ફૂલ
ખરવાં માટે
પણ, અશ્વત્થામા
આ પવન....
કોઈ છે?
બિયરથી પસાર કરવા છે કલાકો.

સ્વર્ણમૃગોની મૃગયા કરવા.
તેજીલો તોખાર

એટલો ભ્રાંત
બાકી ગ્રંથાલયમાં અક્ષરની ભરચક ભીડે
પીંગપોંગનો દડો બની અહીંથી ત્યાં
હડદોલા ખાઉં.
ઉર્મીમાં બ્લાઇન્ડ કરું દસ-વીસનું
ફાધર પીટ્રીનો વેશ ભજવતો
રોજ રીઝવતો સમ્યક્ યોગ કરી પત્નીને
લાડની ટપલી
બચ્ચાં રાજી
કવિતા લખતો
ટિકિટ લઈને ભરચક 'બસ'માં
ભૂસકા દેતો.
હસતો છાનું
છતરાયું છતરાયું
રડતો.
લડતો દલીલની દીકરી પકડી
લચ્ચક કેડ
ઢગઢોલ નગરના રસ્તા ઉજ્જડ થાય
તથાપિ પાપા પગલી પાડું
ત્રાડું
છાપાં ફાડું
હાંકું ખચ્ચરગાડું
વગર કૂવાનાં વાસી જળમાં રેંકું
ભરેલી બાલદી
તિલક કરીને તેડું લક્ષ્મી
કામદગ્ધ આંખોથી કન્યા તાડું.
ચપોચપ દંતપંક્તિના ચહેરા ચોકૂખાચણાક

મારા આશ્રિત એકાંતે
કાયમ.
કાયમ યમનિયમના કડક પહેરા
પહેરો દેતું આખું ગામ.
આંખ રાખવા
દરેકને કહેવાયું કાને
કાને
ફૂંકાયું મારું નામ.
આછો ફફડે મારો ઓઠ
અને અંદરનાં વાક્યો
અર્ધવિરામો સાથે
કોઈ કરે છે 'ટેપ'
'ટેપ' વગાડી વાક્યોને
તરત છાપતાં અખબારો પ્હેલે પાને.
મારી પડે નજર
કે કેમેરાની ચાંપ દબાતી
ચરણ હલે ને
પગી પગેરું કાઢે.
ગ્લાસ ઊંચકું
ને મૂકું તો
હાથછાપ લેવાય.
શ્વાસની આવનજાવન
સતત મપાતી લોહીની ગતિ
અસ્થિની સ્થિતિ
બારિક બારિક વીગત રાખતા
ભાડૂતી પ્હેરાની વચ્ચે હું-
અકબંધ સાચવી રાખું છું એકાંત

'કેમ છો? મઝામાં છો?
ફરી મળીશું. આવજો!
હબ્સી હીજડાને હસતાં જોયો છે?
ખી ખી કરતાં પેટ દબાતું ખી ખી
ફાંગી આંખ તણાતી ખી ખી
ચિક્કટ બનતા જાડા ઓઠ થૂંકતી ખી ખી
ટપકે નાક દદડતું ખી ખી
ખી ખી ખી ખી
કરતાં કરતાં
ખોં ખોં ખોં ખોં
પુરાણ પ્રાચીન ખ્યાત કુંવરણા
મેંદી મૂકી પાની ઢાંકે
ખી ખી.

પોચટ પોલા ઉપાન રવની ક્રિઝ્ઝી સાંજે
હે નૃસિંહ
મારા શૂન્ય સ્થંભ પર
કીડીની લંઘાર કંપતી.
સામે કિંગફીશર બિયરની બૉટલ
ટોચ સુધી ભરચક બૉટલમાં
વિલ્યકિંગના ધૂમ્ર-ઘુમાટ
કોણ ખોલશે બૂચ?
દૂર ઊભો નતમસ્તક રાખી
સફેદ વસ્ત્ર પહેરેલો
સભ્ય દેશનો હબ્સી હીજડો –
અરે; કો......ઈ છે?
પસાર કરવા છે બિયરથી કલાકો.

દર્પણ જેવા રાખું
અને છતાંયે
અને છતાંયે
અને છતાંયે
સ્વસ્થ માંસની પેશી જેવી
ભોગ્યાક્ષણ પાસેથી
હીજડા-હબ્સીની ચાલે
નતમસ્તકે પસાર–
અરે, કોઈ છે?
બિયરથી પસાર કરવા છે કલાકો.
અટપટું અડાબીડ એકાંતે
ક્લાંત ચિત્તના આ પરિતાપ
શાપ
સંચિત શાપ:
सर्वे भवन्तु सुखिनः
सर्वे सन्तु निरामया
सर्वे भद्राणि पश्यन्तु
मा कश्चिद् दुःखभाग्भवेत्
ગંદીગલીચ મવાલી પાન ચાવતી
હાથની મુઠ્ઠી ઉગામી
દાંત ભીડેલી કચડકચડ
છરી હુલાવી
અપશબ્દોની ફૂચ હોઠ સુધી આવે છે
ને સભ્ય દેશનો
સફેદવસ્ત્ર પહેરેલો હીજડો
ચાવીચઢાવ્યું બોલે છે:

જે શ્રધ્ધા છે
એની યાદી કરવાનો તો આશય જ ક્યાં છે મારો?
સબર્બન રેલગાડીમાં બહુ સરસ (બારી પાસે) જગો મળી જાય–
રમીની એકાદ બાજી જામી જાય–
અને ઑફિસે જઇ 'હલ્લો, હલ્લો' કરી બેપાંચ આંકડા મંડાઇ જાય
જમે ઉધારના
તો તો સોમ નાહ્યા
ને તો
શ્રદ્ધા-અશ્રદ્ધાની 'ફિલોસોફી'ભરી વાત્યું ય કોણ કરે, ભઇલા?
આપણે તો ભઈ,
નોકરો કરવો છે
છૈયા-છોકરાને મોટ્ટા માણહ કરવા છે (આપણા જેવા જ બાપડા!)
–આપણા 'બોસ'ને ગમે એવા
અને એથી જ તો આપણે રોજ નિયમિત પકડીએ છીએ
૮-૧૫ની ફાસ્ટ!
ગાડીના સમયપત્રક પર શ્રધ્ધા રાખશો
તો....
ભલે પછી ઇશ્વરમાં કે તમારામાં
તમને શ્રદ્ધા ન હોય!
માત્ર ત્રણ જ 'લેઇટ માર્ક' 'અલાઉડ' છે તમને
–શ્રદ્ધા-અશ્રદ્ધાનો વિચાર કરવાનો
તો સમય જ ક્યાં છે તમારી પાસે?



ચન્દ્રકાંત શેઠ □ મજા છે આ 'છે'ની છો પર

પથરાઇ પડી છે પાંખો
ને ઊઘડી રહ્યો છે પંખો
ઉકેલાઇને પડ્યો છે તાકો
લોંચ પર પડ્યો છે ફેલાઇને તંબુ

ફળશ્રુતિ:

પૂંસક નથી રહ્યો મારા યુગનો અશરીરી, ...
સૂરને એકાંતિક રાખીને જાહેરજગ્યાઓમાં પે...
આવતો નથી.

કેડથી નમેલા વૃદ્ધની કપોલકલ્પિત કથાના નાય...
હાળવતો નથી, ઢાંકી રાખે છે વ્રણને. ઝમતા ...
લોહીને કરકરી જિહ્વાળાથી ચાટી જવા પાલિત ...
શકતો નથી. ભોગવેલી અબાધિત અનાવૃત્ત અ...
કલંકોનો હવે એ એકરાર પણ કરી શકે એમ ન...
માટે હે ભાવિક બૌધિકો,

દીવાલોને દારૂ પીવડાવી ભૂંરાટી કરી એની તરફ...
જેવડી નાની માછલી સ્ટીમલાંચનું પેટ્રોલ વ્યય ન કરો.
મારી કોફિના કપમાં તમે તો ધરતીકંપ સર્જી શકો
લક્ષ્યવેધી શબ્દ છોડવા પણછ ખેંચેલાઓ અટકો.
મારા યુગનો અશરીરી હવે પૂંસક નથી રહ્યો.



મેઘનાદ ભટ્ટ ☐ તમે

છત્રી લીધા વિના
ઇશ્વર પાસે વરસાદ માટે પ્રાર્થના કરવા જનાર ભક્તજનો!
અશ્રદ્ધાળુ છો તમે–
–તમારા પોતામાં.
ખમીસ પહેર્યા પછી–
ગંજી પહેર્યું છે કે નહીં તેની ખાતરી કરવા
–ઘણીવાર ખમીસ સુધ્ધાં કાઢી નાખો છો તમે!
પણ તમારી તમારામાં
યા ભાવિકજનોની ઇશ્વરમાં

જે શ્રધ્ધા છે
એની યાદી કરવાનો તો આશય જ ક્યાં છે મારો ?
સબર્બન રેલગાડીમાં ખઉ સરસ (બારી પાસે) જગો મળી જાય–
રમીની એકાદ બાજી જામી જાય–
અને ઑફિસે જઇ 'હલ્લો, હલ્લો' કરી બેપાંચ આંકડા મંડાઇ જાય
જમે ઉધારના
તો તો સોમ નાહ્યા
ને તો
શ્રદ્ધા-અશ્રદ્ધાની 'ફિલોસોફી'ભરી વાત્યું ય કોણ કરે, ભઇલા ?
આપડે તો ભઈ,
નોકરો કરવો છે
છૈયા-છોડાને મોટ્ટા માણહ કરવા છે (આપડા જેવા જ બાપડા !)
–આપણા 'બોસ'ને ગમે એવા
અને એથી જ તો આપણે રોજ નિયમિત પકડીએ છીએ
૮-૧૫ની ફાસ્ટ !
ગાડીના સમયપત્રક પર શ્રધ્ધા રાખશો
તો....
ભલે પછી ઇશ્વરમાં કે તમારામાં
તમને શ્રદ્ધા ન હોય !
માત્ર ત્રણ જ 'લેઇટ માર્ક' 'અલાઉડ' છે તમને
–શ્રદ્ધા-અશ્રદ્ધાનો વિચાર કરવાનો
તો સમય જ ક્યાં છે તમારી પાસે ?



ચન્દ્રકાંત શેઠ □ મજા છે આ 'છે'ની છો પર

પથરાઇ પડી છે પાંખો
ને ઊઘડી રહ્યો છે પંખો
ઉકેલાઇને પડ્યો છે તાકો
ભોંય પર પડ્યો છે ફેલાઇને તંબુ

ઊંટ તકિયા પર ડોક ઢાળીને
બંધ આંખે
વાગોળે છે તિમિરને હળવે હળવે.

હુક્કાની ઊંઘણશી ગડગડમાં
પરપોટા થાય છે રંગના આકાશમાં.
સપનાંની એક આળસુ નજાકત
છલકાય છે હવામાં આસ્તે આસ્તે
તાળામાં જરાય ફર્યાં વિના
સંચેસંચ ખોલીને
બંદા ખુલ્લંખુલ્લા છે ચુપ
કોઇ કેફી હવાનો રંગ
ચઢતો જાય છે શ્વાસને–અવકાશને.

ખુલ્લી છે મુઠ્ઠીઓ
ને લહેરાય છે કિનખાબી કેવડાની ગંધ
રાતની રસીલી રાહમાં.
ઊઘડયો છે મયૂરપંખ
ને રેલાય છે રેશમી સૂર હવાને બાંધતાં જુલ્ફમાં
મધરાતી વાતની લીલી દ્રાક્ષ
લૂમતી-ઝૂમતી ચમકે છે તારાનાં ઝૂમખામાં, શ્યામ કેડી પર
નિરાંતનું સરોવર!
ખીંટી પર અમથાં અમથાં ફરકતાં કામ.

ઘડિયાળમાં તરતો પિકકડ આરામ.
સૂનાર સૂએ.
જાગનાર જાગે.
કદાચ કોઇ કૂવો-હવાડો કરે.
કોઇ ક્રોસ પર ચઢે.
ભલે! ભલે!

ભલે રહી જતી તિજોરીઓ ખુલ્લી!
ભલે જામી જાય કસ્તર પીવાના જામમાં
ભલે ધાડ પડે ધરમીને ઘેર
ને મેવા ખાઇ જાય મવાલીઓ.
ભલે સત્યાગ્રહી ચંપલો કાનાફૂસી કરે અંધારા ખૂણામાં;
ને ભલે રચનાત્મક રસ્તાઓ ટૂંકા થાય જડતાથી.
થાય તે ભલે થતું!
આપણે તો ઊંઘની મજા છે આ 'છે'ની છો પર
સઢ સંકેલીને
ઘાટ પર આડા પડીને
આળસુ હલેસાંની ગુફ્તેગો માણી હોય
તો આજે સુરજને તંગ ન કરશો.
કરવા દો એને કરવું હોય તે.
સઢ તો આવતી કાલે પણ ચઢાવી શકાશે
ને સામેના કાંઠે આવતી કાલે પણ પહોંચી શકાશે.



સુરેશ બારિયા ☐ નશાની વાત

રુગ્ણ ચહેરાની જાળમાં
કણસાતા ફૂલની સ્થિતિ
મારે માટે ક્યાં નવી છે!
અને એથી જ
બોટલમાં પુરાયેલો નશો
મને અનંત આકાશની
શુભ્રતામાં મૂકવાને સમર્થ નથી
એવું કબૂલતી વેળા
બારમાં
ખૂંધા થઈને

પ્રવાહીથી વાંકી વળી ગયેલી પ્યાલીઓ
પંપાળતા માણસોની રાતી આંખોમાં
પરોવાઈને
ખાલી બૉટલ સામે
ખાલી બૉટલ સામે
ધૂરકી રહેવાનું મન થાય છે
કારણકે
વિતથની ઝાડીમાં
ફસાયેલા વિદૂષકની જેમ
મને અટ્ટહાસ કરતા આવડતું નથી.



મનહરલાલ ચોકસી □ ગઝલ

ગુફતગુમાં રાત ઓગળતી રહી,
ને શમાઓ સ્પર્શની બળતી રહી.

સ્વપ્નમાં એકાન્તનો પગરવ હતો,
રાતરાણી ગીત સાંભળતી રહી.

વૃક્ષની ડાળેથી ટહુકાઓ ગયા,
પાનખરની પાંખ સળવળતી રહી.

ઊંટનાં પગલાંમાં હું બેસી રહ્યો
જીભ એ મૃગજળની ટળવળતી રહી.

હાથમાં અવસરતણું દર્પણ હતું,
ને નજર વેરાનમાં ઢળતી રહી.

હું કોઈ સંબંધનું આકાશ છું,
શબ્દની રેખાઓ ઓગળતી રહી.

ગુણવંત શાહ □ ગુર્દેતેગુ

કોયલને ટહૂકે ઘવાયલા ફૂલ પર
પતંગિયું બેઠું
ત્યારે વસંતે
વાયરાને કાનમાં કહ્યું:
'તારે કવિનું મૌન જોવું છે?'

□

મહેશ શાહ □ વિષાદ

આ ચશ્માનો કાચ તૂટી જાય
તો કાચ વગરની ખાલી ફ્રેમમાંથી
હું જોઇ શકું એટલું
નિકટ કોઇ જ નથી હવે.

ચહેરો જોઇ શકાય, કીકી નહીં.
કીકી દેખાય પણ હાલે નહીં.
મારી આંખ પણ
હસી શકે નહીં, હલી શકે નહીં.

બધે માત્ર આભાસ જ આભાસ,
સૌંદર્યની વ્યાખ્યાના એ અક્ષરો આંખોને
યાદ આવ્યા કરે માત્ર:
'આભાસમાં ય સૌંદર્ય.'

લોકો યે બધા અવાચ્ય અક્ષર જેવા
કાળાં ટપકાં ખાલી.
ન હાથ, ન પગ, ન હાલે ન ચાલે.

તને ય આમ જ નહીં જોઇ શકતો હોઉં ને?

મુંબઈ –
રાતે ખોવાઈ જતા તારાઓ અને ઑફિસ-ટાઇમે આવતી દરિયાની ભરતી
દિવસભર આશાની જીવલેણ વાસનાઓ, ઉપર અને ઉપર જવાની –
અપરિચયની ચામડી પહેરીને આવ્યો હતો તારા શહેરમાં
હવે લોહી નીકળતું નથી, લેસ્બીઅનોના વિશ્વમાં
ઓમલેટ ટ્રાય કરતા ઘાસાહારીઓના પરાક્રમદેશમાં
રાતો વપરાતી નથી અને વેનિલાની ખુશબૂથી પેટ ભરાઈ જાય છે.
કોંક્રીટ ચાવતાં મશીનો અને
અટરલી બટરલી સંસ્કારી થઈ ગયેલા લક્ષ્મીબાજો
કેસેટની ધાર પર ઝૂલતાં અવસાદ ગીતો
જઠરમાં સીરોસીસ પાળતાં નવાં બાળકો
ઉપર જવાની રેસમાં નામો ભૂલી ગયાં છે–
હાડકાંઓના અક્ષાંશ-રેખાંશ માપતા સફળ માણસો
તમારા ઍરકન્ડિશન્ડ મુલ્કમાં શૈશવ આવ્યું હતું કોઈ દિવસ ?
નાગી સ્ત્રીઓ, ભીની સ્ત્રીઓ, બહાર આવી ગયેલાં મૂળિયાંવાળી ખુશ્ક ઔલાદો,
ઇમ્પોર્ટેડ ભાષા, કાચદેસર ગુસ્સો, ક્રોમીઅમ-પ્લેટેડ પ્રેમ,
ચુંબનોનો પુનર્જન્મ, શેરબજારમાં ખરીદાતી શાંતિના ભાવ.
સુખની નવી પરિભાષા શીખી ગયો છું તારા શહેરમાં
રેડિયો કંપનીના નીઓન વિજ્ઞાપનનો પરાગ ઝરે છે
ખુલ્લા સ્મશાન પર અને ઝૂંપડપટ્ટીના દેશ પર
જે ફ્લૅટના દરવાજાની બહાર શરૂ થાય છે
આજે આ શહેર મારું છે
કાગડાના માળામાં હું પણ ઈંડાં મૂકતાં શીખી ગયો છું
હવે મારા દાંત સુંવાળા થઈ ગયા છે
મને ઠગાવાનો અપમાનબોધ રહ્યો નથી
કારણકે ટી. વી.ની સ્ક્રીન પર મેં મારો ચહેરો જોઈ લીધો છે.
સેકંડના લાલ કાંટાને હું સલામ કરું છું.
ઉપરની રેસમાં
હું છેલ્લો છું અને મારી આગળ કોઇ નથી....

એરકંડિશન્ડ કેબિનમાં, મારા ટેબલના કાચ પર,
એક ફ્લાવરવાઝ ઋતુઓથી અપરિચિત ઊભું છે
અને સારસીની ધમકતી છાતી જેવું આકાશ હાંફે છે
પેલી નાળિયેરીનાં પાન પર.
સૂરજ Freeze થઇ ગયો છે અહીં voltas crystal ભીંત પર
ને પવન નજરકેદમાં પડી રહ્યો છે ગુમસુમ....
વૃક્ષને તડકાથી લીંપાતું જોઇ

હું ય મારી આંગળીઓને ટેરવે લીંપી દઉં છું ટ્યૂબનો ધૂંધળો ઉજાસ
પણ તડકાના દેશમાંથી તડીપાર થયાં છે
મારા ફ્લાવરવાઝનાં ફૂલ
બિચારાં ક્યાંથી હસી શકે મારા સ્પર્શે....
આ Wall clockમાં સળવળતો સમય, Despatchમાં
પડેલા કાગળો સાથે ક્યારે ગોઠવાઇ ગયો એની તો ખબરે રહી નહીં
હજી તો બોસના My God કરવા છે ટાઇપ
રિસીવરમાં વડવાગોળ જેવો લટકતો બોસનો અવાજ
કઇ ક્ષણે ઊડાઊડ કરી મૂકશે?
શું કરું?
આ ખીચોખીચ એકાંત ગોઠવી દઉં ટાઇપરાઈટરના કી-બોર્ડ પર?
પણ મારી આંગળીઓમાં વસતી માછલીઓની ફૂદાફૂદ વહી ગઇ છે આજે
ડેડ લેટર બૉક્સમાંથી ઓચિંતા હાથ લાગેલા પત્ર જેવી
તારી યાદ મને કામ ન કરવા દે તો શું કરું?
(લિપસ્ટીક પણ આજે ભૂલી ગઇ છું ઉતાવળમાં)
હજી તો ખાલી ચાર જ વાગ્યા છે

લોલીપોપની જેમ ચગળું છું સાંજે ૬-૩૦ની આપણી Appointment
ને ઘુમાવે જાઉં છું
મારા ઑફિસ અવર્સ ફોનના ડાયલમાં.

મણિલાલ પટેલ □ ગઝલ

સાવ પોલા શબ્દથી વ્યવહાર છે
મૌનનો મહિમા કરીને શું કરું;
શબ્દ તો કોલાહલોનું દ્વાર છે!

હું ઉદાસી પાનખરની પી ગયો
દર્પણો જોયા કરે છે દ્વેષથી:
આંખમાં ખીલી ગયાનો ભાર છે.

કાચ-શા સંબંધમાં તિરાડ છે:
'કેમ છો?' પૂછ્યા કરે છે શૂન્યતા
મેં કહ્યું: 'આકાશ સાથે પ્યાર છે.'

કેટલો લીલો હજી તો શ્વાસ છે;
યાતના રે! તું મને લલચાવ ના
કોક મળવાનું મને ગમખ્વાર છે!

□

ઉશનસ્ □ થાપણ

અમે તો વણઝારા રખડુ પવનો માત્ર, ઊડતા
ક્ષણુ હ્યાં તો પાછા ક્ષણ પછી બીજે ક્યાંક ભમતા
અતિથિના જેવા ઉભડક, તમારા ફૂલદલે
ઘડી આવી, પાંખે ફફડતી થયા સ્થિર વિપલે
ન બેઠાં, બેઠાં ને ઊડી ય નીકળ્યા સ્પર્શ મૂકી–લ્યો
પતંગાશા, ચોટ્યો વિકીરત બધે સ્પર્શ લીલૂડો;

અમારો આમે યે પગ વળી ઠર્યો કેદી ઘરમાં
ઠરે કે આ વેળા અહીં અમ ગમ્યા ફૂલદલમાં?
ગૃહસ્થી થાવાનું ઘણું મન છતાં પાય ભમરે;
અમારી પ્રીતિ તો ઈક પદ પથે, એક ઉમરે;

પ્રિયે, મારા વ્હાલા લઘુક ઘરની છાંય, જઉં હું;
તને દૈ જાઉં છું સ્પરશ મુજ, વિદાય લઉં છું,
હું પાછો આવીને પૂછીશ પ્રિય, આ થાપણ વિશે,
મને તું સોંપે તે ક્ષણ કંઈક કૌળ્યો પણ હશે.
□

સુરેશ દલાલ □ આ ઘરનું સરનામું

વૃક્ષોને અઢેલીને
મારું ઘર ઊભું છે.
એના ઉપર ગુલમ્હોર જેવો
સૂરજ ઊગે છે.
ઘરને પગથિયેથી
ફૂટે છે એક રસ્તો....
–સાવ અમસ્થો !
રસ્તાની બન્ને બાજુ
લીલું લીલું ઘાસ.
ઘાસમાં આળોટે પવન
ઊડે પતંગિયાં;
ચાંદની
બારી-બારણાં ખોલી નાખે
અને વૃક્ષની ટોચ પર બેસીને
એક પંખી
પોતાના ટહૌકામાં
એકાન્તના આકાશને ઊઘડતા જુએ !
•
તમે મને ભૂલેચૂકે
આ ઘરનું સરનામું પૂછશો નહીં

આવું ઘર બાંધી શકાતું નથી.
જળમાં ઊઘડતા કમળની જેમ
એ આપમેળે ખૂલે છે.

•

રેતીના થાંભલા જેવા
માણસોના સંબંધો
એને અઢેલો નહીં તો જ એની શોભા.
અઢેલો કે પથ્થરના ઘરમાં
રેતી....રેતી....રેતી....
સંબંધો બાંધવા અને વિકસાવવાનું કામ
રેતીમાં ખેતી કરવા જેવું છે.
આંખોનું બધું જ જળ ઊલેચી નાખો
ક્ષણેક્ષણમાં
સ્મિતના કણેકણ વાવી દિયો
પણ આખરે તો
ગ્રીન ટાઈલ્સના ઘરની ઉપર
સહારાનો સૂરજ!

•

હિલસ્ટેશન પરની હોટેલમાં
ક્યારેક
જુદા જ ઘરનો અનુભવ થાય છે.
ડામરની સડક જેવા સંબંધોને
લાલ માટીનો થોડોક રંગ લાગે છે.
સાંજની વ્હીસ્કીમાં સોડા ભળે છે
સિગરેટના ધુમાડા પીને
ચન્દ્ર સૂઈ જાય છે.
અને સવારે નીકળી પડે છે સૂરજ

ચલચિત્રમાં આવતા
જિપ્સી જેવો !

•

છાપાંઓની પસ્તીમાંથી
મેં એક ઘર બનાવ્યું છે.
રેડિયો અને ટી. વી.ના એરિયલ
ટહુકયા કરે છે.
'બેધિંગ કોસ્ચ્યુમ'માં આડી પડેલી અભિનેત્રીનો
Sun-n-Sandમાં
લીધેલો ફોટોગ્રાફ
મેગેઝિનમાંથી કાપી લીધો છે.
મારી દીવાલ પર
આ ફોટો
પતંગિયાંની જેમ ઊડયા કરે છે.
અરેબિયન નાઇટ્સની રેકોર્ડનું માદક સંગીત
ફેલાયા કરે છે.
રેકોર્ડની ગતિએ લોહી ફરે છે.
'Magic Carpet' પર હોઉં
એવો અનુભવ થાય છે.
અને ટાઇમ્સની હેડલાઇન લઈને
બીજી ડિસેમ્બર ૧૯૭૩નો
સૂરજ ઊગે છે
ટી. વી.માં
આથમવા માટે.

•

નવલકથા જેવા વિશાળ ડ્રોઈંગરૂમ
નાટકના વાકયો જેવા સંવાદો

ધુમ્મસના પડદાઓ
અને એની ઉપર ચીતરેલો
ચન્દ્ર જેવો
સૂરજ!
ફરી-તીરીથી દસ્સા સુધીના
પત્તાંઓમાંથી બનાવેલો મહેલ
અને એમાં રહેતા
એક્કો, બાદશાહ, ગુલામ અને
રાણી.
હુકમનું પાનું અને
જોકરની મસલત.
ઇબ્સનની નોરાની જેમ
રાણી ઘર કેમ નથી છોડતી?
પ્રત્યેક વ્યકિતમાં એક નોરા
પલાંઠી વાળીને બેઠી છે,
–ઘર છોડાવે એવા
ઇબ્સનની પ્રતીક્ષા કરતી!

•

હું ઘરની શોધમાં નીકળી પડયો છું.
મને કોઈ ઘર આપો.
અથવા ઇબ્સન આપો.

•

હળુ હળુ હવા
ઝાકળભીનો સૂરજ
જળ જેવો વહેતો પારદર્શક સંબંધ
અને
હલેસાં વિના ચાલ્યા કરતી હોડી.

આવા સંબંધની આસપાસ
વૃક્ષોને અઢેલીને
મારું ઘર ઊભું છે.
એના ઉપર ગુલમહોર જેવો
સૂરજ ઊગે છે.
ઘરને પગથિયેથી
ફૂટે છે એક રસ્તો....
–સાવ અમસ્થો !
રસ્તાની બન્ને બાજુ
કૃષ્ણમૂર્તિના શબ્દો જેવુ
લીલું લીલું ઘાસ.
ઘાસમાં આળોટે
કવિતાના લય જેવો પવન.
ઊડે પતંગિયાં
ચાંદની
બારી-બારણાં ખોલી નાખે
અને વૃક્ષની ટોચ પર બેસીને
એક પંખી
પોતાના ટહૌકામાં
એકાન્તના આકાશને ઊઘડતા જુએ !

•

તમે મને ભૂલેચૂકે
આ ઘરનું સરનામું પૂછશો નહીં !



કિસન સોસા □ માણસ વગરનાં મુલકમાં

અંગ-સૂનું બારણું તોરણ તરસતું ટળવળે,
ગૌર, કૂણા ટેરવાની ઝંખનાએ સળવળે.

એક પણ સપનું ફળે ને આ તરુ-સૂના થળે,
રૂપ ટહુકાનું ધરીને દૂરની ડંકી છળે.

સાંજની દીવાસળીથી કાચમાં સૂરજ ઊગે,
શગ ઊંચકતાં ઓરડે ચારે તરફ મૃગજળ બળે.

એય પડખે તપ્ત રેતીના સમંદર ઊછળે,
ઓશિયાળા એક ઓશીકે હિમાળો ઓગળે.

ચિત્તમાં બત્તી બળે ને મોભની કાજળ ગળે,
છે અવાજોનું રુદન એકાન્તની ચાદર તળે,

[illegible]
[illegible] આ ખળભળે.

જોય કોની વાટ આ માણસ વગરના મુલ્કમાં,
લ્યો સમેટી જાગરણ, ક્યારેય ને કોઇ મળે.



મંગળ રાઠોડ □ દંભીઓને

રાતોરાત
દાઢી ઉગાડીને ફરતાં
હે intellectual મિત્રો,
થોભો.
વગરવિચાર્યે હવે
એક ડગલું ય આગળ ન માંડતા.
થોભો.
મૂંડાવી નાખશો તો ભૂંડા લાગશો
અને, રહેવા દેશો તો –
મારી નજરમાં તો, ઘાસ છે!

હા,

ઘાસ છે ઘાસ, પેલું ઘાસ!

●

ના.

તર્જની સંકેત કરીને

છટકી નહિ જઈ શકો હવે,

અનામિકા ઊંચી કરો ને બોલો.

વાશફેરતી કબૂલ કરો.

નહિતર,

તમારી આંગળી

એક શબ્દ બનીને સળગ્યા જ કરશે.

હું ફૂંક નહિ મારું ત્યાં સુધી!

☐

પ્રવીણ દરજી ☐ સુન્દરમ્‌ને

વિસ્મયભરી આંખ તારી

વારંવાર

સ્હેજ મલકી

સ્હેજ છલકી

એવું ઢળે

જાણે

પાંદડી ગુલાબની ધીમે હલે!

હાથમાં લઈ હાથ

તું સ્પર્શતો

એવું કંઈક કે

હાથની રેખા બધી

કલિઓ બની મ્હેંકી ઊઠે!

એક ક્ષણ
એ
છલકાવી ગઈ તરસ્યા કિનારા
પ્રકંપિત પ્રાણ : ગોચર દૂરના આરા

હે કવિ!
રાગમાં વિતરાગનાં
મોતી ચૂગંતા
હંસ શી
તારી છવિ!



યોસેફ મેકવાન ☐ સંબંધ

શું છે આ સંબંધ?
પ્યાર–પત્ની–શિશુ–સ્વપ્ન
વચ્ચે
આ હૃદય શિવલિંગ જેવું
ખડું છે દેહમાં!
તેની પર આનંદના કરોળિયાની
એ તડકીલી આંખો તગતગે....
એ ફરે છે....
એમાં ફસાયેલી પળોને ચૂસતો
શું મેળવે છે?
શું છે આ સંબંધ?

ચોત્રીસ-ચોત્રીસ વર્ષોના તડકામાં
સુકાતી આ કીકીઓ....
હળવે હળવે સિકત બને....
અને

ચોત્રીસ-ચોત્રીસ વર્ષથી પલળતો આ ચ્હેરો
હળવે હળવે કોરો બને!
શું છે આ સંબંધ?

રાતની નીરવતામાં
સુપ્ત પત્નીના ચ્હેરાને જોઈ પૂછું મને
ને પત્નીનો ચ્હેરો પૂછે મને –
શું છે આ સંબંધ?

હું અવાક્ બનું અંધારા શો
ને દૂર દૂર સરી જાય
મારી બે દીકીઓ....
અને આ મારો ચ્હેરો....
શું છે આ સંબંધ?



પ્રકાશ દવે □ ગીત

રેતીમાં કોતરેલું નામ હવે કોઇનેય કામમાં ન આવે તો કાંઈ નહીં;
પાંદડે લખેલું નામ છોને વિસરાય; હવે પાંદડું સુકાયે તોય કાંઈ નહીં,

વાદળનો પડદો પથરાય તોય રંગમંચ
સૂરજની હાજરીથી છલકે;
ક્યાંક હવે પથ્થરનો ટુકડો થૈ બેઠો
એ ખરતો તારો ન લેશ મલકે.

સીમાએ ઝબક્યું એ વીજળીનું તેજ હવે દીવો થઈ ઝૂરે તો કાંઈ નહીં;
પાંદડે લખેલું નામ છોને વિસરાય; હવે પાંદડું સુકાયે તોય કાંઈ નહીં.

દરિયાનાં પાણીને ખોબે ઉલેચી
મારી આંખનાં વેરાનમાં સમાવું;

તરસ્યાં હરણાની આંખ ઝંખે એ મૃગજળને
આયનામાં કેમ કરી લાવું?

હોઠેથી ઊડી ગયા ફૂલો એ વગડાની વેલને ય ફૂટે તો કાંઈ નહીં;
પાંદડે લખેલું નામ છોને વિસરાય, હવે પાંદડું સુકાયે તો કાંઈ નહીં.



ગુલામ મોહમ્મદ શેખ □

મારા વિચારોને બંધ મુઠ્ઠીમાં ઝાલેલ કાચની કણીઓની જેમ ભીંસું છું.
ચામડીની ભોગળો ભાંગે છે
અને એની કડેડાટી આંખોમાં ઘોડા દોડવી મૂકે છે.

બાળપણમાં થોરને બાથ ભરવી'તી તે અધૂરી રહી ગઈ.
જુવાની ફૂટી તો શેળાને મુઠ્ઠીમાં કચડવો'તો,
કાળા ખેતરની પોચી જમીન સંભોગવી'તી,
એટલે સ્તો
હાથમાં આવ્યું તેને વીંખ્યું, પીંખ્યું, ચાટ્યું, પલાળ્યું,
ફાડ્યું, ફોડ્યું, ઢોળ્યું અને ધરબ્યુ માટીમાં.
આ જોરે તો આજ લગી પહેરી રાખી જિજીવિષા,
માણસાઈને ઝેરના પડીકા જેમ સંઘરી રાખી.

–જીવાતું જાય છે
ભાઈબંધો મોઢે ચૂનો ચોપડી દીવાલોની હાંસી કરે છે,
અને કવિઓ/મારા વ્હાલા દોસ્તો/ કફનના ભાગીદાર
વસૂકી ગાયોની જેમ પોતાનાં આંચળ ધાવે છે–
તેમ જિવાતું જાય છે.

મારો જીવ
જીભ વગરના બાળકની જેમ
ધૂળને ધાન ગણી ચાવે છે.

ધૂળ મોઢામાં
ધૂળ મારા પગમાં;
કો'ક છોડાવો મને-
મેં જેને કાગળની છબી ગણેલી એ આરસો
મારા લોહીમાં લળકારા લે છે.



ઘનશ્યામ પરીખ □ કહ્યું

વંટોળથી વિખૂટી પડેલી
થર થર કાંપતી
સાગરની રેતીએ
કહ્યું :
'અમે શબ્દકોશના વેરવિખેર થઈ ગયેલા શબ્દો
અમને લયબદ્ધ કરી
ગીતનો આકાર આપશો ?'



કુમુદ પટવા □ ક્યાં છે ?

આંસુઓનાં પડે પ્રતિબિંબ
એવાં દર્પણ ક્યાં છે ?
કહ્યા વિનાયે સઘળું સમજે
એવાં સગપણ ક્યાં છે ?



જયંત વસોયા □ ગઝલ

શબ્દને તરછોડવા મુશ્કેલ છે,
અર્થ સાથે જોડવા મુશ્કેલ છે.

આંખ મીંચી આયના ફોડી શકો;
બિંબ નિજના ફોડવા મુશ્કેલ છે.

ફૂટાફયા મોતી સમા સંબંધ છે,
તોય એને તોડવા મુશ્કેલ છે.

છે અભાવોની તિરાડો ભીંત પર;
પોસ્ટરો પણ ચોડવા મુશ્કેલ છે.

શૌર્યના દુષ્કાળ છે આ શહેરમાં;
પાળિયાને ખોડવા મુશ્કેલ છે.



વિનોદ જોશી □ ગાય વગરના ખીલાનું ગીત....

સાંકળ સાંકળ ફાંસો દઈને આઠ ખરીનું ટોળું હાલ્યું
દૂર....દૂર....એ હજી યાદ છે....હજી યાદ છે....

બોઘરણામાં રણકે દૂધની સરડક સરડક શેડ
કે ઘમ્મર ગીત અમે સાંભળતા
વાછરડાના કાલા કાલા હેત – અવેડા થઈ
આંખે છલકાય ને એમાં ગળતા....
બોળચોથના પૂજન વખતે છાંટયું કંકુ સૂરજ થઈને
ઊગતું એ તો હજી યાદ છે....
સાંકળ સાંકળ ફાંસો દઈને આઠ ખરીનું ટોળું હાલ્યું
દૂર....દૂર....એ હજી યાદ છે...હજી યાદ છે....

સુક્કી સુક્કી પડી પડી રજકાની ભારી
હવે ભાંભરે ગમાણના ખાલીપા
પડછાયા વાગોળે ટાઢે પ્હોર અડાયું છાણ
ને ઝંખે આંસુના બે ટીપાં....
તેત્રીસ કોટિ દેવે દીધો એકલતાનો ઠઈર ઠઈર શાપ
હળાહળ હજી યાદ છે....
સાંકળ સાંકળ ફાંસો દઈને આઠ ખરીનું ટોળું હાલ્યું
દૂર....દૂર....એ હજી યાદ છે....હજી યાદ છે....

પિનાકિન ઠાકોર ☐ દિયો

હે ભુવન ભુવનના સ્વામી !
આ ઝરે આંસુની ધાર દીન પોકાર
લહો હે અંતર્યામી ! —હે ભુવન૦

આથમણી આ સાંજ ભૂખરી ઝાંખી ધૂસર,
રે અંધ આંખ, સૌ અંગ ધ્રૂજતાં ભાંગ્યાં જર્જર;
અને પગલે પ્રતિપલ થાક લથડતાં ડગમગ થરથર
એને લિયો ઉઘાડી દ્વાર, પરમ આધાર
શરણ રે' ચરણે પામી. —હે ભુવન૦

અંતરને સ્મરણો સૂતાં ત્યાં અગણિત પલપલ,
તે જાગી દેતાં દાહ દુઃખ દાવાનલ પ્રજવલ;
એને અંક ધરો દો શાતા સુખ હે શીતલ વત્સલ.
અને દિયો અભયનાં દાન, સુધાનાં પાન,
અમલ ! હે પાવન નામી. —હે ભુવન૦



'રાઝ' નવસારવી ☐ ગઝલ

વહેવાર વિશ્વનો છે જીવનના વલણ સુધી,
છે દુશ્મની કે દોસ્તી મારા મરણ સુધી.

આવ્યા છો મારી પાસ તમે એ નવાઈ છે,
નહિતર નદી જતી નથી નાના ઝરણ સુધી.

ભીતરના ભેદ કોઈ ઉકેલી શક્યું નહીં,
પ્હોંચી'તી આમ સૌની નજર આવરણ સુધી.

એના વિચાર માત્રથી ધડકન વધી ગઈ,
શું થાશે દિલનું પ્રેમના પ્રકટીકરણ સુધી.

હું 'રાઝ' જિંદગીને સમજવાને જાઉં છું,
કબરોની આસપાસના વાતાવરણ સુધી,

મનસુખલાલ ઝવેરી ☐

હું જાણું છું,
જોનારાને રસ માત્ર દીવામાં છે,
દીવો કોનો છે તેમાં નહિ.
ને તે ય હું જાણું છું
કે ઘડીકમાં તો મારો દીવો
બીજા સંખ્યાતીત દીવાઓની સાથે
એવો ભળી જશે
કે
મને ય એ પારખવો થઇ પડશે અઘરો
ને તોય,
હું શા માટે મૂકી રહી છું મારો દીપ
આ થોડે દૂર વળાંક લઇને
અદૃશ્ય થઇ જતા જલપ્રવાહમાં ?

☐

કિસન કોટિયા ☐ ખંડાલાની બપોર

નીરવતાનો દરિયો
અહીં ઘૂઘવે છે
એનાં મોજાંઓ ટેકરી પર અથડાઇ
મારા પગ સુધી આવી જાય છે
હું બચવા ઊઠું ઊઠું કરું છું
ઉઠાતું નથી

સામે 'ડ્યૂકના નાક'ની ટોચે વળગેલાં વાદળાંએ
ઉપરનું ઘેરું ભૂરું આકાશ
નજીકમાં ધીરું હાલતાં ગંભીર ઝાઓડવાં
ઉનાળાની ભરબપ્પોરે.

ઓતરાદા વાયરાની મીઠાશ
મારાં ફેફસાંઓને ફૂલવી દે છે

ફરના ડાબા ખૂણેથી દેવળનો ઘંટારવ આવે છે
એકાદ પક્ષી ચિત્કાર કરી ઊડી જાય છે
ઉપર ઊંચે, સમડી હવામાં તરે છે
સમયનો ધીમો પગરવ મને સંભળાય છે
આકાશ એના પડઘા પાડતું નથી
મારા શબ્દો મને વાગે છે.



નીતા રામૈયા □ લિલામ

એક કવિના ઘરનું લિલામ થયું –
ટેબલ, ખુરશી, લૅમ્પ, ચોપડીઓ,
કાગળિયાં, ચબરખીઓ ને ફાઉન્ટનપેન સહિત.

....ખુલ્લાં ચોગાનમાં.

ચબરખીઓ પીપુડી વગાડે છે ત્યારે
લિલામનો કોલાહલ કોઈના કાન સુધી
પહોંચતો નથી.

ઉજાગરાથી રાતી બનેલી લૅમ્પની આંખમાં
કણું પડે છે.

પુસ્તકો
કવિની ફિન્ગર-પ્રિન્ટથી
ગુનેહગાર જેવાં ઊભાં છે.

અને
હવે તો
ફાઉન્ટનપેનની ટાંક પણ
તરડાઇ ગઇ છે.

કાગળિયાંના હોઠ ફફડે છે....

હેમંત ધોરડા □ ગઝલ

વીતે ન એક ઘડીથી ઘડી, એક ક્ષણથી ક્ષણ
હું ઓગળી ન જાઉં અને રાત પણ કઠણ.

સુક્કા અધર ઉપર ન કોઈ શબ્દ કલરવે
ઊડી ન જાય ઉઘાડાં નયનથી કોઈ વલણ

પથરાળ ટેરવામાં કોઈ સ્પર્શ ના વહે
ને વિસ્તરે ઉદાસ હથેળીમાં રણનાં રણ.

અંતર કદી રૂંવાથી રૂંવાનું તૂટે નહિ
લીરા કરી ત્વચાના ઉડાવે ન કોઈ વ્રણ.

ટપકે ન આંખથી કે એ છલકે ન લિંગથી
અવગત રુધિરને ન મળે કોઈ ઘાવ પણ.
□

જયા મહેતા □ માણસ મરી જાય છે પછી

થોડા દિવસ
કરુણ શબ્દોની ઊડાઊડ.
થોડા દિવસ
હૉસ્પિટલની લૉબીમાં ફરતાં સગાંવહાલાં જેવી
ઠાલાં આશ્વાસનોની અવરજવર.
થોડા દિવસ
ગીતા ને ગરુડપુરાણની હવા.

પછી
બેંક-બેલેન્સની પૂછપરછ.
પછી
મરનારના પુરુષાર્થનાં
ગુણગાનની ભરતી અને ઓટ.

પછી
રેશનકાર્ડમાંથી નામની બાદબાકી.

છેવટે રોજની જેમ સૂર્ય ઊગે છે,
રોજની જેમ સૂર્ય આથમે છે
અને કંકુની ડબ્બી પર જાણે કે
શબની ચાદર ઢંકાઈ જાય છે.
કંકણોની પાંપણો ટપક્યા કરે છે
અને
મંગલસૂત્ર ઝૂર્યા કરે છે.

□

મુકુલ ચોકસી □ ગઝલ

તે છતાં તરસ્યો રહ્યો છે ઉંબરો,
લાખ પગલાં પી ગયો છે ઉંબરો

આપણાંને એમ, કે અમથો અહીં
ટહેલવા આવી ચડ્યો છે ઉંબરો

આસ્થાઓ આટલી નીચી નથી?
કે પછી ઊંચો થયો છે ઉંબરો?

કંઈ નહીં તો કેશ ત્યાં ભીની હશે
રાત આખી ત્યાં રહ્યો છે ઉંબરો.

□

હરીશ મીનાશ્રુ □ તને મારા સોગંદ

મને મુઠ્ઠા કદંબનું તે પાંદડું કહે–
મને ગોકુળ કહે તો તને મારા સોગંદ!

મને મોરલી કહે કે મોરપીંછું કહે–
મને માધવ કહે તો તને મારા સોગંદ!

કેમ કરી આંસુને ઓળખશે, ભાઈ
હું તો પાણીમાં તરફડતી માછલી
જીવતરની વારતામાં ગૂંથેલી ઘટના તો
ખાલીખમ શ્રીફળની કાચલી
જીવ-સોંસરવી ઘૂઘવતી વેદનાને અમથું યે
દરિયો કહે તો તને મારા સોગંદ!

વેળુમાં ફરફરતા આદમ ને ઈવ
જાણે સુકકેરાં પાંદડાંની જાળી
ચપટી વગાડતામાં ઊડી ગૈ ક્યાંક
મારા ભેરુબંધોની હાથતાળી
મને ડૂમો કહે કે ભીનું ડૂસકું કહે –
મને માણસ કહે તો તને મારા સોગંદ!



હસિત બૂચ □ અમે નહીં

ઝરો અમારી છાતીએ ખળખળતો;
એ કંઈ અમે નહીં!
રહ્યો આંખમાં દીવો જે ઝળહળતો;
એ કંઈ અમે નહીં!

અમે આજ લગ બધું અમારું
ગણી ગણીને ચાલ્યાં;
અમે કદી કરમાયાં, એવાં
કદી વાદળે મ્હાલ્યાં;
હવે કહ્યું: એ અમે નહીં,
રે, અમે નહીં!

અમે ન લાવ્યાં નવું કશું યે,
કશું ય લૈ ના જાશું;
કણકણ અમે છવાયાં'તાં, ને
કણકણ ફરી છવાશું;
ઈતર વાત જે: અમે નહીં!
એ અમે નહીં!

સૂર અહીં જે નખલીએ ઝણઝણતો;
એ કંઈ અમે નહીં!
શ્વાસ અમારો કેસરથી મઘમઘતો;
એ કંઈ અમે નહીં!



દેવજી મોઢા ☐ કેસૂડાંના રંગોને

કશાં કેસૂડાંનાં વન રહી જતાં બેય ગમ, ને
વહી જાતી વચ્ચે સરળ સરતી ગાડી મુજની;
રસે રૂપે રંગે ઉર ભરી દઈ રાસ રમી રહે
ફૂલોના ગુચ્છાઓ પવન-ફીણ શા રંગીન અહો!

તહીં ગાડીની યે ગતિ વધી જરી, રંગરમણા
ચડી ચાકે, સાથે જરઠ થડિયાં, રુક્ષ વિટપો,
રજોટાયાં પર્ણો, પરણ પરનાં કીટ સહુ યે
ભળ્યાં જાણે રાસે ક્ષિતિ–નભ–રચ્યાં વર્તુળ મહીં!

બઢી ગાડી આગે, વન કહીં ય પૂંઠે રહી ગયાં,
સમૂળું પુષ્પોનું મુજ દૃગથી સંધાન છૂટિયું,
છતાં હૈયા કેરે ગગન ફરી એ દૃશ્ય ઝળકયું
અને એ રંગો યે ફરી નયન સામે હસી રહ્યા!

હસ્યાં નેત્રો સામે, અશું નિત હસો માનસરમાં
મને કે જેથી ના કશી કમી નડે પાનખરમાં

આદમ ટંકારવી ☐ ભાષાભવન

(ગઝલ સોનેટ)

એના પાયામાં પડી બારાખડી
ચોસલાંથી શબ્દની ભીંતો ચણી
એક તત્સમ બારણું પ્રવેશનુ
સાત ક્રિયાપદની બારી ઊઘડી

ભોંયતળિયે પાથર્યા વિરામચિહ્ન
ને અનુસ્વારોનાં નળિયાં છાપરે
ગોખમાં આઠે વિભક્તિ ગોઠવી
ભાવવાચક નામ મૂક્યું ઉંબરે

થઈ ધજા ફરક્યું ત્યાં સર્વનામ 'તું'
ટોડલે નામોના દીવા ઝળહળ્યા
સાથિયા કેવળ પ્રયોગી આંગણે
રેશમી પડદા વિશેષણના હલ્યા

કે અનુભૂતિનો સૂસવાટો થયો
ત્યાં જ આ આખાયે મહેલ ઊડી ગયો

# ગઝલ

સાંભળો એવા નગરની વારતા,
જેનું શીર્ષક : 'હું' વગરની વારતા.

કૂંપળોના કંઠથી સરકી જશે,
પીળચટ્ટી પાનખરની વારતા.

આખરે તો શબ્દમાં કહેવી પડી,
કોઈના નિ:શબ્દ ઘરની વારતા.

રાજહંસોની સફેદી પર લખીશ,
મિત્રતાના માનસરની વારતા.

સોયના છેડા ઉપરથી ક્યાં જશે?
લોહી-નીતરતી ટશરની વારતા.

પાત્ર, સંદર્ભો, પ્રસંગો છે છતાં,
જિંદગી : વાંચ્યા વગરની વારતા

મુકુલ ચોકસી

૨૧/૬/૭૫

□ હરીશ મીનાશ્રુ

એક તાળી દેતામાં ભવ વીતે
હવે માણસ જીવે તો કઈ રીતે ?

સુક્કી હથેળીમાં સુક્કી તિરાડ
અને સપનાંની સુક્કી આ કુંડળી
આંસુનાં ટીપાંથી સાંધેલી આંખ
જાણે પરપોટા ગેરવતી ભૂંગળી
માણસની જેમ હવે ખખડે છે
સુક્કાતું પાંદડું યે ઘરની પછીતે !
હવે માણસ જીવે તો કઈ રીતે ?

પાણીમાં કુંડાળાં ફેલાતાં જાય
એમ જીવતરનું ફેલાતું ગૂંછળું
પીગળતું જાય હવે માણસનું નામ
જેમ તડકા વચાળે મીણ-પૂતળું
સમ્ભ્રમની સોગઠાંબાજીમાં, ભાઈ
એક માણસ હારે ને પળ જીતે !
હવે માણસ જીવે તો કઈ રીતે ?

□

☐ અનિલ જોશી

અઘોર યાતનામાંથી પ્રસવતી
નવજાત સ્વતંત્રતાની આંખ
ખૂલી ન ખૂલી ત્યાં
સમુદ્રના તરંગો ઊછળી પડયા.
યાતનાનું તરફડવું
અને બરફનું ઓગળવું
એટલે ગંગા થઈ જવું.
શિશિરના હૂંફાળા તડકામાં
ચકરાવા લેતા કબૂતરનું પ્રતિબિંબ
ગંગાનાં પાણીમાં પડયું
ને પાણી વર્તુળાઈ ગયું સફરજનની જેમ.
ને એના વર્તુળો તો છેક કાંઠે જઇને તૂટયાં
ને એ તૂટતાં વર્તુળોમાં
અમે તમારો ગુલાબી ચહેરો જોયો છે.
અમે નાના હતા ત્યારે
ચોપડી વાંચતાં વાંચતાં
પાનું ભૂલાઈ ન જાય એ માટે
ચોપડીમાં મોરપીંછ રાખતા
તો કયારેક વળી
સુકાઈ ગયેલું ગુલાબ રાખતા.
આજે મોટા થયા છીએ ત્યારે
ઈતિહાસનું પાનું યાદ રાખવા માટે
અમે કારતૂસો રાખીએ છે.

ગોરંભ્યાં આભ ☐ જગદીશ જોષી

બળતા દિવસને અમે ટાઢોડે સાંજવા
આંખોમાં વાવ્યાં'તાં ઝાંઝવાં.

ઝાંઝવાંને કાંઠે અમે રોપ્યાં છે ઝાડ
અને ચાસ કરી ચાસટિયો ચોંપ્યો :
વાડ કરી ફરતી ને ચીતર્યાં આ ચાડિયા
ને પરસેવો ઢેફામાં ગોપ્યો :
'ગાડાં ભરીને અમે સાંઠા ઉતારશું',
એથી તો ટાંગ્યાં'તાં ત્રાજવાં !

હિજરતિયાં ડોબાંને આંહી લગણ આણ્યાં
જોઈ જળનો આ ઝળહળતો દેશ :
તરસ્યું નીતરતી આ ગાયોની આંખ થકી
પગમાં ગોવાળિયાને ઠેસ :
વઢિયારી આશાનાં ગોરંભ્યાં આભ હવે
આંખ્યુંમાં કોઇ દિ' ન આંજવાં !

પોષની રાત



ઉશનસ્

૧. અડું અડું થતું અડકી બેઠું શીળું શિશિરાંગુલ,
તુહિન સ્પરશે, ને ઊભાં'ભાં જરી હઠીગ્યાં વન,
ઊતરી ગયું શું ઊંડેઊંડે સમષ્ટિનું ચેતન,
પુલક, તદપિ આકુંચાતો સમસ્ત વનાંચલ,
ફળ ફૂટું ફૂટું થંભ્યાં, પાછાં ફૂલો મહીં સંહૃત,
કુસુમ મુકુલોમાં, ને મ્હોરે સુપલ્લવઆવૃત,
પરણ વિટપે, ડાળી ડૂંખે, ડૂખો ય ડૂબી થડે;
વણપરણ ને વર્ણોહીણાં વનો દૃગને નડે;
ખરતું હિમ ને પીળાં પર્ણો સફેદ પીળાશમાં,
ખરતું નભ આ ઊડું ઊભું ઉદાસીન આશમાં,
પરણ ખરતાં સુક્કાં વૃન્તો ગ્રહી જ શકે નહીં,
હું ય ખરી રહ્યો તારે દીંટેથી, સ્નિગ્ધ તું એ ક્યહીં,
પ્રિય, ઉભયને શેકી તાપી ગમે ત્યમ પોષની,
વીતવી જ આ પ્રલ્લે રાત્રિ અણુ અણુ શોષની.

૨. ખખડતી ક્ષણો ખાલી ખાલી ખરેલ ખીજાંતણી,
વિરતિ વિરતિ વેરાનોની વિવર્ણ બિહામણી,
કઈ રીત અરે મારે દેવી ભરી ફરી રક્તતા ?
ઉપરથી નીચે આખ્ખે, આંખે 'કશું ન'ની રિક્તતા !
શબ્દ ચીતરું તેને પાંખો ફૂટે ન પતંગની,
લય ગતિ ન લે હિલ્લોળાતા પ્રલંબિત છંદની,
શું ય કરું જ કે ખાલીપો આ ખણાય તીણું તીણું,
દરદ ઊપડે રાતું રાતું મધુર ઝીણું ઝીણું !
સમય તણી આ દ્વારો ભાંગી ખૂલી ખડકી પડી
નિરખી રહું છું : જાળું ઝૂલે વણેલ કરોળિયે :
ક્યમ નવ શકે આવી ઓચિંતાની લહેર શી તું પ્રિયે !
ક્યમ નવ શકે આવી ? છાતી ઊઠે ધડકી અહીં.
ક્યમ નવ લગે કોઈ ધક્કો અચાનક ક્યાંકથી ?
અરધટ ઊભો થંભી જેણે ફરી કિચૂડાટથી....

□ જયા મહેતા

હું દરિયાની માછલી જળને શોધ્યા કરું છું;
હું ઊડતું પંખી વાદળને શોધ્યા કરું છું.

હું શોધ્યા કરું છું, શોધ્યા કરું છું અને શોધ્યા કરું છું;
હું મારી ભીતર અને બહાર મને અને મને શોધ્યા કરું છું.

અને આ બધી શોધને અંતે હું ક્યાં તું ક્યાં હું ક્યાં;
હું મરેલું પીંછું, ખરેલો ટહુકો પંખીને શોધ્યા કરું છું.

હું અવાક્ થઈ ગયેલી વાણીથી બહેરા આકાશને સંબોધ્યા કરું છું

□

કોની તમન્ના □ શેખાદમ આબુવાલા

જીવી રહ્યો છું કોની તમન્ના ઉપર હજી
આપું જવાબ એવું તો ક્યાં છે જિગર હજી

ભૂલી ગયો છું એમ તો દુનિયાનાં ઘર તમામ
આવી રહ્યું છે યાદ મને એનું ઘર હજી

કેવી રીતે હું લાશ બની નીકળ્યો હતો
શોધી રહ્યો છું એની ગલીમાં કબર હજી

હું જોઉં છું તો જોઉં છું એની જ દૃષ્ટિએ
મારી નજરમાં કેમ છે એની નજર હજી

તરડે છે કેમ આયનો મારા વિચારનો
વરતાય છે આ કોના વદનની અસર હજી

ક્ષણ ક્ષણ કરીને કેટલા યુગ વીતતા રહ્યા
એ બેખબરને ક્યાં છે સમયની ખબર હજી

ગણતા રહો સિતારા તમે ઇંતેજારમાં
આદમ તમારે જાગવું છે રાતભર હજી

બીલીપત્ર □ મનસુખલાલ ઝવેરી

આ સાંજરે ઉદય શો અહીં સૂર્ય કેરો
કે એહનાં કિરણના બસ સ્પર્શમાત્રે
મારાં વિષાદ, કડવાશ, વિરાગ કેરાં :
ઊડી ગયાં ધુમ્મસ! ને
ભૂગર્ભમાં ક્યહિંય ડૂકી ગયેલ પેલી
સૌએ સજીવ થઈ ગૈ સરવાણી સામટી!
ગાઈ રહ્યું વિહગ ગીત ગળું ભરી ભરી!

□

તારી આંખે અજબ ભર્યું આ શુંય કે
આ શું તેણે
ખેંચી મારા મહીંથી મુજને,
મૂકી દીધો અનન્તે!
તું દ્વાર મારું અમરત્વનું :
સ્પર્શ તારે
મારો ગયો મરણનો થઇ પાશ ઢીલો!

□

તારી આંખમાં એવું ક્યું સંગીત ભર્યું છે
કે તે મારા અહંના નાગને
એના દરમાંથી બહાર ખેંચી કાઢે છે:
ને પોતાને તાને તાને
બંકિમ છટાથી ડોલાવીને,
વિષધરનેય બનાવી દે છે સુન્દર!

□ શ્યામ સાધુ

મણકા સમી જ એને વિખેરી શકાય છે,
ઇચ્છાઓ જળની જેમ ઉલેચી શકાય છે!

આવો તરસને આંખનું ઉપનામ આપીએ,
મૃગજળ સમું કહે છે–સમેટી શકાય છે!

નિર્મમપણાની ભીંત ઉપર આવું કૈં લખો,
'આ શૂન્યતાઓ દૂર ખસેડી શકાય છે!'

વસ્ત્રો સમા દિવસ તમે ફેંકી શકો નહીં,
હા, એટલું ખરું કે પહેરી શકાય છે!

એકાદ ચિંતા ફૂલની માફક ચૂંટી જુઓ,
લિપિ ઘણીય ઊંધી ઉકેલી શકાય છે!

□

□ શ્યામ સાધુ

દુઃખની દીવાલે મોર સમયના મૂંગા હતા,
લાગે છે એટલે જ આ આંસુ ઊનાં હતાં!

હોવાનો અર્થ આ રીતે અહીંયાં જટિલ છે,
છે દ્વાર ક્યાં? છતાંય કહે છે: ખૂલાં હતાં!

પરબિડિયાની વચ્ચે ઉદાસી ઊગી હશે,
શબ્દો તો એના એ જ છે, અર્થો જુદા હતા,

કૃપા કરીને ખુશ્બુ અલગ તારવો નહીં,
ફૂલોની વચ્ચે થાકીને રંગો સૂતા હતા!

દિવસો જ દોસ્ત જેમ અહીં આથમી ગયા,
સૂરજની જેમ નહિ તો અમે પણ ઊભાં હતાં!

□ બકુલ રાવલ 'આદમ'

ઝાંઝવાંને એમ પંપાળ્યા કરું
જીભથી જ્યમ હોઠને ચાટયા કરું

બારણાંને આગળા ભીડી દીધા
ઉંબરાયે સાથિયા પાડયા કરું

હું દિગંબર થઈ ફરું આવાસમાં
વળગણીને વસ્ત્રથી ઢાંકયા કરું

ઝાડવાં ભાગોળનાં વાઢી લીધાં
આંગણામાં લીમડા વાવ્યા કરું

આગ ભારેલી સતત રાખું ઘરે
બારસાખે ગણપતિ સ્થાપ્યા કરું

ખોરડું ખાલી થયું 'આદમ' તણું
પોપડાઓ દાનમાં આપ્યા કરું

□

□ કમલ વોરા

રેતમાં પગ ખોડવાથી શું થયું ?
કે રણોમાં દોડવાથી શું થયું ?

કાચ તો યે કાચ બસ કેવળ રહ્યો
આયનાઓ ફોડવાથી શું થયું ?

તું સમયના સાપનો પુત્કાર જો
કાંચળી તરછોડવાથી શું થયું ?

રકતમાં ઘૂમતાં વમળ અટકયાં નહીં
શબ્દ યાદો જોડવાથી શું થયું ?

જો દિશાઓ આભ આ સામે ઊભા
માત્ર ભીંતો તોડવાથી શું થયું ?

ઋણાનુબંધ □ પન્ના નાયક

તું અને હું
આપણા દેહ બે પણ પ્રાણ એક-
એ વાતને
સાચી ઠરાવવાના
લાખ પ્રયત્ન કરીએ છીએ
પણ
આપણી ભીતર
સતત રણક્યા કરે છે
અસ્વીકારનું અસ્તિત્વ !
આપણે તો છીએ
પુસ્તકનાં સામસામાં બે પૃષ્ઠો-
સંપૃક્ત પણ અલગ અલગ
માત્ર સિવાઈ ગયેલાં
કોઈ
ઋણાનુબંધના દોરાથી !

મૃત્યુ □ પ્રકાશ દવે

બારીમાંથી
રોજ ડોકિયું કરી
પાંગરી રહેલા વૃક્ષને
હું નિરખ્યા કરું છું

વીતેલા પ્રસંગોને
તપાસવા માટે
હું રોજ એક એક પાંદડું તોડી
માઇક્રોસ્કોપ હેઠળ
તેનું નિરીક્ષણ કરું છું

અને વિચારું છું
કે
આ વૃક્ષને
પાનખર સાથે કંઈ સંબંધ ખરો ?

'પ્રેમને કારણો સાથે–' ☐ વિપિન પરીખ

મને મારી ભાષા ગમે છે
કારણ બાને હું બા કહી શકું છું.
'મમ્મી' બોલતાં તો હું શીખ્યો છેક પાંચમા ધોરણમાં.
તે દિવસે ખૂબ રોફથી વાઘ માર્યો હોય એમ
મેં 'મમ્મી' કહીને બૂમ પાડેલી.
બા ત્યારે સ્હેજ હસેલી–
કારણ બા એક સાદો પોસ્ટકાર્ડ પણ માંડમાંડ લખી શકતી.
બા બૅંકમાં સર્વિસ કરવા ક્યારે ય ગઇ નહોતી.
અને
રાત્રે 'લાયન્સ'ની પાર્ટીમાં ગઇ હોય એવું યાદ પણ નથી.
બા નવી નવી 'ડીશ' શીખવા 'Cooking Class'માં ગઈ નહોતી.
છતાં ઇંગ્લીશ નામ ખડકયા વગર એ થાળીમાં જે મૂકતી
તે બધું જ અમૃત બની જતું.
મને મારી ભાષા ગમે છે.
કારણ મને મારી બા ગમે છે.

ગઝલ □ હેમંત ધોરડા

ઊઘડતા હોઠના સ્પંદનમાં વિસ્તરી જાઉં
તને ચૂમું તો હું વાતાવરણ બની જાઉં

તને હું જોઉં તો થઈ જાઉં સ્થિર, સમયની જેમ
તને અડું તો હવામાં વહી વહી જાઉં

સુગંધને કોઈ આકાર દઈ શકાતો નથી
કળી કળીમાં તને નહીં તો કોતરી જાઉં

તું તરવરી ઊઠે લહેરાતી ધૂમ્રસેરોમાં
અને હું તારા વળાંકો ઉપર વળી જાઉં

બહુ બહુ તો તને આંખમાં હું બંધ કરું
બહુ બહુ તો તને શ્વાસમાં ભરી જાઉં
□

ગઝલ □ હેમંત ધોરડા

નોટમાં વાળે છે સિક્કામાં ચલાવે છે મને
યાદ આવું છું તો સસ્તામાં વટાવે છે મને

લાલ બત્તીમાં મને ઓન કરે સાંજ ઢળે
મોડી રાતે એ વળી પાનમાં ચાવે છે મને

દિવસે કચરામાં વાળે છે એ મારા અવશેષ
રાતે બારીમાં નવેસરથી સજાવે છે મને

મારો ઉલ્લેખ થતાં એનું હસીને થૂંકવું
નામથી ગાળ સુધી ગળફામાં લાવે છે મને

કાળા લોહીનું ફરી ઘુમરાવું પરસેવામાં
સ્પર્શ-પાતાળ કૂવામાં એ તરાવે છે મને

## AT THE SYMPHONY ☐ Amita Modi

It was an autumn morning.
I was sitting at the doorsteps of eternity,
Thinking about thoughts that have yet to find expression.
Clouds, like tourists on holiday, were strolling away leisurely.
The wind from the hills with its instinct for gossips
Had stirred the fields with excitement.
It was the kind of day that was at peace with itself.
But how long?
As if from nowhere arrived the messenger of time,
With an invitation
To participate in the symphony of life.

*

I set out with my fiddle untuned
For the journey was long
And the time was running impatient.
A tune must be formulated on the way,
Or may be improvised at the perfcrmance,
But a date with the destiny cannot be missed.
Engulfed in the rhythm of steps,
The distance slipped away unnoticed,
And I arrived at the day end,
On the outskirts of the town
Decorated for festivities.

*

Anxiety had left me tired and worn.
I must catch a nap and collect myself

Before tomorrow's encounter.
A hut in the distance,
Silhouetted by the setting sun.
Seemed inviting.
A couple responded to my knock.
They smiled and welcomed me,
As if I was expected.

*

The table was set, the bed made;
In the strange place. I was not a stranger.
Everything had a familiarity of the bygone dreams.
The mystery was multiplying
With every glance exchanged.
But the confused mind was unable
To comprehend the subtle.
Grossness of intellect that explores the stars
Often misses the space that intervenes.
It was a big hall but not a great one;
The hall confined in arches and posts
And burdened with soiled colours of chandeliers.
Its empty vastness was imposing but not inviting.
While a great hall would have accepted me in friendship.
In the absolute I can live with relative reality,
In the finite I am tormented by the lack of absolute existence.
Infinity would be incomplete without me,
A finite is ever incomplete.

*

The hall was empty
Except for the stage crowded with musicians,

Busy practising their part.
With stealing glances I surveyed the stage
And fumbled my way to an empty chair.
The same couple,
Now in the artist's garb,
Greeted me with a smile.
I settled down and pretended to be busy tuning strings,
To avoid their searching concern.

*

It was a strange orchestra,
Without a conducter or an audience.
Each artist played his own tune
Yet a distant harmony evolved.
We all were busy playing.
The hall was overflowing with music,
But I kept hearing only an echo.

*

I must discard the surrounding to forget the echo.
I am the instrument, the strings, the bow;
Through the resonating air I must give expression
To the striving of mind.
The physical is bounded but the music must float away
In search of the infinite,
Not knowing that
The silence of the infinite is stored in it.

*

I have played the fiddle at my best, but not all.
For when I have given my all
I have seen a little more of you.
But now I must pause.
Even the sweetest of music must rest,

Only the silence is endless.
It is not the end,
Just an interval between notes,
To heighten the harmony.
An artist must extend from composition to composition,
Until the art reaches perfection
And the relative reality ends.
My music must rise from life
And return to life,
For living is an everbuilding process.
If my music is incomplete,
To that extent the universe is incomplete.
Effort is the beginning of truth.

*

I know my music cannot reach your completeness,
But I must play a tune
To listen to the silence.
My music had your blessing
For the fingers that plucked the strings
Were stirred by you.
You are not me but you are in me.
At times I feel discouraged
And lay my fiddle aside,
Not because I have discarded singing,
But feel that I have done my singing.
Does my music have any meaning
When I am just drifting in void
But not advancing?
Waiting for future to arrive
But not participating in the building of future?

*

Artists have left and the stage is empty
But for the couple,
Looking at me with affectionate surrender.
"It was a beautiful piece you played", they said,
"My songs are beautiful
Only if your songs are sweet," I murmured.
I bade them good-bye.
"Meet us again at the next festival,"
They said in choking voices;

*

I turned away and nodded.
A return journey always appears shorter
When the mind runs ahead of the feet.
The wind was gently patting the tired fields to sleep.
But, like children exchanging gossips,
There were still giggles of excitement.



□ શોભિત દેસાઈ

હવે મોઢા ઉપરનું આવરણ બદલી નથી શકતો
સ્મરણમાંથી મિલનની એ જ ક્ષણ બદલી નથી શકતો
સભામાં દર્દ છે ને તો ય મસ્તીમાં રહું છું હું
હવાની જેમ હું વાતાવરણ બદલી નથી શકતો.

## હેઈસો! □ ભગવતીકુમાર શર્મા

[ દરિયાઈ ગઝલ ]

દરિયામાં લુમ્બઝુમ્બ છે શેવાળ હેઈસો!
છેદાઈ ક્યાં છે મારી જનમનાળ હેઈસો!

કાંઠા ભલે ને હોય આ ખડકાળ હેઈસો!
મોજાંના મારથી થશે રેતાળ હેઈસો!

છીપલાંઓ, શંખ, માછલી, ડૂબેલ જહાજ, લાશ;
દરિયો ય કેટલો છે બચરવાળ હેઈસો!

માણેકથંભ છોડીને માલમ કૂવાને થંભ;
ફીણાવી આવજાવ શી ઘટમાળ હેઈસો!

હેલ્લારો! વ્હાણ હું જ છું હેલ્લારો! દૂર દૂર...
કાંઠા ઉપરનો હું જ સ્થગિત કાળ હેઈસો!

ચીંધે છે દશ દિશાઓ દીવાદાંડી આંધળી;
દરિયાને શ્વાસ રાતદિવસ ફાળ હેઈસો!

છેલ્લું વહાણ છૂટવાની વેળા થઈ ગઈ;
માલમ, તું 'બેવડા' ને હવે બાળ હેઈસો!

□ રમેશ જાની

અડધી તે રાત અમે પાંપણે ઉલાળી
ને અડધી તે પરશે પરમાણી,
જુગજુગની વેળાએ પડખું બદલ્યું
ને આંગળીઓ સાવ અણજાણી!

અડધી તે વાત અમે ઓળખી ઉજાગરે
ને અડધી તે શમણામાં જાણી,
ઉગમણા-આથમણા છેડા મળીઆ ને
ગયાં અંકાશી વાદળાંઓ તાણી!

અડધી તે ભાત અમે આંકી'તી સાથરે
ને અડધી તે આભલે માણી,
અધવચ્ચે અટવાતા ઘુમરાતા વાયરે
રગરગમાં કાયા વિખરાણી!

અડધી તે જાત અમે દઈ દીધી કોઈને
ને અડધી તે આપમાં સમાણી,
ભવને ઝરૂખે અમે તરસ્યાં'તાં એટલાં
કે ડૂબી ગયાં ઝાંઝવાં ને પાણી!

શાબાશ □ મેઘનાદ ભટ્ટ

મારા જન્મસમયની મારી પ્રસવવેદનાને કારણે જ
કદાચ મારા પિતાએ મારા જન્મ માટે મને શાબાશી ન્હોતી આપી.
ફળિયામાં ખોખો રમતાં
એક જ રાઉન્ડમાં આઠ આઠ ભેરુને જ્યારે મેં આઉટ કર્યા
ત્યારે
મને 'શાબાશ' કહે એવો એકાદ અંગતમિત્ર પણ ત્યાં હાજર ન્હોતો!
ગરીબ માનો, બાપ વિનાનો, એકનો એક દીકરો
જ્યારે એની કોડીલી કોડામણીને ઘરમાં લાવ્યો
ત્યારે ય કોઇએ 'શાબાશ' કહ્યાનું યાદ નથી!
કિનારે આવેલા નાવને જ્યારે ડૂબતું બચાવ્યું
ત્યારે
ખુદ નાવિક પણ મારો આભાર માનવું ભૂલી ગયો'તો!
ડગલે ને પગલે એક આગવી અનાસક્તિથી
જ્યારે સ્વેચ્છામૃત્યુને વરમાળ પહેરાવી
ત્યારે ય ક્યાં કોઇએ 'શાબાશ' કહ્યું'તું?
'ને
'શાબાશી'ની આ પ્યાસ
કેટલી તો બાલિશ છે
એ સમજાયું
ત્યારે ય કોઇએ 'શાબાશ' તો ન્હોતું જ કહ્યું.
□

આપણે □ જયન્ત પાઠક

સૂરજને જોવાની તાલાવેલીમાં
આખી રાત જાગીએ
ને પછી
સૂરજ વગરનું સવાર પડે!
આખી રાત
આકાશના મધપૂડાને નિચોવ્યા કરીએ
મધમાખોના ડંખ સહીએ
ને પછી સવારમાં
કાણો પડિયો ચાટવા મળે!
પંખીને પામવા
પહેરેલું વસ્ત્ર નાખીએ
ને
ભાયગ આગળ ભોંઠા પડીએ!
જિંદગીને ખભે બેસાડીને
જાળવી જાળવી ચાલીએ
ને ચાલી ચાલીને આવીએ
આખરે તો
એક નાજુક ટેકે ટેકવાઈ રહેલી
મરણની ભેંકાર ભેખડ ઉપર!
આપણી ધારણાઓની ધાર
વારે વારે વાગ્યા કરે
ને આપણે
લોહીલુહાણ...લોહીલુહાણ...
□



મુકુલ ચોકસી



ચન્દ્રકાન્ત ટોપીવાળા

## ત્યારે હું કોણ છું ? □ જગદીશ ત્રિવેદી

સેકન્ડ માટે પણ
જ્યાં મારાથી
પ્રવેશી કે રહી શકાય નહીં
એવાં અગણ્ય મકાનોના અરણ્યની
ભુલભુલામણીમાં
હું ફર્યા જ કરું છું ગોળ ગોળ,
તાક્યા કરું છું
દુકાનોની હારની હારની હાર.
ઘડીક ઊભો રહીને જોઉં છું
કાપડની દુકાનનું શો-કેસ
પહેરવાનું મન થાય છે
પણ
હું જ એક એવો છું કે
જેને કશુંય શોભે નહીં!

પુસ્તકોની દુકાન પાસે જ મને ઠોકર વાગે છે
અને ઊભા રહી જવાય છે:
તાજાં જ પ્રગટેલાં સુ-શોભિત પુસ્તકોથી
શો-કેસની તાજગી વરતાઇ આવે છે;
ઉકેલતાં તો આવડે છે બધાય અક્ષરો મને
પણ....
આ મીઠાઇની દુકાન,
આ અદ્યતન રેસ્ટોરાં,
આ....

મુઠ્ઠીઓ વાળીને ભાગું છું
દૂર દૂર અડાબીડ નિર્જનમાં –
હજી મારી આજુબાજુ
ગુંજ્યા કરે છે – ડંખ્યા કરે છે
શબ્દના ભમરા :
(શો-કેસમાં પુસ્તકના પૂંઠા પર વાંચેલા
તે શબ્દો તો નહીં ઊડયા હોય ?)

– ત્યારે હું કોણ છું ?
આ બધું તો માણસોનું છે.



વર્ષા □ ઉમાશંકર જોશી

વાદળ, ઊડતા ડુંગર.
ડુંગર, બેસી પડેલાં વાદળ.
વચ્ચે આછી ફરફરનો ધુંવા.
અરણ્યભીડથી મસ્ત નાસી છૂટતી નદી.
ખેતરે જવારા માંડ પાણી બહાર ડોકાય.
ઝૂંપડીઓ હર્ષાશ્રુ સારે.
ધરતી જળ-તૃપ્ત...
ખાબોચિયામાં ભેંશની સ્નાનસમાધિ.



મેઘધનુ □ ઉમાશંકર જોશી

મેઘધનુ
રંગીન સેતુ
સ્વર્ગસ્પર્શી,
પૃથ્વીથી પૃથ્વી સુધી.

## ક્ષિતિજ □ મંગળ રાઠોડ

અહીં ક્ષિતિજ એટલે શું ?
કોઇ સમજે નહિ !
અને હું સમુદ્રમાં સળવળતા સમયને જોયા કરું.
લાંગરશે કિનારે કોઇ વહાણ,
તેને પૂછવું કંઇ પણ બાલિશ લાગે છે
દંતકથાના ટાપુઓ વિષે !
પણ, અટકી જવું એકાદ ક્ષણ
એના જેવી ભૂલોનો સૂર્ય ઊગતો નથી આકાશે.
એમ કહી ઊડી જતાં પંખીઓના રંગ
હું ખંખેરી નાખું છું, અને
આંગળીઓમાંથી ઊભા થાય છે
સમુદ્રનીલ ગતિઓના સાપ !
એ પણ એક સપનું હતું
એમ મનાવવા હું કોશિશ કરું છું જેમને
એ બધા જ લોકો–
એક વખત વહાણ હતા !
હવે હું લંગર ઉઠાવી લઉં તો
મત્સ્યકન્યાઓની આંખોમાં ચમકતી રતિ
દીવાદાંડીઓમાં ચણાઇ જાય, અને
એકાએક રાત પડે.
આજે સમુદ્રમાં તુફાન છે
મોજાંઓ સાથે ચંદ્ર આકાશ સુધી ઊછળે છે
અને ચાંદનીમાં ફફડે છે પવનનાં સઢ ને સઢ
હું સમજું છું તે ક્ષિતિજ
હશે ક્યાંક એટલામાં જ અહીં ?

એક ફેન્ટસી □ ધર્મવીર ભારતી □ ઉત્પલ ભાયાણી

સાંજના સન્ધ્યાકાળે
સુદૂર નભમાં એક ધ્રમ્રસેર છવાઇ રહી હતી,
તારલાઓ વ્યાકુળ થયા હતા, શશાંક ધ્રૂજી રહ્યો હતો.
આઘાત એટલો ઊંડો હતો કે,
વાદળોની છાતીમાંથી રક્ત ઊમટી રહ્યું હતું,
નજીકની જ કેડીએથી
એક પંથી ખભા પર
પોતાનું જ શબ લાદી ધીમે ધીમે જઇ રહ્યો હતો
ગીતોનાં અસ્થિપિંજર બવાવટી પ્યારના સ્મશાનમાં
ભડકતી ચિતાઓ પાસે બેસી ગાઈ રહ્યાં હતાં,
પોતાના કંગાળ હાથો વડે
પોતાની પાંસળીઓને તોડી તોડી
ચૂરેચૂરા કરી ચિતાઓ પર વેરી રહ્યા હતા!
એક સળગતા મડદાએ
પોતાની બળતી આંગળીઓથી
ઊંચી-નીચી ધરા પર રચી કાઢી એક કૃતિ!
અને હસીને કહ્યું,
'આ છે પ્યારની આકૃતિ!'

મારી પેઢી ☐ માર્ટિન ઑલવુડ ☐ ઉદયન

[સ્વીડિશ કવિતા]

મારી પેઢીએ ઝંખના કરી
એક મા-ની
તેને સાંપડી
પત્તાં રમનારી એક પ્રૌઢા!

સૂતી વેળાએ મારી પેઢી ઝૂરતી'તી
એક બાપને માટે
પેલા થાકીને ચૂર થયેલા વેપારી માટે નહિ!

મારી પેઢી તલસતી હતી,
એક સરસ ઘર માટે
અને તેને મળી હિજરત!

મારી પેઢીએ શમણાં જોયાં
કાવ્ય લખવાનાં,
તેને જાહેરખબર લખવાની નોકરી મળી!

એક વધારે સારી દુનિયા રચવા ઇચ્છતી'તી
મારી પેઢી:
તેણે નરસંહાર માટે વધારે સારાં શસ્ત્રો સર્જ્યાં!

મારી પેઢી જન્મી
ત્યારથી જ
પોતાની મૈયતમાં મદદ કરતી આવી છે!

સુંદર, સુડોળ બલિષ્ઠ દેખાય છે
મારી પેઢી:
મૂંગા અરીસાની સામે ઊભી હોય ત્યારેસ્તો!

['પ્રેમ વાચા માગે છે' માંથી]

તારા પ્રેમપત્રો વાંચું છું
મરેલા માણસની કુંડળીને
જ્યોતિષી વાંચતો હોય, એમ!

હંસની પાંખ થઈને આવેલા કાગળોનું
હવે કશું ય મહત્ત્વ નથી
તો પછી કયા મમત્વથી પ્રેરાઈને
સ્મૃતિના કબ્રસ્તાનમાં
હું આવી પહોંચ્યો છું?
લાગણી નથી હોતી
ત્યારે જ માણસ લાગણીનું પૃથક્કરણ કરે છે.
ફાટી ગયેલું એક એક પરબીડિયું
સ્મૃતિની રઝળતી કબર છે.
અક્ષરોના મ્યુઝિયમમાં
અટવાય છે આંખ

કવર પરનું મારું નામ
મારું સરનામું
આ બધું જ જો એકાએક બદલાઈ જાય
ભૂતકાળ જો સુખની ક્ષણ જેમ કાયમ માટે અલોપ થઈ જાય
તો
કદાચ થાય મારો પુનર્જન્મ.

પ્રેમ વિનાની સ્મૃતિને સાચવી રાખવી
એ વેશ્યાવૃત્તિને માંડવે લઈ જવા જેવી વાત છે.

મારા નવા જન્મમાં
બારાખડી શીખતી વખતે

હું કોઇ દિવસ પૂછીશ નહીં
કે પ્રેમ એટલે શું ?

મને ખબર છે
કે પ્રેમ એટલે બે માણસો મળે તે
પ્રેમ એટલે બે માણસો
એકમેકને ગળે પડે તે.

પ્રેમ એટલે થોડીક પ્રતીક્ષા, થોડાક પત્રો,
કેવળ વાતો, કેવળ શબ્દો, થોડાંક સપનાં,
પ્રેમ એટલે હોટેલનું ટેબલ-
સામસામી પડેલી બે ખાલી ખુરશી,
કોઈક ખૂણે કામુક આલિંગનો
થોડીક થ્રીલ, પૂરો થતો શો
ફરી પાછી ફૂટપાથ
પ્રેમ એટલે થોડાંક સપનાં, અઢળક ભ્રમણા !

વૈયક્તિક પ્રેમની પ્રતીક્ષાના
બધા જ ઝરૂખાઓ કેમ બંધવાયેલા હોય છે ?
લખાયલા પત્રો
અંતે તો ભૂતકાળની નિર્જન ગલીઓ છે.
આ ગલીઓમાં
ક્યારેક લાઉડ સ્પીકર્સ મુકાયાં હશે
રંગીન પરપોટાનાં તોરણો બંધાયાં હશે.

મારે તો ગલીઓની બહાર નીકળવું છે.
હતો, છે અને હશેની બહાર નીકળવું છે.
જ્ઞાનીઓ કહ્યા કરે છે
કે મારે બહાર નીકળવું હોય
તો ભીતરમાં જવું જોઇએ.

હમણાં તો
મારી ભીતર એક આખું નગર સળગ્યા કરે છે.
એની અગ્નિજવાળાઓ મને પળેપળે વળગ્યા કરે છે.

ટાઢક અને શાતા
બુદ્ધની મીંચાયેલી આંખમાં છે
અને મારી આંખોને તો
નહીં મીંચાવાનો શાપ છે.

અગ્નિજવાળાની દીવાલોથી વીંટળાયેલો હું
જાણે કે સ્મશાનમાં બેસીને
યશોધરાના પ્રેમપત્રો વાંચું છું.

મરેલા માણસની કુંડળીને
જ્યોતિષી વાંચતો હોય, એમ !



['જન્મભૂમિ-પ્રવાસી' માંથી]

□



□ સલિલ મહેતા

ફરફરતો પંખો
એકલતાનાં ચોસલાં
હવામાંથી કાપી કાપીને
મારી પથારી પર ખડકે છે
મારો ઓરડો કંટાળાનું ગોદામ છે.

શબ્દપાત □ અનિલ જોશી

જેમ લંગડી છોકરીના હાથમાં
કાચા સૂતરનાં મોરપગલાં
એમ મારા હાથમાં
બાપુજીએ વાપરવા દીધેલ
શબ્દના સિક્કા હોય.

હું હરખપદૂડો થઈને
કૈંક ખરીદવા જાઉં ત્યાં
દુકાનદાર તાડૂકી ઊઠે :
'તારો સિક્કો ખોટો છે ભાઇ, ચાલતી પકડ.

ચાલતી બસે ચડવું ફાવે નહીં.
હોહા ગોકીરો ને ધક્કામુક્કીમાં
ચંપલની પટ્ટી યે તૂટી જાય,
ચશ્મા નાક પર આવી જાય
ખમીસની સિલાઈ છૂટી જાય
છેવટે ઉઘાડપગો
મંદિરમાં જઇને
સિક્કો ઉછાળીને નક્કી કરું કે
સિક્કો આરતીમાં ફેંકી દેવો.

ધ્રૂજતે હાથે સિક્કો આરતીમાં ફેંકવા જાઉં ત્યાં
મંદિરનો ઓળખીતો પૂજારી હાથ પકડીને કહે :
'તું તો કવિ છે.
તારે તો દીવો ઠરવો ન જોઇએ એ શરતે
વાવાઝોડાની આરતી ઉતારવાની છે.
લે આરતી ને ગંગાઘાટે જઇ ગંગાલહરી લખ.'

ગંગાઘાટે તો
જેની આખી જિંદગી
લૂગડાંની કરચલી ભાંગવામાં ગઇ
એ ગંગાઘાટનો વૃદ્ધ ધોબી
કાયાની કરચલી ભાંગી શકતો નથી
કરચલીવાળા હાથે ઊંચકાતી ઇસ્ત્રીની જેમ
હું ફાઉન્ટનપેન ઊંચકીને ગંગાલહરીની માંડણી કરું ત્યાં
શ્લોકે શ્લોકે ગંગાના પાણી સુકાતાં જાય...સુકાતાં જાય...







લે વાત કર □ હનીફ સાહિલ

ખૂબ ચર્ચાયો હતો, લે વાત કર
એક પડછાયો હતો, લે વાત કર

બ્હાર-ભીતર સૌ દિશામાં વિસ્તરી
હું સમેટાયો હતો, લે વાત કર





અપરિચિત એ જ લાગે છે હવે
ખૂબ સમજાયો હતો, લે વાત કર

જલપરીની આંખના ઊંડાણમાં
સૂર્ય સંતાયો હતો, લે વાત કર

પાંગરે છે એ ગઝલ થઈને હવે
શબ્દ ધરબાયો હતો, લે વાત કર

આજે ફરી □ પન્ના નાયક

આજે ફરી ખુશ છું.
કેટલે વર્ષે
મારી જાળીવાળી બારી પર
દૂધેધોયો શરદનો ચાંદ ટંકાયો છે.
આમ તો
જ્યારે નજર થતી
ત્યારે
હાથમાં આવતું
કાળુંધબ્બ અંધારું
અથવા
અથડાતો
કોઇ તોફાની ચહેરો
ક્યારેક દેખાતી
બારી નીચે બેઠેલી
ભૂખી બપોર
તડકા નીચે પોતાને સંતાડતી.
કોઇ કોઇ વાર તો
શૂન્યનાં મીંડાંઓ
અનેક પ્રશ્નાર્થને ગળી જતાં!
પણ
આજે તો
મઘમઘતી હવા
ચાંદનીનાં વસ્ત્રો પહેરી
લ્હાણી કરે છે
વીસરાયેલાં ગીતોની.
થાય છે–
આજની રાતને
મારા કાવ્યસંગ્રહના
ઉઘડતે પાને મૂકી દઉં!
□

લાગે □ પન્ના નાયક

મનુષ્ય એકાકી ન હોય તો
એવું બને ખરું
કે
પતંગિયાં વધારે રંગીન લાગે
ઘાસ વધારે લીલું લાગે
કે
વરસાદ વધારે ભીનો લાગે, વ્હાલો લાગે?

પ્રિય સુરેશભાઈ,

'કવિતા' ૪૯–'સૉનેટ અંક'–માં મને ગમતા કોઈ એક કાવ્યને 'શ્રેષ્ઠ કાવ્ય' તરીકે જાહેર કરવાનું તમે સોંપ્યું ત્યારે મને મૂંઝવણ નહિ થાય એવું તમે કલ્પ્યું હતું? અને હું પણ કેવળ કલ્પનાથી જ ચાલ્યો હતો!

શ્રી ઉશનસે 'અનહદની સરહદે' જેવી મારી પ્રિય સૉનેટમાળા ન રચી હોત તો 'વસંત એક્સ્ટસીની ક્ષણો' આગળ જ હું રોકાઈ ગયો હોત. 'ગઝલ સૉનેટ' કે અછાંદસ સૉનેટ લખવાના પ્રયોગો પણ આ પહેલાં આપણે ત્યાં થયા છે. શ્રી અદમ ટંકારવી કે શ્રી વિપિન પરીખનાં કાવ્યો આ દિશામાં વધુ પ્રયોગો કરવાનું શ્રેય લઈ જાય છે એટલું જ. શ્રી જયેન્દ્ર શેખડીવાળાએ અપભ્રંશમાં સૉનેટ લખવાનો પ્રયત્ન કર્યો છે; તો, શ્રી ભાનુપ્રસાદ પંડ્યાનું સૉનેટયુગ્મ 'ત્યારે' અને 'હવે' કે શ્રી મનસુખલાલ ઝવેરીનું સૉનેટ 'વિષણ્ણ વયવૃદ્ધ!' (સામેની તસવીર સમેત) મને ગમ્યાં છે.

પણ શ્રી ભગવતીકુમાર શર્માનું સૉનેટ 'કેવળ કલ્પનાથી' આ અંકમાંનું મને સૌથી ગમતું કાવ્ય છે. આ સુગ્રથિત સૉનેટમાં છેલ્લાં થોડાં વર્ષોમાં ગુજરાતી સૉનેટના બદલાયેલા મિજાજની રેખાઓ બરાબર ઊપસી આવી છે. '...જાઝ, ડ્રમ, ઑર્ગન, રોક, બૉન્ગો, પ્યાલી, શમા તરલ, ઝુમ્મર, ગાલીચાઓ'નું 'સકલ દૃશ્ય' અને 'જલધિ જુવાળ'માં કવિનું 'ક્ષીણ ક્ષીણ થઈને' વિખરાઈ જવું, સ્પર્શ અને સાંનિધ્યની આ વિશિષ્ટ સૃષ્ટિમાં પીગળતા જતા હોવાની લાગણી–ક્ષણભર તો પીગળીને પૂર્ણ થઇ ગયો હોવાની લાગણી અને ત્યાં જ બીજા ષટ્કમાં આ 'સકલ દૃશ્ય'ની આરપાર જોતાં પોતે તદ્દન 'કડાક કોરો' હોવાનું કવિ અનુભવે અને પછી નિર્ભ્રાન્તિની થોડીક ક્ષણો–બહુ ઓછા શબ્દો– 'અંજવાસ ક્ષીણ, લય મંદ, સુગંધ ક્ષુબ્ધ. પ્રથમ ષટકમાંનો એ 'જલધિ જુવાળ' અને કવિનું ક્ષીણ ક્ષીણ થઇને વિખરાવું અને બીજા ષટકમાં 'ચોપાસ

ભીડ વિખરાય, જુવાળ તૂટે, કથ્થાઈ રેત પરથી પગલી ય લુપ્ત' અને એ સાથે જ 'તું પાસ તો ય ભટકું અવ રિક્તતામાં/તારા વિયોગ તણી કેવળ કલ્પનાથી!' એ પરિસ્થિતિનું અનેકવિધ શક્યતાઓના વિશ્વને ચીંધતુ દર્શન અને પછી આશ્ચર્યમાં વિરમતું કાવ્ય મને ગમ્યું છે- સૌથી વધુ.

અમદાવાદ-૯

૯ ડિસે. ૧૯૭૫

રમણલાલ જોશી



અમે જાણતા નથી ☐ યુજેનિયો મોન્તાલે ☐ જયા મહેતા

[ઇટાલિયન કવિતા]

અમે જાણતા નથી અમારી આવતી કાલ
કેવી હશે, ઉદાસ કે ખુશમિજાજ;
કદાચ અમારો રસ્તો
દોરી જશે કોઈ વણખેડાયેલી સાફસૂથરી કેડીએ
જ્યાં સદાય જળનું જલ્પન હોય,-યૌવનનું,
કે તે હશે, કદાચ, નીચે ને નીચે ઊતરતી
અતલ ઊંડી ગર્તા,
અંધકારભરી, પરોઢની કલ્પના વિલાઈ ગયેલી:
ફરીથી અજાણ્યા પ્રદેશો
અમને કદાચ આવકારશે: અમે ગુમાવશું
સૂર્યની સ્મૃતિ, મનમાંથી
સરી જશે અમારા વંશવેલાના રણકતા ધણકાર.
અરે, જેમાં અમારી જિંદગી
વ્યક્ત થાય છે તે દન્તકથા એકાએક
પલટાશે ગમગીન અકથ્ય કથામાં,
પણ અમને આ એક વાતની ખાતરી આપો
હે પિતા, કે હંમેશને માટે અક્ષરોમાં અંકિત થયેલી

તમારી એક નાનકડી ભેટ
અમે અમારી સાથે લઈ જઈએ, ભમરનો ગુંજારવ.
દૂર સુદૂર અમે જઈશું અને જાળવી રાખશું એક પડઘો
તમારા અવાજનો, જેમ હજી પણ
નિસ્તેજ કબ્રસ્તાનમાં, મકાનોની વચ્ચે
સૂકું ઘાસ સૂર્યને સંભારે છે એમ.
અને અમે તમારી પાસેથી મેળવેલા
ને પરેશાની અને ચુપકીથી પોષાયેલા
આ નીરવ શબ્દો એક દિવસ
સમુદ્રનાં ખારાં પાણીના સ્વાદ સાથે
કોઈ માયાળુ હૃદય પાસે પહોંચશે.



□

## તડકો □ નીતા રામૈયા

આસોપાલવના ઘરમાં
ચકલીએ
તડકાને જન્મ આપ્યો.
પાંખ ફૂટી ન ફૂટી ત્યાં તો
તડકે માંડયું ઊડવા
ને
દરિયાની રેતીમાં આળોટવા.
ને એમ કરતાં કરતાં તો
હવાની ડાળીએ ડાળીએ
ફરી વળ્યો.
નમતી સાંજે
ચકલી
પોતાની પાંખ ઉપર
થાકેલા તડકાને બેસાડી
લઈ આવી પાછી
આસોપાલવના ઘરમાં.

સાલગિરહ ☐ હરીન્દ્ર દવે

પોતાની હયાતી કદી ન ભૂલવા દેતી,
છતાં ક્યારે ય ન મળતી પ્રિયતમા સમા
મૃત્યુ સાથે મને વાંકું પડ્યું છે.

એનાં પગલાં ક્યારેક નજીક આવતાં,
ક્યારેક દૂર જતાં સાંભળું છું:
પગલાંથી પરિચયનો રસ્તો ના મળે.

મેં એને ચિક્કાર પ્રેમ કર્યો છે,
ઝંખ્યું એનું સદાનું સાંનિધ્ય:
થોડીક નિકટતાએ જિંદગીભરની તરસ આપી છે;
તરસનાં ટોળાં વચ્ચેનું એ એકાન્ત ક્યાં છે?
ક્યાં છે મારા અવાજને કાપતા અવાજો
મારા એકાન્તને ડહોળતા એકાન્તો
મારા સૂનકારને વીંધતો સૂનકાર?

ગુરુદ્વારાના સુવર્ણદરવાજાની પાર પડેલા
ગ્રંથસાહેબમાં નાનક પોઢી ગયા છે:
આથમતાં કિરણોના સોનેરી ચળકાટ સાથેનું જળ
અચાનક સ્તબ્ધ થઈ જેની જોડે વાત કરી લે છે–
એ તો નથીને મારું મૃત્યુ?
બીજી ક્ષણે એક પછી એક લહરીઓમાં વિસ્તરતાં કુંડાળાં
મારી શાંતિમાં પથ્થર ફેંકીને ચાલ્યાં જાય છે.

શાંતિના સાત કોઠા વીંધ્યા પછી
મળે અશાંતિનું કવચ:
મૌનનાં સાત રણની પાર છે
વાણીની વસતિ:

એકલતાનાં સાત જંગલની પાર
કહે છે કે ટોળાનું સત્ય વસે છે;
ત્યાં જવાની પવનપાવડી
એટલે જ મૃત્યુ.
એ તો મળે કાં પરી પાસે,
કાં કોઈ જંગલમાં રહેતી ડોશી પાસે,
કાં સાત ટાપુની પાર રહેલા ટાપુમાંના
દુર્જેય રાક્ષસ પાસે.

કૃષ્ણ કાળીનાગ પાસેથી દડો લેવા
યમુનાને તળિયે ગયા છે
કે પ્રભાસના વનના કોઈ અશ્વત્થ નીચે બેઠા છે,
એની ખબર નથી;
આ વૈશાખી પૂર્ણિમા
બુદ્ધના જન્મનો સંકેત લઈ આવી છે કે નિર્વાણનો
એ કોણ જાણે છે?

ઉત્સવ અને મૃત્યુ જ્યાં એક થઈ જાય,
એવી કોઈક ક્ષણે
હું અસહાય બની જાઉં છું,

અને ઊજવું છું મને મળેલા છેહની સાલગિરહ
પૂછું છું હાથતાળી આપી ચાલી જનાર
–મૃત્યુ કે પ્રિયતમા–ને
મળ્યા વિના ક્યારેય કોઈ આરો છે ખરો?

ધુમાડાની ગાંઠ છૂટે નહીં, તૂટે નહીં □ સુરેશ દલાલ

હું બધું જ ભૂલવા માગું છું.
આંખોએ જે જોયું છે તે ભૂંસવા માગું છું.
જળની એક છાલક
અને કશુંય દેખાય નહીં, ટાઢક,... ટાઢક...
કાનને તળિયે ડૂબેલા શબ્દોને બહાર ફેંકી દેવા છે.
પ્રિયવંદા અને અનુસૂયા જેને વારી ન શકે
એવા દુર્વાસાના શાપને ઝંખું છું
જેથી શકુંતલાના સ્પર્શની સ્મૃતિ
માછલીમાંથી પણ પ્રકટે નહીં.

દૃશ્ય અને અદૃશ્યનાં
શ્રાવ્ય અને અશ્રાવ્યનાં
સ્પર્શ, હર્ષ અને ગમગીનીનાં
વસ્ત્રોને વીંટીને કાળ બેઠો છે.
મારે કાળને જોવો છે નિર્વસ્ત્ર.
મારે કશુંય યાદ નથી રાખવું.

નવ મહિનાનાં વસ્ત્રોને હડસેલીને
પ્રકટેલું તાજું બાળક
એ કાળનું નિર્વસ્ત્ર સ્વરૂપ છે.
એક ક્ષણ માટે જ એ પ્રકટે છે
અને ફરી પાછાં વસ્ત્રો...
માનું દૂધ અને હાલરડું
બાપનો બાપ થયાનો ગર્વ અને વંશની દોરી
ખેંચાય છે, ગૂંચાય, વીંટાય છે...

શરીરની આસપાસ સંબંધ
સંબંધની આસપાસ લોહી
લોહીની આસપાસ મન

મનની આસપાસ સ્મૃતિ
સ્મૃતિમાં સુખ અને દુઃખ,
ગમા અને અણગમા,
તૃપ્તિ અને ભૂખ,
આ બધી ગાંઠ અને ગાંઠ અને ગાંઠ
છૂટે નહીં, તૂટે નહીં; તૂટે નહીં, છૂટે નહીં.
વરસ્યા વિના
વાદળોની જેમ ઘેરાઈ જાઉં છું.
વરસું છું તો વેરાઈ જાઉં છું.

ખારા દરિયામાં,
વાદળ, દરિયો, દરિયો, વાદળ,
મોજાં, વરાળ, દરિયો, વાદળ,
ઝરમર, ફોરાં, ધારા, બુંદ, બિંદુ,
બિંદુ, બુંદ, શરીર, સંબંધ,
લોહી, મન, સ્મૃતિ, સુખ, દુઃખ,
ચિતા અને કૂખ,
કૂખ અને ચિતા
માતા અને પિતા,
આ બધી ગાંઠ અને ગાંઠ અને ગાંઠ
છૂટે નહીં, તૂટે નહીં; તૂટે નહીં, છૂટે નહીં!
વાંચ્યો એક પ્રસંગ:
કુંવરે પિતાને પાછાં વાળ્યાં હાડ
અને માતાને સુપરત કરી દીધું માંસ.
પછી રહ્યું શું કુંવરના શરીરની આસપાસ?
શૂન્યતા?....
અનાત્મન્?....
ગત નહીં,

ભાવિ નહીં;
કાળ નહીં,
કેવળ ક્ષણ?...

ક્ષણનાં ચીરને ખેંચે કોણ?
ક્ષણનાં ચીરને પૂરે કોણ?
ક્ષણનાં ચીરને ચીરે કોણ?

હું કોણ?
તમે કોણ?
કાળ કોણ?
ક્ષણ કોણ?

રેતીમાં પાણીની નૌકા તે ક્ષણ,
પંખીમાં વૃક્ષોના ટહૌકા તે ક્ષણ.

હોઠમાં સિગરેટ મૂકી
અને સળગાવી તે ક્ષણ–
–પછી તો માત્ર ફૂંક, અને ધુમાડા,
અને એશ-ટ્રે.

હાડ અને માંસ અને ભૂખ અને સુખ અને દુઃખ
થૂંક અને ફૂંક અને ચિતા અને પિતા અને કૂખ
આ બધી ગાંઠ અને ગાંઠ અને ગાંઠ અને ગાંઠ
છૂટે નહીં, તૂટે નહીં; તૂટે નહીં, છૂટે નહીં!

ઇશ્વરે
માણસને મોઢામાં મૂક્યો સિગારેટની જેમ,
અને સળગી ઊઠી જન્મની ક્ષણ–
–પછી તો માત્ર ફૂંક, અને ધુમાડા,
અને સ્મશાન,....
વિરાટ એશ-ટ્રે!

ધુમાડાની ગાંઠ
છૂટે નહીં, તૂટે નહીં,!

કવિતા... શબ્દ શબ્દની લીલા,... લિપિ!

તંત્રી: સુરેશ દલાલ

વર્ષ ૯ : અંક ૩ : ફેબ્રુઆરી ૧૯૭૬

સળંગ અંક : ૫૧

મુખપૃષ્ઠ સજાવટ : } દિનેશ દલાલ



# કવિતા

[દ્વૈમાસિક]



---

સૂચનાઓ: વરસમાં છ અંકો દર બે મહિને વીસમી તારીખે પ્રગટ થાય છે. કૃતિ વિષે જવાબ તથા અસ્વીકૃત કૃતિ પાછી મેળવવા માટે ટિકિટ લગાડેલું કવર બીડવું જરૂરી છે.

લવાજમ: દેશમાં રૂપિયા નવ, પરદેશમાં ~~સત્ત~~ વીસ, છૂટક નકલનો રૂપિયો દોઢ.

પત્રવ્યવહારનું સરનામું: જન્મભૂમિ ભવન, ઘોઘા સ્ટ્રીટ, કોટ, પોસ્ટ બોકસ નં. ૬૨, મુંબઈ-૧.

સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક: ધીરુભાઈ દેસાઈ, સ્ટેટ્સ પીપલ પ્રેસ, મુંબઈ-૧.

KAVITA Regd. No. R.N. 16800/

# ઘેટાંઓ

ઘેટાંઓની ઘાસનું ઊન ઓઢીને પડતો વરસાદ
મૂંગામીઠા ઊગેલા ઝૂલતા ઊનના તારો પર
લીલો રંગ ચગાડે છે
ઘેટાંઓ ઊનનું ગીત ગાય છે
ઘેટાંઓમાં ભરવાડોની વાસ ભરચક્ક ભરેલી છે.

એકમેકમાં માથું નાખી ઊગેલાં ખેતરોનું
ઊન ઓઢીને ઘાસમાં ફરતો વરસાદ
મૂંગામીઠા ઊગેલા વાદળોના ઝૂલતા તારો પર
ભૂખરો રંગ ચગાડે છે
વાદળોમાં ઘેટાઓનું ઊન ભરચક્ક ભરેલું છે.

વાદળો ઘેટાં વરસે છે
ઘેટાંઓ વાદળ વરસે છે
ઘેટાંઓ ને વાદળોની વાસવાળો ભરવાડ
ક્યારેક ભૂરી ડાંગ વીંઝી હસતો હસતો સોનું વરસે છે.

ચન્દ્રકાન્ત ટોપીવાળા

લય અને છંદ બંને પુનરાવર્તન અને આકાંક્ષા પર આધાર રાખે છે. કાવ્યનું ચરણ-અર્ધચરણ વાંચ્યા બાદ મન પણ શક્ય તેવાં આવર્તનો માટે પોતાને તૈયાર કરે છે. આ પ્રક્રિયા અસંપ્રજ્ઞાત હોય છે. મનની ઉત્તેજનાશક્તિથી આકાંક્ષામાં ફેરફાર થતો રહે છે. જુદી જુદી આકાંક્ષાઓ ભેગી ગૂંથાઈને એક મજબૂત અસર ઊભી કરે ત્યારે ઉત્કૃષ્ટ અભિવ્યક્તિ શક્ય બને છે. ગદ્યમાં શક્ય આકાંક્ષાઓની હાર ઘણી મોટી હોય, જ્યારે પદ્યમાં એનું અંતર ટૂંકું હોય છે અને ધારી અસર જન્માવવામાં વિશેષ મદદ મળે છે. આકાંક્ષા જન્માવવાની પ્રક્રિયાની તીવ્રતા અને આકાંક્ષાની ક્ષેત્રમર્યાદા એ બે બાબતો પદ્યને ગદ્યથી જુદું પાડે છે. સર્જનાત્મક નિબંધના ગદ્યના શબ્દોની ઇન્દ્રિયગ્રાહ્ય અસર ઘણી ઓછી હોય છે, જેમ જેમ ગદ્યમાં લાગણી પ્રવેશે છે તેમ તેમ શબ્દના દેહનું આકર્ષણ વધતું જાય છે. ત્રીજું પાસું તે છંદ. છંદ એ લયનું વિશિષ્ટ સ્વરૂપ છે. કાળફલક પર લયનું આવર્તન એટલે છંદ. કવિતાના લયને કેવળ છંદ સાથે જ લેવાદેવા નથી, રચનાપ્રયુક્તિની સાથે પણ એને સંબંધ છે; પ્રાસાનુપ્રાસ, શ્લોક યોજના અને એમ બંધાતા જતા આખી કૃતિના રચનાપ્રયુક્તિ સાથે, અને એથીય વિશેષ વિચારોના, ભાવપ્રતીકોના અને છેવટે લાગણીના લય સાથે સંબંધ છે.

રમણલાલ જોશી

અમદાવાદ
માર્ચ ૨૦, ૧૯૬૬.

## દીકરીના લગ્ન પછી, ઘરમાં □ જયન્ત પાઠક

આખરે ઉજાગરાનો અંત આવ્યો :
લગન ઊકલી ગયાં.
મા હવે
ઘરની ચીજવસ્તુઓ ગણે છે
સંભારી સંભારી મેળવે છે
સંભાળી સંભાળી ગોઠવે છે :
થાળી, વાડકા, ગ્લાસ, ડીશ–
બધું બરાબર છે
ક્યાંય કશુંય ખોવાયું નથી
કશુંય ગયું નથી–
પણ
અચાનક કંઈક યાદ આવતાં
એ ઓરડા વચ્ચે
ઊભી રહી જાય છે
આંખોમાંથી ટપકું ટપકું થાય છે
ખારો ખારો પ્રશ્ન :
'મારી દીકરી ક્યાં?'



હવે, હાલો ☐ જગદીશ જોષી

રૂપાની રાળ* ભરી સોનાની વાટકીમાં
છલકાતી ઊભરાતી પીધી.
ઘેઘૂર આંખોએ આજ માંડવાનાં તોરણમાં
શરણાયું લટકાવી દીધી.

માંડવાને બાંધવામાં ઊભરાતું લોક, પછી
માંડવો ઉખેડવામાં છૂ....
સાંજુકા સામૈયે ઘૂંટયો અમલ તે તો
ઊઘલતી આંખોને ભૂ....
ખાંડાની ધાર અને ઢાલીની દાંડીએ
ઠેકાથી વાટ ઘડી લીધી.

સાફાની કલગીમાં કોયલના સૂર
હવે ચળકે ને સળકે અધીરાં:
શમિયાણે બેઠેલા ડાયરાને કહો કે હવે
હાલો, શિરામણીમાં શીરા.
આવતી આ વેલ્યતણી વઢિયારી ઝૂલ્યું રે
ઘૂંઘટની વાત કહે સીધી.

*કસુંબા માટે હુલામણું નામ



## હવાળાં હેત ☐ જગદીશ જોષી

હમણાંથી હળુહળુ વાતાં ને વાગતાં
સાવ રે હવાળાં એ હેત:
લીલેરા વ્હેમ તણી લ્હેરે લ્હેરાય
સ્હેજ સૂનું સૂતેલી આ રેત.

પ્હેલા પરોઢના પાતળિયા અંધારે
અટવાતી પાનિયુંમાં કેડી
આંખ કરી ઝીણી ને કૂવામાં જોયું તો
જળમાં સળગે છે એક સેડી
માથે અધૂકડી આ ગાગર મેલીને હાલ્ય,
સપનાઓ માંજશું સમેત!

મમતાનાં સીંચણિયાં સૂકાં વીંટાય
છતાં નીતરતી કમખાની કસ
સૂના સૂનકારમહીં ધમધમ પીટાય—
તે તો રાધાનાં લમણાંની નસ.
મૂંગેરી ચકલીઓ ધૂળ થકી ન્હાય
હવે, સૂરજના આથમતાંવેંત.



દરિયાની વાયકા □ ભગવતીકુમાર શર્મા

મછલીએ સાંભળી લીધી દરિયાની વાયકા;
ફીણે કિનારે ઝીલી કરચલાની વાયકા.

ઘટનાના લોઢ ઊછળીને ક્ષણમાં શમી ગયા;
પ્હોંચી શકી ન કાંઠે કો' મછવાની વાયકા.

વ્હેલી સવારે નાવમાં ટમટમતાં ફાનસો;
મધદરિયે જઈ ડુબાડશે કાંઠાની વાયકા.

જળનો અભાવ જળથી અલગ થઈ તૂટી ગયો;
પરપોટારૂપે વિસ્તરી 'હોવા'ની વાયકા.

પાણીની બ્હાર આવવું અનિવાર્ય ક્યાં હતું?
મચ્છીનાં ભીંગડાંમાં હલેસાંની વાયકા.

દરિયો સ્થગિત સ્થગિત અને તટ ધસમસી ગયો;
રેતીએ ઠાલવી દીધી પગલાંની વાયકા.

કોને ખબર કે ક્યારે કઈ ચીલઝડપ થશે!
લપકે છે નભની ચાંચે ઉઝરડાની વાયકા.

બને □ હસિત બૂચ

મારા મનનું ઉદાસ આ એકાન્ત
અશાન્ત-શાન્ત;
પ્રત્યક્ષ-અતીત-અનાગત
આકારો-અવાજો વચ્ચે
એને તમે
ક્ષત-અક્ષત
ક્ષણે કોઈ જોયું યે હોય!
કદાચ
સાચેસાચ
મારે રૂંવાડે રૂંવાડે નીતરતું
ટેરવે ટપકતું
મારે પગે રસ્તો કરતું-ભૂલતું
તમે એને જોયું યે હોય!
અને,
અને એમ બને,
કે
મારા મનનું ઉદાસ આ એકાન્ત
અશાન્ત-શાન્ત
તમારું યે હોય.

□

## લાવો અમારાં વનેવન □ ભાનુપ્રસાદ પંડ્યા

કેડ પર જંગલ ખાતાએ
ગેરુઆ રંગના પટ્ટા પહેરાવ્યા
તેના પર વીંછીવઢ
આંકડાનો ડંખ,
ધ્રૂજી ઊઠયાં અંગે અંગ
વનોમાંય થઈ રહી
અમારી વસ્તિગણતરી?
વૃક્ષાળતા કંપી સાશંક:
આપણે હવે કો'ક ચોપડાનો અંક!
કોઈ અજાણ્યા પથિકને
છાંયડી દીધાનો ય
હવે નોંધાશે ગુનો?
તૂટી રહ્યો આભનો પણ સંબંધ જૂનો.
રેતીમાં તરફડતી મૃતપ્રાય નદીને કાંઠે
વસીને કેમ જોયા કરવી તેની તરસ?
અમે થોડાંક ભાગીને આવ્યાં
આ તમારા આંકેલા મલકમાં,
તો તમે દારોગાની જેમ
ઊભા રાખી દીધા અમને બાગબગીચે!
આ આસ્ફાલ્ટના રસ્તાને કાંઠે
ખોડાઈને ખાલી ચઢી છે પગે
ડાળ પર પંખી આવીને બેસે
તેનો ય નથી રહ્યો વનાળ રોમાંચ
અહીં રહી રહીને તો
લાગે છે ઔપચારિક
આ ઋતુ ઋતુની આવનજાવન,
લાવો, ક્યાં છે અમારાં વનેવન



ગીત ☐ હરીશ મીનાશ્રુ

જીવતરની કઠપૂતળી ઝૂલ્યા કરે છે હવે કાચી સભાનતાના તાંતણે
હાથમાંથી છટકેલા દર્પણની જેમ હવે ફૂટી જવાનું સાવ આપણે
સૂક્કાં પીંછાં શી મારી આંગળીઓ રોજ કશું
ફંફોસે ધારણાના નીડમાં
ઓચિંતી ભૂલકણી દૃષ્ટિ ખોવાઈ જતી
દૃશ્યોની અણધારી ભીડમાં
ખરબચડી વેળુમાં કોતરતું કો'ક મને ધારદાર ઘટનાના ટાંકણે
હાથમાંથી છટકેલા દર્પણની જેમ હવે ફૂટી જવાનું સાવ આપણે
મુઠ્ઠીમાં બંધ કરું એકલતા એવો હું
ટોળામાં ફેરવાઈ જાતો
પાણીના નાનકડા ટીપામાં બાંધીને
વેદનાની પેટછૂટી વાતો
વડવાનલ સળગે છે સમજણના ક્યાંક-એના પડછાયા સળગે છે પાંપણે
હાથમાંથી છટકેલા દર્પણની જેમ હવે ફૂટી જવાનું સાવ આપણે
☐

□ પ્રાણજીવન મહેતા

સેકન્ડ વગરની મિનિટો ગણી ગણી થાકી જવાય.
કાંડા ઉપર પતંગિયું બાંધી ફરવાની ઇચ્છા થાય.
કંઠનળીમાં શબ્દ જન્મવાની ક્ષણે
મૂંગા થવાનો સમય આવ્યો.
ગૂંગા માણસનો અભિનય કરતાં જલ્દીથી શીખી જવું જોઇએ.
પાટા ઉપર પીડાનું નામ લખીને ચાલતા લોકોનું શહેર
વસ્યું છે મારી ચોતરફ
બરફના ચોસલા ઉપર બેસી
સૂર્ય નમસ્કાર કરનારાઓનું ટોળું આગળ નીકળી ગયું છે
મારાથી;
અને સુવર્ણપાત્ર લઇ ભિક્ષા યાચતો ઇશ્વર ક્યાંય ઊંઘી ગયો છે
ત્યારે
ટચલી આંગળી ઉપર વિશ્વાસ ઊંચકી
તમારી પાસે આવ્યો છું
મારી ચિકિત્સા માટે.

કોણ એ સમજાવશે □ કિશોર મોદી

હું ગગનચુંબી સમયનો આગિયો,
ને બુઝાતી ક્ષણ જિજીવિષાની છું,
વિસ્મયોને કોણ એ સમજાવશે?

હું પ્રતીક્ષાના ઝરુખાનો પવન,
ઓરડામાં શૂન્યતા મ્હેકયા કરે,
પગરવોને કોણ એ સમજાવશે?

હું અપેક્ષાના -નયનનું પંખી છું,
રેશમી એકાંતમાં ટહુકી જઈશ,
પાંપણોને કોણ એ સમજાવશે?

હું અતીતના માનસરનો હંસ છું,
બર્ફની પાંખોમાં સ્મરણો સાચવું,
વાદળોને કોણ એ સમજાવશે?

હું ક્ષિતિજનું સપ્તરંગી.શિલ્પ છું,
સ્પર્શના વેરાનમાં નિઃશબ્દ છું,
અક્ષરોને કોણ એ સમજાવશે?

કટોરો □ સાં.જે. પટેલ

એક દિવસે
મને સોક્રેટિસ મળ્યો
એણે પૂછયું :
તારી પાસે ઘર છે?
તારી પાસે વસ્ત્ર છે?
તારી પાસે અન્ન છે?
અને પછી
મારો જવાબ સાંભળીને
એણે મારા કાનમાં કહ્યું :
જગત તને પાય એ પહેલાં
તું છાનોમાનો એક 'કટોરો' પી લે!

હાથ □ વેણીભાઈ પુરોહિત

મારી છાતી પર જો હાથ મારો હોય તો –
મૂંઝારો હિયે મુંને મૂંગો ઓથાર :
મારી છાતી પર જો હાથ તારો હોય તો –
સપનાં સાકાર થાય, ભાગે ભેંકાર ૦

મારા માથા પર જો હાથ મારો હોય તો –
હાલક ને ડોલક ને તાંડવ બ્રહ્માંડ :
મારા માથા પર જો હાથ તારો હોય તો –
મમતાનાં મોજાં ને સમતાનો કાંઠ ૦

મારા આ હાથમાં જો હાથ મારો હોય તો –
ડૂબે છે ડચકાતું હૈયું આ ડૂલ :
મારા આ હાથમાં જો હાથ તારો હોય તો –
ફૂંફાડા થઈ જાતા ફોરમતાં ફૂલ ૦

મારા ને તારા જો હાથ રહે છૂટા તો –
રેખાની નદીઓના વીરડા સુકાય :
મારા ને તારા જો હાથ મળી જાય તો –
તારાં ને મારાં એ રૂપ ટળી જાય ૦

તળાવ કાંઠો □ ભાનુપ્રસાદ પંડ્યા

વડલા ભેળો વાતું કરતો બંસીસૂરમાં બોલે,
તળાવ કાંઠો હળવે હળવે છાંયે જઈ વાગોળે.

ફીણ ફીણુથી ફોરી રે'તો મસમસ લૂગડે મ્હોરે,
પાળ થઈ પથરાણી ચોગમ તરસ્યું કોરેમોરે!

ઊજળિયો અસવાર આવતો–તેજણ પાવા બ્હાનું,
અધૂકડી નજરુંથી મલકે ગાગરિયાળાં છાનું!

કાંધ ઉપર લઈ રેકૂડિયાળો થાક વેલડું છૂટે,
નીરણ ને ભાતાંનો ડબરો નીર તાજાં જૈ લૂંટે!

પંડ પાડવા નિસાસાને આ એક જ હેમાળો,
જતાં આવતાં સૌ પગલાંનો હ્યાં બંધાયો માળો!

ચૈતરને કહે છેટો રે'જે અષાઢને દે તાલી,
ગલઢેરાં એવું બોલે કે 'ઈ ખાલી તો સૌ ખાલી!'

પ્રત્યાવર્ત □ શિલ્પિન્ થાનકી

રામ-નામે પથ્થરો તરશે ફરી,
તો ય રાવણ ક્યાંક અવતરશે ફરી.

આદમી છે આદમી હર શકલમાં—
આઇના કાલે ય છેતરશે ફરી.

મૌનમાં હર શબ્દ છો ડૂબી જતો—
એક પડઘો તીવ્ર વિસ્તરશે ફરી.

प्रतीक्षा ☐ मंगळ राठोड

હું
જ્યારે
અહીં
આવ્યો ત્યારે
જળ હેઠળનું ઘાસ
લહેરાતું હતું નદી કિનારે.
ઊઠ્યો ત્યારે
લીલાછમ ઘાસ પર
ફરી વળ્યું હતું ભરતીનું પાણી....

ચંદ્ર ☐ મંગળ રાઠોડ

હું
આંખો
ઉઘાડું તો
ઊડીને
આકાશે જઈ બેસે.
અને
મીંચી લઉં તો
કીકીઓમાં
તરફડ્યા કરે ચંદ્ર !



છેલ્લા દિવસે મહેમાનને વિદાય આપતાં ☐ ત્સુઈ-લૂ ☐ હરબન્સ પટેલ
(ચીની કાવ્ય)
ગામડિયા પદ્ધતિએ પીણાની મ્હેફિલ
ગૂંચવણભરી અને અંતહીન છે
અમે તમને વિદાય કરીએ છીએ....
અને....વસંતને વિદાય
અમે તમને વિનવીએ છીએ
આવતા વર્ષે ફરી પાછી જ્યારે
વસંત આવે ત્યારે
એટલું જોજો તમે અમારાથી દૂર ન હો.

ઉદાસ થવું ☐ મહેશ શાહ

વાદળાઓ સવારથી જ ઊડાઊડ કરે
વેદનાનાં પંખીઓની જેમ
એટલે મારે ઉદાસ થઈ જવું ?
વિમાન ઊડી જાય ત્યારે તો
પ્રકૃતિએ પણ
ફરકાવવા પડે છે જમીન પર
પર્ણોના નાજુક હાથ.
વિશ્વાસનું પુષ્પ હવે ઊપડી ચૂકયું છે
હૃદયમાં વેરાન પ્રદેશમાંથી.
આંસુઓ તો
સમુદ્ર તરીકે ઊછળવું
કે નદીની જેમ ગાલની ટેકરીઓ પરથી
વહેતું મૂકવું
એ નક્કી કરવા જ જાણે
ઝળઝળી રહ્યાં છે આંખોના ઊંબરામાં.
મારે જો ઉદાસ જ થવું હોત
તો આ પાંપણોને ફરકાવી ન હોત મેં ય
પર્ણોના નાજુક હાથની જેમ.

મુક્તક ☐ સાં.જે. પટેલ

ધન તો નિર્જીવ હતું તેથી ચાલ્યું ગયું,
પણ મિત્રો, તમે ચાલીને કેમ નિર્જીવ થઇ ગયા ?

હકીકત ☐ વિપિન પરીખ

મારી આંખ સામે લીલુંછમ ઘાસ
ઘાસનો જાણે દરિયો જ દરિયો....નજર પહોંચે ત્યાં સુધી!
વહી જતો હતો પવન મુક્તમને.
ઘાસનું સોનું-લૂંટવું હોય એટલું-હાથમાં.
હવા-જેટલી ભરવી હોય એટલી-શ્વાસમાં.
મને થયું: આવા મોકળા મેદાનમાં બૂટની જરૂર નથી.
પગને ઝાકળનો સ્પર્શ થવો જોઇએ.
મેં બૂટ ફેંકીને દોડવા માંડ્યું.
મને થયું અહીંઆ કાંજીવાળા ખમીસ અને ટાઇની જરૂર નથી.
મેં ખમીસ-ટાઇ ફગાવીને આંખ મીંચી દોડવા માંડ્યું.
સુખ મારી હથેલીમાં, સુખ મારા પગમાં, સુખ મારા શ્વાસમાં.
સુખ મારા આશ્લેષમાં
હું સૂઇ ગયો ખુલ્લા ઘાસ ઉપર બિલાડીની જેમ.
મને સપનું આવ્યું:
એકાએક ઊંચાં ઊંચાં મકાનો જમીનમાંથી ફૂટે છે.
મોટી મોટી લિફ્ટ ચડે છે ને ઊતરે છે
અને મકાનોમાં મોટી મોટી ઓફિસો....
ટેબલો અને ફાઇલો, અને ફાઇલો નીચે હું.......

□ નીતા રામૈયા

માળીએ પ્રવેશ કર્યો
અને
લીમડાની ડાળી પવનની બાથમાં
લપાઈ ગઈ
દિવાસો ઊજવતી રાતરાણીને
અંધારાં આવ્યાં.
બાળકની જેમ વૃક્ષને ખોળે ચડેલી વેલે
ચીસ પાડવા પંખી સામે જોયું
અને
કળી તો ફૂલ થયા વિના ખરી ગઈ!

ઓળખાણ □ પ્રભા ગણોરકર □ જયા મહેતા
(મરાઠી કવિતા)

જોઈ લઉં છેલ્લી વાર આ ભૂમિને આંખ ભરીને
કોને ખબર છે આ ગામ ફરી જોવા મળશે કે નહીં.

આ ધુમ્મસમાંથી ઊઠતાં ઘરો આ મંદિરો હસતા આ તારા
કોને ખબર છે આ હાસ્ય આવું જ હશે કે નહીં!

આ વૃક્ષો તો ગઈ કાલથી જ થયાં છે તટસ્થ – પારકાં
કોને ખબર છે, જોઈને હાથ હલાવશે કે નહીં

ઓળખાણ કેટલી જલદી ભૂલી જાય છે બધા માણસો
કોને ખબર છે મારી આંખમાં પણ આ આર્દ્રતા હશે કે નહીં

આરામખુરશી ☐ જયા મહેતા

આ જ વૃદ્ધ આરામખુરસીમાં બેસીને
દાદીમા
થાકેલા સૂરજને ડૂબતો જોયા કરતા.

આજે મારી મા ત્યાં બેઠી છે-
શરદનાં વાદળાં ગણતી.

કાલે હું પણ
ત્યાં જ બેઠી હોઈશ
ખાલી ચડેલા પગને થાબડતી

પૃથ્વી નારંગી જેવી ગોળ હોય કે ચોરસ.

શબ્દોની હોડી ☐ રશ્મિન પટેલ

રાત્રે
મેં લખેલી
અધૂરી કવિતાનાં શબ્દોનો કાગળ
ડૂચો વાળીને
બારી બહાર ફેંકી દીધો.
-ને સવારે
છોકરાં
એ જ કાગળની હોડી બનાવી
રમતાં હતાં.
જો કે
એ વાતને દિવસો વહી ગયા....
છતાં હજી ય
એ શબ્દોની હોડી
મારા લોહીમાં તર્યા કરે છે!

☐ જયા મહેતા

આકાશને ઊડવું હોય તો
પક્ષી થવું પડે.
દરિયાને તરવું હોય તો
માછલી થવું પડે.

☐ નીતા રામૈયા

માળીએ પ્રવેશ કર્યો
અને
લીમડાની ડાળી પવનની બાથમાં
લપાઈ ગઈ
દિવાસો ઊજવતી રાતરાણીને
અંધારાં આવ્યાં.
બાળકની જેમ વૃક્ષને ખોળે ચડેલી વેલે
ચીસ પાડવા પંખી સામે જોયું
અને
કળી તો ફૂલ થયા વિના ખરી ગઈ!

ઓળખાણ ☐ પ્રભા ગણોરકર ☐ જયા મહેતા
(મરાઠી કવિતા)

જોઈ લઉં છેલ્લી વાર આ ભૂમિને આંખ ભરીને
કોને ખબર છે આ ગામ ફરી જોવા મળશે કે નહીં.

આ ધુમ્મસમાંથી ઊઠતાં ઘરો આ મંદિરો હસતા આ તારા
કોને ખબર છે આ હાસ્ય આવું જ હશે કે નહીં!

આ વૃક્ષો તો ગઈકાલથી જ થયાં છે તટસ્થ – પારકાં
કોને ખબર છે, જોઈને હાથ હલાવશે કે નહીં

ઓળખાણ કેટલી જલદી ભૂલી જાય છે બધા માણસો
કોને ખબર છે મારી આંખમાં પણ આ આર્દ્રતા હશે કે નહીં

આરામખુરસી ☐ જયા મહેતા

આ જ વૃદ્ધ આરામખુરસીમાં બેસીને
દાદીમા
થાકેલા સૂરજને ડૂબતો જોયા કરતા.

આજે મારી મા ત્યાં બેઠી છે–
શરદનાં વાદળાં ગણતી.

કાલે હું પણ
ત્યાં જ બેઠી હોઈશ
ખાલી ચડેલા પગને થાબડતી.

પૃથ્વી નારંગી જેવી ગોળ હોય કે ચોરસ.

શબ્દોની હોડી ☐ રશ્મિન પટેલ

રાત્રે
મેં લખેલી
અધૂરી કવિતાનાં શબ્દોનો કાગળ
ડૂચો વાળીને
બારી બહાર ફેંકી દીધો.
–ને સવારે
છોકરાં
એ જ કાગળની હોડી બનાવી
રમતાં હતાં.
જો કે
એ વાતને દિવસો વહી ગયા....
છતાં હજી ય
એ શબ્દોની હોડી
મારા લોહીમાં તર્યા કરે છે!

☐ જયા મહેતા

આકાશને ઊડવું હોય તો
પક્ષી થવું પડે.
દરિયાને તરવું હોય તો
માછલી થવું પડે.

શિશુ □ પન્ના નાયક

હવે થોડા દિવસ
હવે થોડા પ્રહરો
ને પછી
વિદાય લીધેલી મારી જિંદગી....
સંબંધીઓ આશ્વાસન આપવાને બહાને આવેલા
ધીમું ધીમું ગણગણશે
મારા મૃત્યુ પામેલા વાંઝિયાપણા માટે—
વાત તો સાચી !
મારામાં કેટલાં ય રણ સૂકાં રહ્યાં
ને મેં વિચાર્યા કર્યું.
મારામાં કેટલાં ય વૃક્ષ મ્હોર્યા વિનાનાં રહ્યાં
ને મેં જોયા કર્યું.
એક મારી જ કૂખ મ્હોરી નહીં
ને મેં વિલાયા કર્યું.
હવે આ મૃત્યુ સમયે
શય્યામાં કોઇ શિશુ લાવો ! ગાલમાં ખંજન પાડતું—
પૃથ્વીનું એ કોમલ રૂપ ચૂમીને પ્રાણ તજું.
હું જ જાઉં છું હવે
કોઈ મોડી મોડી થનાર માતાના ગર્ભમાં–બાળક બનવા !

સ્થિરતા □ પન્ના નાયક

પવનનો સૂસવાટો
દીવાની જ્યોતને કહ્યા કરે
તું સ્થિર થા....સ્થિર થા !

કવિનું મૃત્યુ □ રિલ્કે □ ઉમેદભાઈ મણિયાર

એ સૂતો છે. એનો અદ્ધર ટેકવી રાખેલો ચહેરો જોઈ શકે છે માત્ર
ફિક્કા ઇન્કારથી શાંત ઓઢેલી ચાદરને,
હવે તો વિશ્વ અને એના વિશેનું આ બધું જ્ઞાન,
વિચ્છિન્ન થયેલું એના પ્રણયીની ઇન્દ્રિયોથી,
પાછું વળ્યું છે સંવેદનશૂન્ય વર્ષમાં.
જેણે જોયો હતો એને જીવન્ત તેઓએ જોઈ નહીં ઝાંખી રેખાય
જે કંઈ પસાર થાય છે એની સાથેની એના ગહન ઐક્યની;
કારણ કે આ, અહીંની ખીણો, આ ખેતરનાં ઘાસ,
આ દોડતાં પાણીનાં ઝરણાંઓ, ખરેખર હતાં એનો ચહેરો.
અરે હા, એનો ચહેરો હતો આ સુંદર અંતર
જે શોધે છે એને હજીય અને સંવનન કરે છે એનું નિરાશામાં,
અને એનું માત્ર મહોરું ડરપોકપણે મરી જતું ત્યાં,
મૃદુ અને ઉઘાડું, એને નથી એની સાથે વધારે મેળ
હવામાં સડી જતાં ભાંગેલાં ફળ કરતાં.



ગઝલ □ શોભિત દેસાઈ

કો'ક રણમાં પાંગરેલી વેલ છું
વન કહે છે કે બહુ વંઠેલ છું.

લાગણીઓ વિસ્તરી ચારેતરફ
ને બરોબર મધ્યમાં ઊભેલ છું.

તારી યાદોએ શરીરમાં ઘર કર્યું
તારી યાદોએ ચણેલી જેલ છું.

આખું રણ કાપીશ હું તૃષ્ણા વગર
કે અનર્ગળ ઝાંઝવા પીધેલ છું.

હૃદયના હિમાલયે પડ્યો ઉઘાડો □ રિલ્કે □ દિનેશ દલાલ

(જર્મન કવિતા)

હૃદયના હિમાલયે પડ્યો ઉઘાડો. જુઓ, ત્યાં કેટલું નાનકડું,
અરે જુઓ તો : શબ્દોનું છેલ્લું ગામડું, અને ઊંચે,
છતાં પણ કેટલું નાનકડું લાગણીઓનું ખોરડું. ઓળખાય છે તમને?
હૃદયના હિમાલયે પડ્યો ઉઘાડો. ખડકાળ ભૂમિ
તમારી પકડમાં. ખરેખર, હજી પણ કંઈક
અહિંયા મ્હોરે છે: મૂંગા ઢોળાવ પરથી,
મંત્રોદ્ગાર કરતો અજાણ જડીબુટ્ટીનો છોડ આવી ચઢે છે.
પણ સાધુપુરુષ? ઓહ, જેને હવે કંઈક લાધતું થયું છે
રહે છે હવે મૌન, પડ્યો ઉઘાડો હૃદયના હિમાલયે.
સાચે જ ત્યાંથી પસાર થાય છે સંકટ વિના,
હાનિ વિનાની સાવધાનીથી પ્રેરાઈને, ડુંગરનું હરણ,
પસાર થઈને પહોંચે છે રહેઠાણે. અને સુરક્ષિત મહાકાય પક્ષી
શિખરોની શુદ્ધ નકારતાની આસપાસ ચકરાવા મારે છે. – પણ
બિનસલામત, અહિંયા હૃદયના હિમાલયે .... ....



કવિ □ રિલ્કે □ ઉમેદભાઈ મણિયાર

તું મને છોડીને જાય છે, સમય, કશા ખચકાટ વિના.
હું ઘવાયેલો છું તારા જવાની પાંખોના પ્રહારથી.
શું કરીશ હું હવે મારાં વિખૂટાપણામાં
મારા મોંનું? મારી રાત્રિનું? મારા દિવસનું?
મારે નથી પ્રેયસી, નથી પોતીકું વૃક્ષછાપરું,
નથી સ્થળ આધાર જેના ઉપર રહું જીવન્ત.
જેને હું આપ્યા કરુ છું મારી જાતને એ બધી વસ્તુઓ
થાય છે સમૃદ્ધ અને ખર્ચાઇ જાઉં છું હું.

ગઝલ □ હરીન્દ્ર દવે

(૧)

ન મળવું ઘોર સજા છે છતાં નથી મળવું
ઘણી યે શેષ કથા છે છતાં નથી મળવું.

હવામાં તારી હવા છે છતાં નથી મળવું
દરદની તું જ દવા છે છતાં નથી મળવું.

મને આ આગમાં જલવા દે, જોઇ લેવા દે,
મિલનની આશા જવાં છે છતાં નથી મળવું.

છે નવ દિશાઓ હજી, ક્યાંય પણ વળી જઇશું
નજરની સામે ખુદા છે છતાં નથી મળવું.

(૨) □ હરીન્દ્ર દવે

મોતને હાથમાં રાખી તેં જિંદગી આપી
એક રમત આપી અને કેવી જોખમી આપી!

જ્યોત મુજ ઘાસના રહેઠાણ પર ધરી ન ધરી
તારો ઉપકાર તરત કેવી રીતે રોશની આપી!

એ બધાંએ મળી કીધું કે જગ્યા ક્યાં છે હવે?
જેને જેને મેં જગતમાં જગા કરી આપી.

(૩) □ હરીન્દ્ર દવે

ઉત્તર તમારો શું હશે એ યે નહીં કહો ?
અમને સવાલ પૂછતા ફાવ્યું નહીં ભલે !

છેલ્લી ક્ષણોનો ઘાટ અચાનક બની ગયો,
મેં જિંદગીનું શિલ્પ બનાવ્યું નહીં ભલે.

હરપળ રહી આ આંખમાં 'આવો'ની એક ચમક,
આ બારણામાં કોઇયે આવ્યું નહીં ભલે,

કોઈ કદીય એને નથી રણ કહી શક્યું,
ઘરને મેં ઘરની જેમ સજાવ્યું નહીં ભલે !

□

અભિમન્યુ-વધે □ (સંસ્કૃત કવિતા) □ અનુવાદ: હરિવલ્લભ ભાયાણી

'ક્ષાત્ર છાંડી શત્રુટોળાએ હણ્યો અભિમન્યુ'–
સુણતાં, ક્રોધઘેર્યા પાર્થની દૃગ
અશ્રુકણથી તરલ,
વ્રીડાજડ જડાતી ગાંડીવે :
ને વૈરની તૃપ્તિ વિનાના શોકભાર્યા અંતરે
'હા! વત્સ!' નો ઉદ્ગાર સ્ફુરતો–
કિન્તુ ના કંઠે નીસરતો.

□

પાનખર □ કરસનદાસ લુહાર

લીરેલીરા થઈ ગયો છે આજકાલ એ,
વૃક્ષોના હાથમાં હતો લીલો રૂમાલ જે.

□

રિયાઝ □ જ્યોતિષ જાની

જાગ્રતમાં વાવું છું વૃક્ષ
સ્વપ્નમાં ઊગે છે બી !

સુખની કવિતા :

નસીબનું પાનું ખોલનાર ચકલી સુખી છે;
મિત્ર, એના મૌતનો વિષાદ નથી પરખાતો.

આભાસને અરીસામાં જોઈ આનંદ માણનાર સુખી છે;
મિત્ર, એને સ્પર્શી પારખી શકવાની શક્યતા નથી હોતી.

દેવાલયમાં બેઠેલો માણસ સુખી છે;
મિત્ર, ઘંટારવ અને ભજનનો અવાજ
એને ભિન્ન નથી જણાતા કદીય.

સુખી થવાની કલ્પના કરતો માણસ
અત્યંત સુખી છે;
મિત્ર, એની કલ્પનામાં દુઃખને
ક્યાંય સ્થાન નથી હોતું.....

- પ્રાણજીવન મહેતા.

વિદાય પછી*.... □ વસન્ત દેવ □ રમેશ જાની

હિંદી કવિતા

શું થશે જો હું અહીંથી ક્યાંક બીજે જતો રહીશ તો?
તું ઘેર જજે. એ ખાલી નહીં હોય, પિસ્તાલીસ વર્ષોમાં
કંઈ કેટલાયે સફેદ કાગળોને કાળાશથી રંગ્યા છે, એને
જરા કાળજીથી એકઠા કરજે. પછી વહેંચી દેજે મિત્રોમાં.
રેડિયો–ફ્રિઝ–ટેપ રેકોર્ડરનું શું કરીશ? બધુંયે તારે ખાતર તો
હતું, તારુ જ હતું. ફાવે તે કરજે.
બુઢાપામાં વ્યાપેલી કોરતી નિરુદ્દેશતાથી ઝૂઝતાં માતા–પિતા:
એ પોતાને માર્ગે ચાલશે તને પારકી આંખોએ જોતાં
એમને ક્ષમા કરી દેજે.
દિવસો વીતતા જશે સડક પર ચાલતા લોકોની જેમ એમાં
હું તો નહીં જ હોઉં! દુનિયા કદાચ અંડર–એક્સપોઝડ
ફિલ્મની જેમ ધૂંધળી–ધૂંધળી જણાશે.
જોજે, બને ત્યાં સુધી, સાંભળજે, બને ત્યાં સુધી એકલાં....!
જેમ મેં કર્યું હતું....! એક દિવસ તું પણ ચાલી
નીકળજે જ્યાં મન ચાહે ત્યાં.
હું તે દિવસે એ ક્ષણે પણ નહીં આવીશ, કારણ કે મને
એ શ્રદ્ધા છે કે એટલા દિવસો મારા
ગયા પછી તું નહીં, હું જ જીવ્યા કર્યો હતો.

(* 'अस्पतालिका' કાવ્યગુચ્છમાંથી)



ચંદ્રવદન એક ચીજ □ ઉમાશંકર જોશી

ચંદ્રવદન એક ચીજ ....
અલકમલકની,
ગુજરાતે ના જડવી સ્હેલ.
જ્યાં બેઠા,
ત્યાં ઊઘડે મહેફિલ;
જ્યાં બેઠા,
ખુશબો ત્યાં દિલ-દિલ.
સૌય ખુશીમાં તર-બ-તર.
એક ગાઉ લગી ગમગીની,
શકે ન ઢૂંકી.

ચંદ્રવદન એક રડતી આંખ ....
બીજી જગત-તમાશો જોતી
તારતાર થઈ એકરૂપ સૌ સાથે નાચે,
જીવનનો રસ બિંદુબિંદુ બધેથી ચાખે.
એક આંખ નિરંતર ભીતર રડતી,
સતત ઝૂરતી.
શું ખૂટે છે?
આટઆટલું તો લૂંટે છે!
દુનિયા ઊઘડે પગ આગળ તે કદી ન પૂરતી.

ચંદ્રવદન એક અલગારી ખુદમસ્ત ....
રેલગાડી થંભે તો થંભે પોતે.
કદી ઠરે ના આગ.
મળતાં લાગ
ભાગે. હાથ ના લાગે.
ગાડી એનું ઘર,

વિમાન એનું દૂર.
ચાલે સાથે?
હા, પણ જેમ
રેલના પાટા,
સાથે છતાંય અળગા.
કદી ન વળગ્યા
કોઈનેય તે.

કૈંક ઇલાના માડીજાયા,
રંગાચાર્ય નટ લાડકવાયા,
શબ્દપીંછીરંગી તસ્વીરોના કીમિયાગર.
ઘરઆંગણ ક્યારેક અદીઠા નકરા ચં.ચી.,
પરદેશે તે ઊંચકયા ના ઊંચકાય–
પ્રૉફેસર–ડૉકટર સી.સી , કંઈના–કંઈ સી.સી.
મશિશુ સી.સી. રંગમુકુટ કંઈ શિર ધરી આવ્યા.
દોન કિહોતેના પગલે પગલે ફરી આવ્યા.
પ્રેમભૂખ્યા પ્રેમાળ,
યુવતી શા રીસાળ
કદી કો કન્યા શા શરમાળ,
અજબવિચિત્ર,
વિરલ મિત્ર,
એક અલકમલકની ચીજ
ચંદ્રવદન તે ચંદ્રવદન તે ચંદ્રવદન ....

એપ્રિલ ૪ ૧૯૭૬

[ શ્રી ચંદ્રવદન મહેતા-અમૃતમહોત્સવ પ્રસંગે
ભારતીય વિદ્યાભવન, મુંબઇમાં પઠિત ]



સમજણ કદાચ પ્રાર્થનાનો રસ્તો હોય તો પણ □ સુરેશ દલાલ

પ્રાર્થના કરું છું
ત્યારે મન કેમ વર્તે છે
ભિખારીની જેમ?
ફાઇવ સ્ટાર હોટેલ જેવા લાગતા
આ શરીરમાં
કેમ ઊભરાય છે
સ્પૃહાઓનું કીડિયારું?
શા માટે અગરબત્તીની સેર
થઈ જાય છે
સિગરેટનો ધુમાડો?
આંખ બંધ કરું છું ત્યાં જ
ઈચ્છાઓની ઇયળ
ટ્રેન થઈને દોડે છે.
કયા પાટા ઉખેડી નાખું
જેથી મન થઈ જાય શાંત
આરસના સ્વચ્છ મહેલ જેવું–
ખાલીખમ!

મને પજવે છે
સાત જનમના સમારંભોનો થાક
અદેખાઈ કરનારાઓને
કેમ સમજાવું
કે
ખુરસી પર
હમેશાં ખુશી જ નથી બેસતી
ક્યારેક
લાચારી પણ બેસે છે.

લાચાર
અને નિરાધાર હાથ
આપમેળે જોડાઈ જાય છે;
જોડાઈ ગયેલા હાથ
પ્રાર્થનાનો દેખાવ છે,–
પ્રાર્થના નથી.

પ્રાર્થના કરવાનો અધિકાર
કેવળ ખાલી મનને છે.
હવાનો પણ ડાઘ ન પડે
એટલું મન ખાલી રહે
તો જ
મન થઈ શકે આરસનો
સ્વચ્છ મહેલ.

પ્રાર્થના કરવાનો અધિકાર
કેવળ સભર મનને છે.
સમુદ્ર સભર છે
અને એટલે જ
એની પ્રાર્થના અનંત છે.

આ બધી સમજણ છે;
સમજણ કહાય
પ્રાર્થનાનો રસ્તો હોય તો પણ–
સમજણ એ પ્રાર્થના નથી.

ફૂલોમાં વસેલી ફોરમ
એ પ્રાર્થના છે;
પ્રાર્થના થતી નથી,–
એ હોય છે!
વૃક્ષમાં બીજ
એ પ્રાર્થના છે;
વૃક્ષ તો પ્રાર્થનાનું
પ્રકટ સ્વરૂપ છે.
પ્રાર્થનાએ પ્રકટ થવું હોય તો
પ્રકૃતિની જેમ પ્રકટ થવું જોઈએ.

પ્રાર્થનાની લાકડી લઈને
ઈશ્વરને ફંફોસવાનો પ્રયત્ન કરીએ છીએ
ત્યારે
અંધારું ગાઢ અને ગાઢ અને ગાઢ
થતું જાય છે.
દસેદસ આંગળીઓ
જ્યારે ધૂપસળી થઈને સળગી ઊઠે
ત્યારે
ગીતની પ્રથમ પંક્તિ જેવાં ફૂટે
આકાશને ફૂલ!

'જન્મભૂમિ - પ્રવાસી'માંથી



પાસે પાસે બેસવાનો તરાનો ☐ ઉદયન ઠક્કર

આમ લગોલગ બેસી રહેવું મને ગમે છે.
દુનિયા આખી ટાવર જેવી ઝૂલે
ને હું અણગમતી ખરબચડી કચ્ચર
પડી રહી છું,
રહી રહીને અષ્ટમ્ પષ્ટમ્ લવ્યા કરું છું,
એવું આજ લગી લાગેલું.
શિયાળના બે પગની વચ્ચે એ દુનિયાને ઝૂલતી મૂકી
તારી ભેળા બેસી રે'વું મને ગમે છે.
આમલગોલગબેસીરે'વુંમનેગમેછે.

ચીકણી માટી જેવી તારી સ્નિગ્ધ ત્વચા
ને વાળોમાં વેરાન ગુફાના અંધારાની વાસ ટપકતી...
ભમરો તારી એક થવાની કોશિશ કરતી પ્રદેશને એ જોતાં
ટીકી ટીકી
એકાએક
નશીલા તારા નાનાનાના સ્પર્શો
મારી અંદર વસી ગયા રે!
ડાહીના ઘોડા છૂટી ગયા રે!

વેદનાનો મર્મર □ ઝુલ સુપરવિલે □ ઉત્પલ ભાયાણી
(ફ્રેન્ચ કવિતા)

વિસ્મિત ન થાઓ; બંધ કરી દો પોપચાં જ્યાં સુધી
તે નક્કર પાષાણ બને.

હૃદયને એકલું રહેવા દો, ભલે તે અટકી પડે.
પોતાના, કેવળ પોતાના કાજે તે અટૂલું એકલું ધબકી રહ્યું છે,
તેના અગોચર ઢાળ પર.

હાથ લંબાઈ જશે તેનાં ઠંડાગાર વલખામાં
અને લલાટ અનાવૃત્ત થશે જાણે બે સૈન્યો વચ્ચેનું
મહાન રિક્ત ચોગાન.

□

ગઝલ □ બરકત વીરાણી

પ્રેમમાં આઘાત પહેલાં તો અમસ્તો થઈ ગયો,
પણ પછી જાણે કે કાવ્યનો શિરસ્તો થઈ ગયો.

એક માણસ રોજ જે રડતો હતો, રડતો હતો,
એ દીવાનો થઈ ગયો તો રોજ હસતો થઈ ગયો.

હું ઘરેથી નીકળ્યો તો સેંકડો રસ્તા હતા,
પણ ઘરે પાછો ફર્યો તો એક રસ્તો થઈ ગયો.

મારા સ્થાને ન રહ્યો હું એમાં કોનો દોષ છે?
ખેસવ્યો છે તેં મને કે હું જ ખસતો થઈ ગયો?

આ જમાનો હો કસોટીનો ય પથ્થર તોય શું?
મુજ સમા પારસમણિને પણ એ કસતો થઈ ગયો?

કાવ્યના આજે ય મોંઘા મૂલ છે બેફામ, પણ
દુઃખ તો એ છે કે કવિ પોતે જ સસ્તો થઈ ગયો.
□

**'Andaman!' ☐ UMASHANKAR JOSHI**

'Kala Pani !' 'Andaman!'
But the waters are as sea-blue here
As anywhere.
And the islands, only a few air-hours a far
Here is a thriving energetic people.

Are you in search of 'Andaman', Pilgrim,
Of what was 'Andaman'
When the mainland was a bigger 'Andaman'?

That is now an island in time,
In harrowing memory,
And shall not be anymore
A reality in Indian life,
Which will ever cherish freedom,
Thanks to 'Andaman,' 'Kala Pani.'

Port Blair
24-3-1976

‘અંદામાન’ ☐ ઉમાશંકર જોશી

‘કાળાં પાણી!’ ‘અંદામાન!’
પણ અહીં તો પાણી એટલાં જ દરિયાઇ-ભૂરાં છે
જેટલાં બીજે ક્યાંય,
ટાપુઓ છે થોડાક જ હવાઇ-કલાક દૂર હવે
પ્રજા છે સ્ફૂર્તિલી, પાંગરતી

અંદામાનની શોધમાં છે તું, યાત્રિક?
—જે પહેલાં ‘અંદામાન’ હતું, જ્યારે
ભારતનો મુખ્ય ભૂભાગ એક વધુ વિશાળ ‘અંદામાન’ હતો!

તે તો છે એક દ્વીપ, સમયમાં,
હૈયાવિદારક સ્મૃતિમાં,
અને ક્યારેય એ નહીં બનશે હવે
વાસ્તવિકતા ભારતના જીવનમાં
—જેને હૈયે સદાકાળ રમવાની સ્વતંત્રતા
તમારા રૂડા પ્રતાપે ‘અંદામાન!’—‘કાળાં પાણી!’

પોર્ટ બ્લેર ૨૪-૩-૧૯૭૬

આંદામાન ટાપુઓ ☐ ઉમાશંકર જોશી

કિનારા, બસ કિનારા કિનારા...

દરિયાનાં માર્યાં માર્યાં આમતેમ ઊછળ્યાં કરતાં મોજાં
એકદમ બાઝી પડે હરખભેર,
ઊંચકી લે નાનકડી હથેળીઓની થપાટ પર
લીલોતરી-લચતા ઊંચા ઊંચા કિનારા

ભૂમિ થોડીક, ઝાઝા કિનારા
ટાપુઓ જ ટાપુઓ, ફરતા વીંટળાઇ વળે કિનારા
ભૂમિમાં ધસે ખાડીઓ લઈ બે બાજુ કિનારા
વાંકાચૂંકા આડાઅવળા જાળગૂંથણી રચતા...

અહીં નહીં સમુદ્ર, નહીં જમીન, બસ કિનારા કિનારા

પોર્ટબ્લેરથી કલકત્તા જતાં વિમાનમાં 26-3-1976

## કવિતા ૫૦–પૂરતાં વિશિષ્ટ ઇનામો :

પહેલું ઇનામ – રૂપિયા ૫૦૦

બીજું ઇનામ – રૂપિયા ૩૦૦

ત્રીજું ઇનામ – રૂપિયા ૧૦૦

પહેલું અને ત્રીજું ઇનામ 'જન્મભૂમિ' તરફથી, બીજું ઇનામ "જૈન સોશ્યલ ગ્રુપ" તરફથી.

**સ્નેહી શ્રી સુરેશભાઇ,**

'કવિતા – ૫૦' માંથી પ્રથમ, દ્વિતીય અને તૃતીય સ્થાન માટેની કૃતિઓ પસંદ કરવાનું અમને સોંપેલું તે પ્રમાણે અમે નીચે પ્રમાણેની ત્રણ ક્રમાનુવર્તી કૃતિઓ પસંદ કરી છે.

**પ્રથમ ઇનામ :**

**સુરેશ જોશી** – 'એક ભુલા પડેલા રોમાન્ટિક કવિનું દુઃસ્વપ્ન'

**દ્વિતીય ઇનામ :**

**નિરંજન ભગત** – 'પાત્રો'

**તૃત્તીય ઇનામ :**

**બાલમુકુંદ દવે** – 'ચાંદની'

મજામાં હશો.

લિ. ભવદીય

**વિષ્ણુપ્રસાદ ત્રિવેદી**

**કુંજવિહારી મહેતા**

---

'કવિતા' કવિઓને હૃદયપૂર્વક અભિનંદન આપે છે. નિર્ણાયકો તથા 'જૈન સોશ્યલ ગ્રુપ'નો આભાર માને છે.

– તંત્રી

૧/ સમળી બોલ્લે છે.... □ રમેશ પારેખ

સમળી બોલ્લે છે ચિલ્લીલ્લીલ્લી ....
થાળી વગડાવો કે થઇ છે ઓધાનવતી વાંઝણીભટ્ઠ અમરેલ્લીલ્લીલી....
પહેલા વરસાદનો આ એવો છે ઠાઠ હોય જાણે કે પોતે મેવાડ
માણસને બદલે જ્યાં સૂંઘું ત્યાં મ્હેકમ્હેક મીરાંઓ ખોલતી કમાડ
વરસ્યું છે ઠેઠ મારાં ચંપલમાં સ્વર્ગ: નથી પગમાં ભોંકાતી કોઇ ખીલ્લીલ્લીલ્લી....

અહીંયા રમેશ હતો, ક્યાં ગયો ? અરે.... એ તો કલવરનું રેબઝેબ તૂમડું
ઉજ્જડ બખોલમાં તાજુંતાજું જન્મ્યું છે લાગણીનું બચ્ચું રતૂમડું
તમને પલાળવાનું બહાનું શોધે છે. નામ વિનાની નદીઓ હઠીલીલ્લીલ્લી....

૨/ સમળી બોલ્લે....

સમળી બોલ્લે ચિલ્લીલ્લીલ્લી....
આજ આ મને નહીં મ રી ફૂંકને જુઓ, છે ને (કોઇ ડાળખી જેવી) લીલ્લીલ્લોલ્લી....
ધૂળમાં દોડે ઝરણાં જેવાં છોકરાંઓમાં, આંખ ખોળું ત્યાં ડૂબવા લાગે વાડ
એટલું વ્હાલું માના ચ્હેરા જેટલું વ્હાલું, લાગતું છાણું, ખોરડું, ઠૂંઠું ઝાડ
કાંકરા ફેંકું ? નદીએ દોડું ? ખોરડે ચડું ? સીટીઓ મારું ? ઝાડ ઝંઝેડું ? ખભે આખખા ઘોધને લઉં ઝીલ્લીલ્લી

પકડો, લૂંટી જાય છે મારી આંખનાં રતન હે એ એ..., આ ટાબરાં કે આ સસલાં કે વરસાદ
જળનાં ઢેફાં માર્ય મા, એલા કોણ છો? અંતરિયાળ આ મારી નંદવાણી મરજાદ
પગ ખોવાઇ જાય ને એને ગોતતા હું ખોવાઉં, ને મને ગોતતાં ખોવાઇ જાય આખ્ખી અમરેલ્લીલ્લી....
૩/ સંમળી બોલ્લે....

સમ્મળી બોલ્લે ચિલ્લીલ્લીલ્લી....
ખડિંગ દઇને બ્હાર નીકળી (સન્નાટામાં ગરક ગામના અવાવરા) ઘરમાં ઠોકેલી ખીલ્લીલ્લીલી....
નકશામાં ચીતરી નદીઓમાં વહેવા લાગ્યાં
કે લાગ્યાં વહેવા લાગ્યાં
કે લાગ્યાં વહેવા લાગ્યાં જળ ....
આંગળીઓની સૂકકી ટોચે ઝૂલવા લાગ્યાં
કે લાગ્યાં ઝૂલવા લાગ્યાં
કે લાગ્યાં ઝૂલવા લાગ્યાં ફળ ....
ટપાલથેલા જેવું ગળચટ ગામ, ગામની આંખોનાં પરબીડિયાઓમાં વ્હાલભર્યાં કાગળ....
નહીં કુંડાળું નહીં કમાડું મારગ જાતાં નથી ઊતરતી આડી ઘોઘર બિલ્લીલ્લીલ્લી....

અલ્યા, આ જડભરત હોઠ તો ગીત બની ગ્યા
બની ગ્યા ગીત બની ગ્યા
બની ગ્યા ગીત બની ગ્યા ગીત ....
સપનાં લાવો, કરી બતાવું એને પણ સા –
બતાવું એને પણ સા –
બતાવું એને પણ સાબિત....
કરું સજીવન શુષ્ક ઝાડને, કરું સજીવન મૃત મત્સ્યને, કરું સજીવન ભીંત ....
પાંસળીઓમાં ગાંઠ પાંચમી તડાક્ હળબળ દરિયો દરિયો દ....પટેલની ડેલ્લીલ્લીલ્લી....



મારા પ્રશ્નનો જવાબ નથી.
અમિતાભ બચ્ચનની બેનમૂન અદાકારીમાં
કે પોંગા પંડિતમાં.
મારા પ્રશ્નનો જવાબ નથી
લોકસહાયક ટ્રસ્ટમાં કે વરસાદની આગાહીમાં.
ચાલુ ટ્રેઈને ટેલિવિઝન કાર્યક્રમ જોવાથી
કે ફોર્ડને મારી નાખવાની ધમકી આપનારને પકડવાથી
કે ઋષીકેશ અને બદ્રિનાથના યાત્રામાર્ગમાં હોટેલ બાંધવાથી
હું ખુશ થયો નથી.
સ્વપ્નોને અંકિત કરતું યંત્ર પણ અનુત્તર રહે છે.
અને ઉત્તર નથી મળતો મને
ટેલિવિઝન સેટોને આબકારી જકાતમાંથી મુક્તિ મળવાથી
અને આમ છતાં અમદાવાદમાં પથ્થરના બે મિનારા ઝૂલે છે
સર્વધર્મધુરંધરોની પ્રતિમાઓ અમૃતબિંદુ ઝરે છે
કન્યાઓ ઝીણું ઝીણું ભરતકામ ભરે છે.
શેરડીના કૂચામાંથી કાગળ બનાવવાના પ્લાન્ટો નખાય છે
અને હમણા જ ઊતરેલી, ગરમાગરમ, જલેબી ચખાય છે.
વધુ અભ્યાસ અર્થે કોઇ અમેરિકા જાય છે
અને પારણા કરાવવા કોઈ લીંબુ પાય છે.
વાય છે વાયરાઓ –
અનિરુદ્ધ
અનુત્તર આ મારી કલમ ક્રુદ્ધ
બાવનની બહાર બબડતી બુદ્ધ
શુદ્ધ, અતિશુદ્ધ ઘી ખાવું ગમે
અને હાથ બે અવિરત તિન પત્તી રમે
આ ખોજ શેની શબ્દોમાં ?

આદિપર્વનું અજ્ઞાન અને નિર્વાણની નિરર્થકતા
પછડાય છે મુઠ્ઠી બનીને કૉફીના ટેબલ પર:
કર કરણ ક્રિયા કાર્ય કર્તવ્ય કર્મ કર્માધીન કારક કર્તા
હર્તા મારી જિજ્ઞાસાના મૂલને—

ખડખડાટ હાસ્યના કાચમાં
(આ સાદ્યંત પ્રત્યક્ષપણે ધૂમાગ્નિના સંબંધરૂપે શબ્દરૂપે યુક્તિરૂપે ઉપમાન રૂપે)
કહેવાયેલા સાચમાં
તરડ પડે છે તિર્યક્ પ્રશ્નની
અને બધું તૂટે છે અનપેક્ષિત અવાજ સાથે.

ફૂટી ગયેલા કાચના ભૂકા જેવું મન
સાંભળે છે : સાલ મુબારક :
પણ સળવળતું નથી.

એના આમ ફૂટી જવામાં પણ
મારા પ્રશ્નનો જવાબ નથી.
અનુત્તર અટકીને ઊભી છે-
આ કલમ....
અલમ્

કંદર્પનાં શર કેટલાં? □ (અપભ્રંશ કવિતા)
□ અનુવાદ: હરિવલ્લભ ભાયાણી

નેત્રકમળ ખૂલ્યે બસ બે શર,
ત્રણ શર, જવ પ્રિય તિલક સજે,
કર્ણોત્પલ સજતાં, શરપંચક
કોદંડે કંદર્પ સજે.

## ખુદ કા ન્યાય □ ચિનુ મોદી

કવિતા–૫૧ માં મને ગમતી રચના ચીંધવાનું કામ શરૂ કરતાં 'આદિલ' (ન્યાયી)ની એક ઊર્દૂ પંક્તિ યાદ આવે છે: ખુદ કા ન્યાય તો કર નહિ પાયે નામ રખા હૈ આદિલ.

□

'કવિતા'માંની રચનાઓ વાંચ્યા પછી પયગંબરી વિધાનો આ પ્રમાણે થયાં:

(i)

કેટલાક વખતથી લાગે છે કે ગુજરાતી કવિતા વહેતી અટકી ગઈ છે.

(ii)

સિદ્ધ અને આગંતુક કવિના ચહેરાઓની રેખાઓમાં ભયપ્રદ સરખાપણું લાગી રહ્યું છે.

(iii)

અનુકરણ અને ટેવનાં પરિણામ તે આમાંની ઘણીખરી રચનાઓમાંનાં મૂળ.

(iv)

કાવ્યસ્વરૂપોની મર્યાદા ચીંધવાં ખપ લાગે એવાં ઉદાહરણ – ગીત, ગઝલ, અ - છાંદસ, અને સોનેટસનાં.

ટૂંકમાં, આજે કવિતાની કિંકર્તવ્યમૂઢ નામક અવસ્થા છે. આ સ્થિતિ ફૂસલરહિત થાય તો કશુંક સિદ્ધ થાય.

□

મનસુખલાલથી મુકુલ ચોકસી સુધીની રચનાઓનો આવો પ્રતિ-ભાવ દુઃખ કરે છે, ઈચ્છા કરીને કોઈએ કુકાવ્ય કર્યું નથી અને છતાં સજાગપણું ગાયબ થયું છે, એનો ખટકો રહે છે.

□

શ્યામ સાધુ અને અનિલ જોશીની બબ્બે રચનાઓ છે. અનિલની 'અઘોર યાતના' અને શ્યામની 'મણકા સમી' એ પંક્તિમાંઓથી પ્રારંભાતી રચનાઓ દુઃખદાયક છે. અ-છાંદસમાં 'અઘોર યાતનામાંથી પ્રસવતી/નવજાત સ્વતંત્રતાની આંખ/ ખૂલી ન ખૂલી ત્યાં –' જેવી ખરાબ પંક્તિ અનિલ પાસેથી આવે એ કેવું? કાળે અર્જુન જેવું જ કેની? અને શ્યામ આવો શૅર કહે:

□

નિર્મમપણાની ભીંત ઉપર આવું કૈં લખો,
'આ શૂન્યતાઓ દૂર ખસેડી શકાય છે'

ત્યારે કાવ્યને અકાળ થતું અટકાવવું અઘરું છે – કવિ માટે પણ, એમ જ માનવું રહ્યું.

અનિલની બીજી રચના હાલને તબક્કે થતી અ-છાંદસ રચનાઓનું ગજું ને મર્યાદા બતાવવા સફળ ઉદાહરણ બને એમ છે. 'ભાષા' એ કેટલી બધી અ-છાંદસ રચનાઓના કેન્દ્રમાં છે! લાભશંકરની 'બૂમ' કાગળમાં કોરા' ભાષાની વિફળ-નિર્બળતાને સંદર્ભો, ભાષાની મર્યાદાને જાણ્યા પછી અભિવ્યક્તિ માટે એને જ ખપમાં લેવી પડે છે. કવિ મુઆ છીએ એ માટે – તે અનુભૂતિને અનેકવિધ આયોજનો દ્વારા રજૂ કરેલ છે. અનિલની આ રચના એ ભાવવર્તુળમાં જ ઘૂમતી થોડીક બોલકી, અનુભૂતિના સ્પર્શમાં મોળી પડે છે. લાભશંકર જેટલી અને જેવી અ-નિવાર્યતા આ પ્રકારની રચના માટે અનિલે અનુભવી હોય એવું પ્રતીત થતું નથી. ભાષાનું વિફળપણું – નિર્બળપણું અને છતાં આ કહેવું પડે કવિને ભાષા દ્વારા એ નિયત અફળપણું લાભશંકરને કયારેક મૂગાં કરી દે, અનિલ તો લખશે – બોલશે જ એવી હજી શ્રદ્ધા રહે છે. આ થઈ અનુભૂતિ અંગે વાત, શૂન્યતા મૌન, અંધકારમાં છબછબિયાં કરી, આજની ઘણી બધી અ-છાંદસ રચનાઓ ભાષા સંદર્ભે કબલબલિયાં વગાડયા કરે છે – પ્લીઝ, સ્ટોપ ઈટ. અભિવ્યક્તિના સંદર્ભે પણ અનિલ અહીં પોતાનું અને અન્ય કવિના કરેલા કામનો ઉપયોગ કરતો હોવાથી તાજપ ગાયબ રહે છે. લંગડી છોકરી, મોર પગલાં લાભશંકર અને અનિલની (અનુક્રમે) રચનાઓમાં પહેલાં ય કયાં નથી આવ્યાં? 'વાવાઝોડાની આરતી' એ સૌથી સબળ પંકિત છે – પણ આ રચના તો આટલું ય પ્રત્યાઘાત માટે પ્રેરે છે, અન્ય રચનાઓ વિશે તો –



શ્યામ સાધુની બીજી ગઝલ 'દુ:ખની દીવાલે' આજ સુધીની ગઝલ પરંપરામાંથી દૂર ઊભી હોય, એવો મને ભ્રમ નથી, શ્યામને હજી 'દુ:ખની દીવાલે' એવું બોલકાપણું વળગેલું છે, એ મારી ધ્યાનબહાર પણ નથી, દુ:ખની દીવાલ પર મોર કહી એ અટકી શકતો નથી. મોરને એ 'સમયના' કહેવા જેટલો અશ્રદ્ધ છે ભાષાની શકિત વિશે. ગઝલની આ પહેલી પંકિતને બાદ કરતાં જ આખીય રચનાનું ભાવ વિશ્વ કેટલું સાચ્ચું, કેટલું તાજજું, કેટલું નક્કર અને કેવું કમનીય રીતે વ્યકત થયું છે તે પામી શકાય એમ છે. ગઝલ માટે જરૂરી એવી ભાષાસાદગી અહીં છે જ, (શબ્દો તો એના એ જ છે. અર્થો જુદા હતા'), સાદી ભાષાના શબ્દોસંદર્ભ બદલાતા તાજગીનો અનુભવ કરાવે છે ('દિવસો જ દોસ્ત જેમ અહીં આથમી ગયા') અને તટસ્થ ભાવ-નિરૂપણ પદ્ધતિને કારણે વધતી અનુભૂતિગત તીવ્રતા ('પરબીડિયાની વચ્ચે ઉદાસી ઊગી હશે શબ્દો તો એના એ જ છે, અર્થો જુદા હતા') વધે છે. મને આ અંકની એ ઉત્તમ રચના લાગી છે – અસ્તુ.



A very beautiful line is a very pure elament of poetry

— Valery


તંત્રી : સુરેશ દલાલ

વર્ષ ૯ : અંક ૪ : એપ્રિલ, ૧૯૭૬
સળંગ અંક : ૫૨

રિલ્કેનું ચિત્ર : પી. એમ. બેકર

મુખપૃષ્ઠ સજાવટ : દિનેશ દલાલ


# કવિતા

[ દ્વૈમાસિક ]



---


સૂચનાઓ : વરસમાં છ અંકો દર બે મહિને વીસમી તારીખે પ્રગટ થાય છે. કૃતિ વિષે જવાબ તથા અસ્વીકૃત કૃતિ પાછી મેળવવા માટે ટિકિટ લગાડેલું કવર બીડવું જરૂરી છે.

લવાજમ : દેશમાં રૂપિયા નવ, પરદેશમાં વીસ, છૂટક નકલનો રૂપિયો દોઢ.

પત્રવ્યવહારનું સરનામું : જન્મભૂમિ ભવન, ઘોઘા સ્ટ્રીટ, કોટ, પોસ્ટ બોકસ નં. ૬૨, મુંબઈ-૧

સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક : ધીરુભાઈ દેસાઈ, સ્ટેટ્સ પીપલ પ્રેસ, મુંબઈ-૧

ધી રજીસ્ટ્રેશન ઓફ ન્યુઝ પેપર્સ (સેન્ટ્રલ) રૂલ્સ
૧૯૫૬ અન્વયે "કવિતા" પત્ર અંગેની માહિતી
ફોર્મ નં. ૪ (જુઓ રૂલ્સ નં. ૮)

| | |
|---|---|
| ૧. પ્રકાશનનું સ્થળ | : સ્ટેટ્સ પીપલ પ્રેસ, જન્મભૂમિ ભવન, ઘોઘા સ્ટ્રીટ, મુંબઈ - ૧ |
| ૨. તેના પ્રકાશકનની સામયિકતા | : દ્વિમાસિક |
| ૩. મુદ્રકનું નામ | : ધીરુભાઈ ઝીણાભાઈ દેસાઈ |
| રાષ્ટ્રીયતા | : હિન્દી |
| સરનામું | : મધુ મેન્શન, તેલંગ રોડ, માટુંગા, મુંબઈ ૧૯ |
| ૪. પ્રકાશકનું નામ | : ધીરુભાઈ ઝીણાભાઈ દેસાઈ, |
| રાષ્ટ્રીયતા | : હિન્દી |
| સરનામું | : મધુ મેન્શન, તેલંગ રોડ, માટુંગા, મુંબઈ૧૯ |
| ૫. તંત્રીનું નામ | : ડૉ. સુરેશ દલાલ |
| રાષ્ટ્રીયતા | : હિન્દી |
| સરનામું, | : એસ.એન. ડી. ટી. ક્વાર્ટર્સ, મુંબઈ ૪૦૦ ૦૨૦ |
| ૬. જે વ્યકિતઓ આ અખબારના માલિકો હોય અને કુલ થાપણના એક ટકાથી વધારે થાપણ રોકનારા ભાગીદારો અથવા શેરહોલ્ડર હોય તેમનાં નામ તથા સરનામાં. | સૌરાષ્ટ્ર ટ્રસ્ટ (બોમ્બે પબ્લિક ટ્રસ્ટ એક્ટ, ૧૯૫૦ અન્વયે (રજિસ્ટર્ડ) જન્મભૂમિ ભવન, ઘોઘા સ્ટ્રીટ, કોટ, મુંબઈ ૪૦૦ ૦૦૧ |

હું ધીરુભાઈ ઝીણાભાઈ દેસાઈ, આથી જાહેર કરું છું કે ઉપર આપેલી વિગતો મારી વધુમાં વધુ જાણ અને માન્યતા મુજબ સાચી છે.

તા૦ ૨૦-૪-'૭૬ પ્રકાશકની સહી : ધીરુભાઈ ઝીણાભાઈ દેસાઈ

(ગઝલ)

ખીસ્સાના ઊંડા કાપમાં ચીરાઈ જઉં છું,
રૂમાલ જેમ સાંજના ચોળાઈ જઉં છું.

કડકડતી ટાઢમાં છે તમાકુના ખેતરો
હું સ્હેજ ફૂંક લઉં તો ધુમાડાઈ જઉં છું.

સ્ટ્રાઈકરમાં હોઉં છું તો હું એકાગ્ર હોઉં છું,
પણ કુકરીઓમાં સાવ વિખેરાઈ જઉં છું.

હું સ્ટેજ પર નથી છતાં નક્કી છે મારો રોલ,
પડદો પડે છે ત્યારે હું ઉંચકાઈ જઉં છું.

આંખોની આસપાસ ઊડે છે પતંગિયાં,
પાંપણ મેં પટપટાવું તો રંગાઈ જઉં છું.

વાતાવરણમાં રહું છું તો વાતાવરણની જેમ -
એકઝોસ્ટ-ફેનમાંથી હું ફેંકાઈ જઉં છું.

સ્મરણો ફર્યા કરે છે ઉઘાડા પગે નકાબ
જોડાની લેસથી જ હું બંધાઈ જઉં છું.

— સતીશ નકાબ.

રૂપાંતર □ પન્ના નાયક

શિયાળાની એક ખરબચડી સવારે
ઠરી જતી આંગળીઓથી
પોચા પોચા રૂ જેવા
તાજા જ પડેલા સ્નોમાં
મેં તારું નામ લખ્યું તો ખરું
પણ પછી લુચ્ચો, અદેખો વરસાદ
એને વહી ગયો.
ઘરમાં ઊભી ઘડીભર હું ઉદાસ....
પણ તું માનીશ?
આજે
સુંવાળી વાસંતી સવારે
એ જ જગ્યાએ
લચી પડતાં ડેફોડિલ ઊગી નીકળ્યાં છે.
હવે મારે તારું નામ લખવાની શી જરૂર?

□

ગીત ☐ હરીશ મીનાશ્રુ

કે ભાઇ, હું તો પરપોટે પૂરેલું પાણી....
ભડભડતા દર્પણમાં હોમાતી જાય રોજ
માણસની સુક્કી એંધાણી....
બીડેલા હોઠ મહીં ઝૂર્યા કરે છે એક ઢીંગલીની બોલકણી વેદના
રેબઝેબ ઇચ્છાની કોર્યમોર્ય બેસીને ટીપાં ગણું છું પ્રસ્વેદનાં
હલ્લેસાં પીગળીને દરિયો થૈ જાય
એવી ભ્રમણાની ઘૂઘવતી વાણી....
કે ભાઈ, હું તો પરપોટે પૂરેલું પાણી....
હાથવગી દિશાઓ એકઠી કરું તો હું જ વિખરાતો
પગલાંના તાણમાં
વર્તુળે ઘૂમરાતી જાય મારી વારતા સ્થિતિના મક્કમ ખેંચાણમાં
જીવતર-આખ્ખું છે હાથવેંતમાં એ
ઘટનાથી આંગળીઓ સાવ રે અજાણી....
કે ભાઈ, હું તો પરપોટે પૂરેલું પાણી....

☐

બુદ્ધિજીવીઓને ☐ મંગળ રાઠોડ

પ્રત્યેક
દીવાસળી
એક ક્રાંતિ હતી.
જેને સળગાવીને
વ્યાખ્યાઓના ધુમાડા
છોડતા રહ્યા બુદ્ધિજીવીઓ !

ગરમાળો ☐ જયંત પાઠક

મારા ઘર સામે ઊભો છે એક ગરમાળો;
એનાં બધાં પાન ખરી ગયાં છે
પીળાં પીળાં ફૂલનાં ઝુમ્મરમાં
ઝગમગ ઝગમગ બધી ડાળો
જાણે એણે
આ કંઠ પીધો હોય ને ઉનાળો!
ખૂંપમાં શોભતો વરરાજા રઢિયાળો!
સવારે બારણાં ઉઘાડું છું.
ને આંખોને વાગે છે
છાલક સુરભિત તડકાની
—અહો શીતળતા ભડભડતા એક ભડકાની!
ગીતની ભમરાળી લયગતિમાં
ઊડતો ઊડતો આવે છે એ
ઠેઠ મારા કાન સુધી
ને રાતે જ્યારે
પવન નીકળે છે ત્યારે
એ મારા ભણી એવો તો ઝૂકે છે—
જાણે મારામાંથી ઊગી નીકળવા ન કરતી હોય
પીળાં પીળાં તડકાળુ ફૂલની ઝુમ્મર-ડાળો!
મારા ઘર સામે હરતો ફરતો ગરમાળો.
☐

ચાર કાવ્યો ☐ શિવ પંડ્યા

૧

નવજાત વર્ષનું પહેલું કિરણ ફૂટતાં જ
ઊછળતા ઉદધિની તરંગિતામાં
કાળમીંઢ પથ્થર પર ફંગોળાયેલ મોજાંમાંથી
ફેલાઇ રહેલાં ફીણુ ફેડીને-ડોકાઇ રહેલો
કોણુ છે તે ?
કરચલો કે કર્કરાશિનો સૂર્ય ?

૨

આ
વાતાયન ખોલો
ને
પાનખરની હતાશાને
હડસેલો
હમણાં જ
આમ્રકુંજનાં
પ્રત્યેક નવપલ્લવિત પર્ણુ
વાસતી સ્વરલિપિકાથી
અંકાયેલાં જ જન્મશે
અને
સંગીતજ્ઞ કોકિલા
હમણાં જ તેને
આદ્યંત
સ્વરબદ્ધ આલાપશે.
આ
વાતાયન ખોલો
હમણાં જ....

૩

ઉપર
આ
કાળમીંઢ પથ્થર
ધરાતલમાં
નીચે છે
નાનકડું
બીજ.
ધાર્યું કે ફંગોળું અધ્ધર
અતલમાંથી
ફૂટી છે
મારકણી
ખીજ.
હળવેથી એણે ઉપાડીને પથ્થરને ફેંકી દીધો છે ક્યાંક ભોમમાં....
વેરાગી વૃક્ષ
એવું
ફૂલ્યું ફાલ્યું
કે
એની
ડાળીઓ અડી છે જઈ વ્યોમમાં...
ઉપર
આ....

૪

બે હાથ પ્રસારી ઊભો છું
આકાશ !
મૂળ વિનાના વૃક્ષ જેવો
તારી સામે.

જમીનમાં ઊંડે ઊતરતા નગરમાં
નગરની ઊતરતી સંસ્કૃતિને ડોકતો
જોયા કરું ટગર ટગર - મારા કેલિપર્સથી બાંધેલા પગ
સૂક્કાં ભઠ ટેરવાંથી ફૂટી—અટકેલા નખ
જોયા કરું - પવનમાં પીંખાતા.
વાગે નહોર મારા શ્વાસને
શ્વાસ છુપાવે એનો નખક્ષત ચહેરો
નખને કોણે લોહિયાળ નેઈલ પોલિશથી ચમકાવ્યા?
કોણે હેર સ્પ્રેઅરથી વાળનાં ઊડતાં પંખીને અટકાવ્યાં?
કાંધ પર કોણે ડામ દીધો સૂર્યનો?
કોણે ઉતારી છાલ-છૂંદણાંથી છૂંદયું નામ આ અનામીનું?
પગ પાસેથી વાળ્યું કોણે વહેણ?
ખડખડ બોલતા ખરી ગયેલા શબ્દોનાં પર્ણોમાંથી
સર સર સરી જતો સમયનો સર્પ
ડંખી ગયો મારા પગમાં
નીલવર્ણું બની ગયું મંન
છતાં....
આકાશ!
ઊભો છું - મૂળ વિનાના વૃક્ષ જેવો
તારી સામે.



સમય ☐ પન્ના નાયક

સમય છેડતી કરે છે
મારી સાથે
ના, એને સહજ એવા
અત્યાચાર, બળાત્કાર....
હું ધૂંધવાઉં છું.
હું એને પકડાવી દઈશ....
હું ન્યાય માગીશ....
એના પર કેસ ચાલશે
એને ભારે સજા થશે
અને હાથકડીમાં જપ્ત
એનું મ્હોં શરમથી નીચું પડી જશે
જ્યારે જેલમાં જશે....
ના, ના, એ હંમેશાં ભાગેડું છે
હજી સુધી તો પકડાયો નથી એ કોઈથી!

☐

ગઝલ ☐ (મત્લા વગરની ગઝલ) ☐ મનહરલાલ ચોકસી

ચારે એકલતાની ભીંતો ગોઠવી,
ને પછી હું એને મારું ઘર કહું.

ચોર પગલે શૂન્યતા ઊગી ગઈ,
આ હૃદયને દર્દનું ખેતર કહું.

સંભવોની ટોચ દેખાતી નથી.
શી રીતે ધણકારનું ભીતર કહું?

પાંચ ક્ષણમાં જાગતી આશા અને
પાંચ ક્ષણમાં કોઈને ઈશ્વર કહું!

લાગણીના શ્વાસ પણ છૂટી ગયા,
એ કફનને કેમ પાનેતર કહું!

હું ઘણી વેળા નથી ગમતો મને
હું મને પણ શી રીતે 'મનહર' કહું!

આ બે બકરીનાં બચ્ચાં છે:
એક સાદું, રાખોડી છે,
તો બીજું રાખોડી નથી, ધોળું યે નથી,
કાળું પણ નથી,
બંને મળીને એક બાળપણનો રંગ.

સામે પેલી હંમેશની જ બારી છે:
તેમાં કોઈ ઊભું નથી,
તેમાંથી કોઈ જોતું નથી,
તેની પર પડદો પણ નથી,
ઘરમાં કોઈક બારી પાસે ઊભું રહેનારું ફરતું હશે,
ગંમત જ છે આ બારી એટલે.

આ હવે ડુંગર આવ્યો:
તેની આગળ–પાછળ કોણ હશે? કેવું હશે?
કેવું નહીં હોય? કોઈ ઘાસલ હશે,
અને પવન પણ ઘાસલ, સૂસવતો.

ડુંગર ઊતરી જઈએ. ગયા.
પેલું બારીવાળું ઘર ખૂબ ખૂબ પાછળ રહી ગયું,
પાછળ રસ્તો છે,
આગળ પણ રસ્તો છે,
વળાંક પર ઝાડ પણ છે, ઉપર પક્ષીબક્ષી છે:
અનેક નથી, બેચાર બેચાર છે.
કેટલાંક થોડાં ભીનાં છે, કેટલાંક ભીનાં સૂકાં છે,
કેટલાંક અંદર અંદરથી સુક્કાં જ છે.
ઝાડે કોનો વળાંક ઘૂંટયો છે કોણ જાણે!

જેણે ડુંગરને શિસ્ત શીખવી તેણે જ તો
ઝાડને વળાંક આપ્યો નહીં હોય ને ઘૂંટવા?

આ વળી એક બુઢ્ઢો :
આ તો સાચે જ બુઢિયો છે,
પાકીબાકી ગયેલો નથી,
એકદમ સીધેસીધો બુઢ્ઢો જ થતો ગયો છે;
મેં પૂછ્યું, "ક્યાં ચાલ્યા?"
તે બોલ્યો, "મસાણમાં." "જા બાપડા," મેં કહ્યું.
તે વળાંક પર ગયો અને દેખાતો બંધ થયો:
મરનારો વળાંક પર જાય નહીં એમ મને લાગે છે.

આ શહેર આવ્યું:
આ બહુ મોટું શહેર છે,
અહીં ઘણી બધી સુંદર સ્ત્રીઓ ફરે છે.
અમારા ગામની નદીમાં
આમ જ હોડીઓ ફરે છે;
જ્યાં ઘણી બધી સ્ત્રીઓ ફરે છે તે શહેર
અને હોડીઓ ફરે છે તે ગામ કે ગામડું.
અહીં સ્ત્રીઓ ફરે તેથી શું થયું?
આ શહેર હોય તેથી શું થયું?
આપણે બંને જોઈએ—શહેર અને સ્ત્રીઓ.

આ કોણ?
એ આકાશ તરફ મોં કરીને એકલો જ શું જુએ છે?
આપણે જઈએ, ગયા
તેની બાજુમાં તેને ખબર ન પડે તેમ ઊભા રહ્યા,
પછી એક એક કરીને ઘણા આવ્યા,
આકાશ તરફ મોં કરી ઊભા રહ્યા,

પછી તે પહેલો આકાશ તરફ જોનારો
ખીખી કરીને હસ્યો અને ચ.લ્યો ગયો,
પછી બધા ચાલ્યા ગયા, પણ કોઈ હસ્યું નહી,
હું એકલો ઊભો રહ્યો ઉપર જોતો
આપણે

આ બંને કોણ?
અને તેઓ આવે વખતે પુલ નીચે કેમ ગયા?
આપણે ય જઈએ. ગયા, અમે હવે ચાર જણ:
તેઓ બને, હું અને અંધકાર.
પહેલાએ ટંબલર આગળ કર્યું,
બીજાએ તેમાં દારૂની બાટલી રેડી,
પહેલાએ ટંબલર મારી તરફ ધર્યું,
પછી બીજાએ છરો બહાર કાઢયો,
મને દેખાડયો,
બીજાએ આખું ટંબલર દારૂ પી નાખ્યો,
હું એકદમ દોડતો ભાગ્યો. અમે ભાગેડુ.
તેઓ ત્રણ: તેઓ બંને અને અંધકાર.

હવે ક્યાં જવું?
દરિયાકાંઠે. ગયા. ત્યાં બાંકડો હતો.
બાંકડાની પીઠ પર લખ્યું હતું:
"શ્રીયુત ફણસેકરે આ બાંકડો ચિ. સ્વર્ગવાસી
ઇન્દુની સ્મૃતિપ્રીત્યર્થે બંધાવ્યો. ૧૯-૧૨-૫૯"
મેં વાંચ્યું. ફરી ફરીને વાંચ્યું.
પથ્થરના બાંકડા પર બેઠો નહીં, દરિયાકાંઠે ગયો.
અને સૂસવાતા પવન પર
મેં મારું શરીર કપડાંની જેમ પકડયું,

પછી હું ગણગણ્યો "આ કોઈ ફ્રણસેકરની ઈંટ
તે બાળપણમાં મરી ગઈ તેની સ્મૃતિને
હું પણ નમસ્કાર કરું છું" મેં નમસ્કાર કર્યા.
દરિયો ગર્જન કરતો હતો.
પવન સૂસવાતો ફૂંકાતો હતો.
હું ઊભો હતો.



આરતી પ્રભુને યકૃતની બીમારીમાં ચિંતાજનક તબિયતને કારણે કે. ઈ. એમ. હૉસ્પિટલમાં દાખલ કર્યા. ઘણો વખત બેશુદ્ધ રહ્યા પછી ચાર દિવસ શુદ્ધિમાં રહ્યા, ત્યારે તેમની દેખભાળ કરનાર ડૉ. દ. બા. દેવળે તેમને મન પ્રસન્ન રાખવા માટે કવિતા લખવાનો આગ્રહ કર્યો, ત્યારે કવિ આ પંક્તિઓ ગુંજ્યા :

આખરના વળાંક પર આજે
મંદ સુગંધી તોરો
થાકેલા પગ સહજ ઊઠે
ને સકલ પ્રવાસ સરી રહે મોરો.

તા. ૨૧-૪-'૭૬



□ જયંતી જડિયા

હું વૃક્ષનાં મરી ગયેલાં વર્ષોને
બાયનોક્યુલરની મદદથી જોઉં છું:
કાળો ભઠ્ઠ અંધકાર લેન્સની આસપાસ
ઉભરાય છે.
એકાદ ઘરડો આગિયોય નજરે નથી ચઢતો
આસપાસ ક્યાંય !
આકાશ હસે છે
મારા બાયનોક્યુલરના લેન્સની નીચે
કાળો કાગળ તો નહીં લગાડ્યો હોય કોઈએ ?
કોણે ?

□ હરીન્દ્ર દવે

મને રથમાંથી નીચે ઉતાર્યાં વિના શ્યામ,
તમે ઊતર્યા ને આગ કેવી લાગી, હો રામ!
બાણની પથારી મને આપી જો હોત
મારી વેદનાને દુનિયા પણ જોત.
કુરુઓના શરથી વીંધાયો હોત,
ઓઢત એ બાંધવોના હેત કેરું પોત
મારી આરતને પૂરી પ્રજળાવ્યા વિના શ્યામ,
તમે ઊતર્યા ને આગ કેવી લાગી હો રામ!
રથનાં પૈડાંની રાખ ચકરાતી આલે
ને ધ્વજ જો લહેરાય થઈ જ્વાલા,
ભડભડ જળે છે થઇ તણખા શણગાર
જાણે ફૂટે છે મોતીઓની માળા,
મને અગનીની ઓળખ કરાવ્યા વિના શ્યામ,
તમે ઊતર્યા ને આગ કેવી લાગી, હો રામ!

□

ગઝલ □ અમૃત ઘાયલ

ડગલે પગલે માયા જેવું,
જલપર તરતી છાયા જેવું.
કૌતુક કૌતુક કેવળ કૌતુક
કણ કણ ખુલ્લી કાયા જેવું
પાંપણ નામે ગામને પાદર
બંધાયું છે માયા જેવું.
રાત આખી આ દીવા સંમુખ,
ઝૂરે છે ઓછાયા જેવું.
શ્વાસે શ્વાસે સ્મરણ ઘૂંટાતું,
લાગે વેણું વાયા જેવું.
તું મલકે તો મન મ્હેંકે છે;
શુદ્ધ અન્તરના ફાયા જેવું
પાકું તો યે આપણું મળવું
ડગમગ ડગમગ પાયા જેવું.
આપણું આ હોવું યે જાણે,
પાણીમાં પડછાયા જેવું.
ગઝલોનું ઘેલુંપણ 'ઘાયલ'
ઝોડ ઝપટ ને છાયા જેવું

□

તું એટલે તું □ રમેશ પારેખ

તારી ચૂંટી ખણીને જગાડવાની ટેવ...
પોપચાંમાં નીંદરથી ચિતરાતું ભલું મારું સપનું બગાડવાની ટેવ
હું તો કાગડાથી બીઉં છું ને એટલે જ
અરે, એટલે જ...
તને કાગડાઓ પાળવાનો શોખ થાય
તને કાગડાઓ પાળવાનો શોખ થાય
તને કાગડાઓ પાળવાન્નો...
હું મારાં ટેરવાંને કોયલ કરું ને તને આંબો સંતાડવાની ટેવ
–ને પવન એમ સોંસરવો વાય કે
એમ વાય કે–
આખું જંગલ થઈ ગયું એક વાંસળી
આખું જંગલ થઈ ગયું એક વાંસળી
આખું જંગલ થઈ ગયું...અરે,
આ મારે પાણીનું ટીપું યે ભાર તને દરિયો ઉડાડવાની ટેવ
□

વરસાદનું ગીત □ રમેશ પારેખ

રવજી મોહન નામનો ખેડૂત નેજવું કરી ઓણ એનાં
છત્રીસ ચોમાસાં સામટાં જુવે
હાથમાં સુક્કો કોસ ને છાતી ઠલવાતી ઠલવાતી ઠરી રેચ ખાલીખમ કૂવે
ભણકારાની ડમરી ચડે ખખડે પવન વરસે ક્યારેક ઘાસની સૂકી સળી
ખીજડા તળે છાંયડાનું ખાબોચિયું જરી તણકે અને લૂમાં જતું બળી
ફાટી આંખે આખ્ખું ખેતર નીરખે પેલો પલળેલા
ચાસટિયા જેવો રવજી મોહન ચૂવે
જેટલા દાણા જેટલાં ડૂંડાં એટલાં પંખી એટલી ચાંચો
આંખની ભીંત્યું ઠોલે
જેટલી ચાંચો એટલા હાથે એટલા ઝાંપા પરદાદાઓ રવજીમાંથી ખોલે
બેઉ આંખોમાં એટલા ઊંડા ચાસ કે મોહનસૂત પોતાની
આંધળી ત્રીજી આંખને કાંઠે રુવે

સેવ્યાં તો સરસ્વતી
ને પામ્યો શાં શાં ફળ?

ફોટા લીધા પળપળના
ને કીધું આલ્બમ એક
આલ્બમને પ્હેલે પાને હાથી
ને છેલ્લે પાને સાથિયો
ને વચ્ચે ગુડ્ઝ ટ્રેનના
ભરચક ભરચક ડબ્બા
સિગ્નલ મળે તો અકસ્માત
ને નહિતર સરસત મોરી માત.

સરસતી, સરસતી, સરસતી
શ્વેત વસ્ત્ર સોહાય
હંસ મરે વરસો થયાં
ને મોર ટહુકયે જાય
ટહુકાથી વન ઊભર્યાં
ને લીલો પડયો દુકાળ
નાથી નદીઓ નાસતી
તોડી ફોડી પાળ.

પાળ તૂટયે પાણી વહ્યાં
ને તાણ્યાં
પતરાળાં પડિયા
ને મારો ઓઠ સુધી પ્હોંચેલો જમણો હાથ
દક્ષિણકર વીણા ધરે
તે, દે તું કયાંથી સ્હાય?
અરેરે, મેં તો સેવ્યાં સરસ્વતી

ને પામ્યો શાં શાં ફળ?

ઢાળ વગર ઢળતો રહ્યો
ને મેળ વગર મેળાપ
ઓ મા, તું તો કુંવારકા
ત્યાં ક્યાં ગોતું હું બાપ?

બાપ હોત તો
મૂછે લીંબુ ઠારી
વટ હુકમ જેવો સન્નાટો ફેલાવી દેત
બાપ હોત તો
મારો રથ છેલ્લી ઘડીએ ભોંયમાં
ખૂંપવા ના દેત...
બાપ હોત તો
આંધળો પાટો રમતાં રમતાં
કૂવામાંય પડત
બાપના કૂવામાં ડૂબીય મરત
પણ, વરત કપાયો હું છું કોશ
મા, હું તારો નમણો દોષ.
ખીલે બાંધ્યાં વાછરડાં
ને આંચળ ઊભરી ગાય
હું આવું પણ કેમ કરી, તું કહેને
સરસત માય?

પ્રિય સુરેશભાઈ,

'કવિતા'ના એપ્રિલ '૭૬ના અંકની વિશિષ્ટ કૃતિ કઈ તે જણાવવાનું તમે કહ્યું હતું તે માટે લાભશંકર ઠાકરની કવિતા 'મારા પ્રશ્નનો જવાબ નથી' સૂચવું છું.

ગાંધીયુગની કવિતાએ સ્વતંત્રતાની ઝંખના અને ભૌતિક દુ:ખદર્દની વાત કેન્દ્રમાં રાખી હતી. આજે સ્વતંત્રતા અને ભૌતિક સુખસગવડની વચ્ચે માનવીનું મન જે વિસંવાદ અને છિન્નભિન્નતા અનુભવે છે તેની વાત વારંવાર કવિતામાં થતી રહે છે. સંસ્કૃતિની આ વ્યથાની અનુભૂતિનું કાવ્યમાં આયોજન કરવું એ જાણે કે કવિકર્મ બની રહ્યું છે.

લાભશંકર ઠાકરને આ કૃતિમાં કલાની કરામત કરવાની બહુ જરૂર પડી નથી, સીધા અને સ્પષ્ટ કથનને કવન બનાવી દેનારાં તત્ત્વો આ કાવ્યમાં છે જે કાવ્યનો આસ્વાદ બની રહે છે.

સામાજીકરણ એટલી બધી હદે વધી ગયું છે કે વ્યકિતને સુખસંતોષ મળી જ રહેવાં જોઈએ એવા આદેશ કે દાવાની સામે આ કાવ્ય અવાજ ઉઠાવે છે. રંજનની અનેક સામગ્રી, સહાયભૂત થઈ પડતી અનેક યોજનાઓ, છાપામાં પ્રચાર માટે શોભે એવી અનેક સિદ્ધિઓ હોવા છતાં 'હું ખુશ થયો નથી' એમ કવિ કહે છે ને વળી પાછી બીજી સામગ્રીઓ યાદ કરે છે પરંતુ આ વિપુલતાની પોકળતા કે નિરર્થકતા સમજાઈ જાય છે. મારા પ્રશ્નનો જવાબ નથી કહેનાર કવિ પ્રશ્ન કયો છે તે કહેતા નથી પરંતુ ઉત્તર નથી એ વાત પર ભાર મૂકી મૂકી પ્રશ્નને વ્યંજિત કરે છે. સંવેદનનો વિસ્તાર નથી, બોધકતા, ઉપહાસ કે વ્યાકુળતા પણ નથી.

"મારા પ્રશ્નનો જવાબ નથી.

અનુત્તર અટકીને ઊભી છે-

આ કલમ... ... ...

અલમ્"

કહી કવિ અટકી જાય છે ને સંવેદન ઘન બની રહે છે. છંદ કે ગદ્યથી સ્વતંત્ર એવો કવિએ યોજેલો લય એમાં સહાયક બને છે.

કુશળ હશો,

મુંબઈ
૧૬-૫-'૭૬.

લિ. ભૂપેન્દ્ર ઉપાધ્યાય

## કાવ્ય તથા કાવ્યવિષયક સંગ્રહોની પરિચયાત્મક લેખશ્રેણી

### સૂર્યોપનિષદ : હરીન્દ્ર દવે

[આ. ૧, ૧૯૭૫; પૃ.: ૧૦૪; મૂલ્ય : રૂ. ૧૨-૫૦; વોરા.]

"સૂર્યોપનિષદ" માં હરીન્દ્રની કવિતાનાં સાતત્ય અને વિકાસનું સુભગ દર્શન થાય છે. એમાં ગીતોની નિર્વ્યાજ મધુર સંવેદના, છાંદસ અને અછાંદસ કાવ્યોમાં ઊર્મિ-રસિત ચિન્તનનું ઓજસ તથા ગઝલોમાં સહજ સચોટતાની અનુભૂતિ પ્રાપ્ત થાય છે.

કવિએ પ્રસ્તાવનામાં કરેલા એક વિધાનને જરા ફેરવીને મૂકીએ તો નિ:સંકોચ કહી શકાય કે કવિતા એ જ એમની પ્રથમ અને પરમ નિસ્બત છે; પછી એ ભલે એમની પાસે કોઈ પણ પ્રકારે પ્રાચીન કે અર્વાચીન સ્વરૂપે આવે! કવિની પ્રતિભા એને પોતીકાં કરી શકે એવી ક્ષમતા ધરાવે છે; અને પોતાના ભાવવિશ્વના આપણને સહભાગી કરે છે.

કવિનો પ્રેમ અને પ્રભુ, જીવન અને મૃત્યુ, કાળ અને કાવ્ય પ્રત્યેનો અભિગમ આ સંગ્રહની ક્યારેક ભિન્ન ભિન્ન કૃતિઓમાં તો કયારેક 'સૂર્યોપનિષદ' જેવી કેટલીક અન્ય કૃતિઓમાં એક સાથે પ્રકટ થતો દેખાય છે — કાવ્ય રૂપે! કોઈ કોઈ વાર તો આ ત્રણેય-માંનું કોઈ પણ એક દ્વંદ્વ અન્ય એક કે બેનું પર્યાય પણ બની રહે છે.

શબ્દબ્રહ્મનો સૂર્ય કવિનાં કેટલાંક સુદીર્ઘ કાવ્યોમાં જણાતાં કોઈ કોઈ પુનરાવર્તીત ભાવાલેખનોને કે કેટલીક પાંખી કૃતિઓને ઓગાળી નાખે તે પછી પણ આપણને કાવ્યનું સઘન સુવર્ણ પ્રાપ્ત થશે જ એવી શ્રદ્ધા આ કાવ્યસંગ્રહ આપણામાં પૂર્ણપણે પ્રકટાવી જાય છે.



### પરિપ્રશ્ન : યશવંત ત્રિવેદી

[આ. ૧, ૧૯૭૫; પૃ.: ૮૦; મૂલ્ય : રૂ. ૧૫-૦૦, આર. આર. શેઠ.]

આ કાવ્ય સંગ્રહના નામકરણને ઉચિત ઠેરવે એવી એની લગભગ પ્રત્યેક કૃતિનો વિષય છે: પરિપ્રશ્ન. વ્યક્તિ અને એના સંદર્ભમાં સમષ્ટિના પ્રશ્નોમાંથી ઉત્પન્ન થતી એ સંકુલ પરિસ્થિતિને કવિએ કયારેક સ્પષ્ટતાથી તો કયારેક પ્રચ્છન્નતાથી પ્રકટ કરી છે.

યશવંત પોતાની કાવ્યનિર્મિતિનાં ઓજારોથી સભાન છે. એમણે વ્યક્તિની સાંપ્રત પીડાને વૈશ્વિક પરિમાણ અર્પવા પ્રાચીન પૂર્વ અને પશ્ચિમથી માંડીને અત્યાધુનિક જગ-

તના સંદર્ભમાં આલેખી છે– કોઈ કોઈ વાર તો એનો અતિરેક ખૂંચે એટલી હદે! પરંતુ, એને સાહજિકતાથી પ્રકટાવવાની કલા પણ કવિ પાસે છે. એનાં હૃદ્ય પરિણામો, સવિશેષ તો, એમનાં કેટલાંક મીતા-કાવ્યોમાં અને ગીતોમાં મળી આવે છે. એમના ગદ્ય-કાવ્યોના પ્રયોગો પણ અહીં આગવો ઉલ્લેખ માગી લે છે.

ઉત્કટ ભાવાવેશ આ સંગ્રહનું એક આગવું લક્ષણ છે. એને પ્રકટાવતો શબ્દ જ્યારે રસાનુભૂતિ કરાવે છે ત્યારે એનું પરિણામ કાવ્યાનુભૂતિની સન્‌રસ ક્ષણો અર્પે છે. શબ્દની સાથે કવિને સારી એવી દોસ્તી છે, લયની જેમ. એટલે એ ઘણીયે વાર અજાણ્યા જણાતા શબ્દ અને લયને પણ ભાવકના આત્મીય બનાવી શકે છે, એનાં ઉત્તરોત્તર વધુ સુંદર પરિણામો એમના કવિકર્મ દ્વારા આપણને મળતાં રહો!



અંતરીક્ષ: જયન્ત પાઠક (શ્રી વિષ્ણુપ્રસાદ ત્રિવેદીની પ્રસ્તાવના સહિત)

[આ. ૧, ૧૯૭૫; પૃ.: ૧૧ + ૮૦: મૂલ્ય: રૂ. ૭-૫૦; વોરા.]

જયન્ત પાઠકના 'અંતરિક્ષ'માં વતનની માટીની, ધરતીની, ફોરમ છે. એ ફોરમ એમની પાસે પોતાનું શિશુકાલીન ભાવજગત અર્વાચીન સંવેદનોના સંદર્ભમાં કાવ્ય-રૂપે પ્રતિષ્ઠિત કરે છે. આજના કવિને આધુનિક સંસ્કૃતિની વિષમતા કઠે છે. પણ એનું આલેખન આ કવિ તારસ્વરે કરતા નથી. પોતાના પૂર્વપરિચિત વિશ્વને બદલાઈ ગયેલું જોવાથી એક ભર્યો ભર્યો વિષાદ એમાં તો પ્રધાનપણે આલેખાયો છે. ગઈ કાલનો અને આજનો વિસંવાદ એમાં ભાવકના અંતરતમને હલમલાવી જાય એ રીતે કાવ્ય થઈને પ્રકટે છે.

એમનાં પ્રણયકાવ્યોમાં પણ એવો વિષાદ છે; પણ, સાથે સાથે યૌવનસહજ માૈગ્ધ્ય, ઉલ્લાસ તથા રત્યાવેગને પણ એઓ એટલી જ ક્ષમતાથી ઉદ્‌ગારી શક્યા છે–છાંદસ, અછાંદસ અને ગીત રચનાઓમાં.

પ્રસાદગુણ એમની કવિતાનું વહાલું લાગે એવું લક્ષણ છે. સંદર્ભોના જટાજૂટમાં નથી એઓ અટવાતા કે નથી ભાવકને અટવાવતા. આપોઆપ જો એ કાવ્યમાં સ્થાન પામે તો ભયોભયો! એમનાં કેટલાંક મનોરમ ગત્યાત્મક શબ્દચિત્રો અને ભાવપ્રતીકો એનાં નોંધપાત્ર ઉદાહરણો છે.

'અંતરીક્ષ'ની કેટલીક રચનાઓ કદાચ ભૂલી જવાય તોયે શેષ રહેલી એની મોટા ભાગની કૃતિઓ કાવ્યાનન્દની કેટલીક અવિસ્મરણીય પળોનો અનુભવ તો આપણને કરાવી જ જાય છે.

વિષ્ણુભાઈની માર્મિક કાવ્યદૃષ્ટિ આ કાવ્યોના ભાવનમાં અમૂલ્ય સહાય અર્પે છે.

સહવાસ : વેણીભાઈ પુરોહિત-બાલ મુકુન્દ દવે. સંપાદક : સુરેશ દલાલ. [આ. ૧, ૧૯૭૬ પૃ. : ૩૦ + ૧૫૯; મૂલ્ય : રૂા. ૧૫-૦૦; સોમૈયા.]

આપણા લબ્ધપ્રતિષ્ઠ કવિઓની કૃતિઓનું સમયે સમયે પુનર્ભાવન અને પુનર્મૂલ્યાંકન કરવાની ઈષ્ટ પ્રવૃત્તિને વેગવાન બનાવવાની એક રીત એમનાં કાવ્યોનું સંપાદન કરવાની પણ થઈ છે. પરંતુ, માત્ર સંપાદનથી જ એ કાર્ય પૂરેપૂરું સિદ્ધ થતું નથી. એ વિશે એક અભ્યાસપૂર્ણ પ્રસ્તાવના પણ એમાં આવશ્યક ગણાવી જોઈએ.

સુરેશ દલાલ સંપાદિત સુન્દરમ્ અને ઉમાશંકર કૃત સોનેટસંગ્રહ 'સમન્વય' પછી એને પગલે પગલે આવતો 'સહવાસ' પણ એ દિશામાં, એમને હાથે થયેલો, એક બીજો સ્તુત્ય પ્રયાસ છે.

'સહવાસ'ના કવિયુગ્મ વેણીભાઈ અને બાલમુકુન્દની કવિતાથી ગુજરાતનો કાવ્યરસિક વર્ગ અજાણ નથી. એમની લગભગ બધી જ પ્રતિનિધિ રૂપ ઉત્તમ કવિતાઓ આ સંપાદનમાં પ્રાપ્ત થાય છે. એ રીતે એના પુનર્ભાવનના લાભ ઉપરાંત સંપાદકની આ બન્ને કવિઓના કવિકર્મને પ્રકટ કરતી અભ્યાસપૂત તુલનાત્મક સમીક્ષા કરતી પ્રસ્તાવના પણ પ્રાપ્ત થાય છે. એની પશ્ચાદ્ભૂમાં એમના સર્જનની સિદ્ધિ- મર્યાદાઓની અલગ અલગ કરવામાં આવેલી વિવેચના પણ અલબત્ત, છે જ. એમ કરતાં સંપાદકે કાવ્યપદાર્થ, લોકપ્રિયતા અને ઉત્તમ કવિતા જેવા મુદ્દાઓ વિશે કરેલી પ્રસંગોપાત્ત તાત્ત્વિક ચર્ચા-વિચારણા કે આ પ્રથિતયશ કવિઓ વિશે પૂરતાં ઉચિત ઉદાહરણોથી સમર્થિત કરેલાં વિધાનો શ્રદ્ધેય બની રહે છે. આ સંપાદન એથી સવિશેષ મહત્ત્વ પ્રાપ્ત કરે છે.

આજે નદી સાવ ઉદાસ હતી □ કેદારનાથ અગ્રવાલ □ માલિની શ્રોફ

(હિંદી કવિતા)

આજે નદી સાવ ઉદાસ હતી
સૂતી'તી પોતાના પાણીમાં
એના દર્પણ પર
વાદળનું વસ્ત્ર પડ્યું હતું.
મેં એને જગાડી નહીં
ધીમે પગલે ઘરે પાછો ફર્યો.



શી પ્રાપ્તિ કરી? □ (સંસ્કૃત કવિતા) કવિ ધર્મકીર્તિ

□ અનુવાદ : હરિવલ્લભ ભાયાણી

સહ્યો શ્રમ સ્વયં,
ગણ્યો વ્યય ન દ્રવ્ય-લાવણ્યનો;
વિનષ્ટ સુખ, ભ્રાંતચિત્ત બની કૈંક રઝળ્યા જનો;
મળ્યો ન અનુરૂપ કો વર-બીચારી આ યે જળી :
નઠોર વિધિ! તન્વીને નિરમીને શી પ્રાપ્તિ કરી!

## હીંચકો ઝૂલ્યા કરે છે □ આરતી પ્રભુ □ અનુ. દીપક મહેતા

પવનની થપાટે થપાટે
આ તીણી ચીસ સંભળાય છે,
અને બધી જ લેણાદેણી
એકાદ શોકગીતમાંના ચેકી નાખેલા શબ્દની જેમ
થઈ જાય છે પરાધીન, ગતિહીન.

હું કોણુ છું?
હું કોણ હતો?
મને શું જોઈએ છે?
હું શા માટે જન્મ્યો?
અને મરવા જેટલો હું મોટો થયો છું કે?

આ પાંચ યક્ષપ્રશ્નો પંચેન્દ્રિયોમાં ઘૂમે છે ત્યારે
ખૂણેખાંચરેથી ય ઘંટ રણકી ઊઠે છે,
આ જાણવા જેટલી આપણી એક ઉમ્મર
તે તો પ્રૌઢ થઈ જ નહીં બધું જાણવા છતાં
અને અર્થને અનર્થની વચ્ચે જ ક્યાંક
એક ખાલી હીંચકો ઝૂલ્યા કરે છે

અને યમના ઘરના શ્વાન હૂઠવો મૂકી રડે છે,
પ્રશ્ન પૂછે છે તે સુદ્ધાં યમરાજને જ.

□

## એક કાવ્ય □ મંગળ રાઠોડ

હવે તો મને
પંખીની આંખ પણ દેખાતી નથી....

અવિસ્મૃત પત્નીને □ મણિલાલ પટેલ

દીવાલો જાણે છે બધું જ !
તમે મને પથ્થર કહ્યો, ને
હું જળ સમો ઓગળવા–ઓસરવા લાગ્યો....
હજીય તમને યાદ કરું છું ને મને ફૂટે છે કૂંપળ
ટેરવાંમાં ઊગે છે કમળ.
તમે હતાં ત્યારે તો દીવાલોય વાત કરતી....
સૂકાભઠ્ઠ તળાવ-તળિયા જેવા હોઠથી
મેં તમને ચાહ્યાં–
પણ તમે કહ્યું : તું શબ્દને ચાહે છે !
ઝલમલ ઝલમલ નક્ષત્રો જેવી
સ્વસ્થસ્વચ્છ ચાહી મેં તમારી આંખોને–
પણ તમે કહ્યું : તું પંખીને ચાહે છે !
આશ્લેષોન્મુખ સ્તનશિખરોની ખીણમાં
ધબકતા તલ સમ તમ હૃદયને ચાહ્યું મેં–
પણ તમે કહ્યું : તું વૃક્ષને ચાહે છે !
દીવાલો જોઈ શકે છે બધું જ....
ગૃહે પ્રવેશતાં જ પાંપણોમાં ઊગી નીકળે છે ઝાકળ,
ક્યારેક તમારાં અશ્રુઓને
મારાં ટેરવાંએ ઝીલ્યાં હતાં
પણ એ ટેરવાંના અશ્રુસરોવરમાં
ડૂબી મરી શકાતું નથી !
દીવાલોને બધું જ યાદ છે....
કમ્પિત રોમાંચ પળે
તમે મારી આંખના તારાઓ ગણતાં ગણતાં
આકાશ થઈ ગયાં હતાં,
તમે પણ ચાહ્યો હતો મને

ભડભડ બળતું શ્હેર હવે તો
ઝૂલતું પડતું શ્હેર હવે તો

સૂરજ થઈને સિગ્નલ ઉગ્યાં
એને નમતું શ્હેર હવે તો

દરિયો ક્યાં છે, ખાળ ગયું આ!
ઊંડું પડતું, શ્હેર હવે તો

ખાંસી ખાતો લોકલ ઓમાં
ધક્કે ચઢતું, શ્હેર હવે તો

ભીંત રચી સહુ ચાલે ભેગા
ટોળે વળતું, શ્હેર હવે તો

તારા ઉઠાવી જુહુની ખાંધે
રોજ નીકળતું, શ્હેર હવે તો

કુંવર પાંડ્યા



રમણલાલ જોશી

કોઈ ચાકનું કોડી તે પર
 કોઈ સરગ દઈ આલે
પૂર્વ દિશાનું પરોઢ પગ
 જઈ પશ્ચિમને ઝળ્યાણે.

તુળસીના કૂંડામાં વાવી
 ઓવળનું બી ઠૂંઠું
સાત સરોવર સિંચી તોયે
 ઠૂંઠું તે તો ઠૂંઠું
ઋતુ ઋતુની રંગલીલામાં લેશ નહીં ફી સાલે.

દરિયો જળનું દાન દઈને
 ઓઢે વાદળ શાલે
વાદળ મીઠાં જળ વરસાવે
 ધરતી ઝીલી લાલે
અગમનિગમની ઝીલે ખબર ના ચાલે કોના તાલે?।

— અતુલ રાવલ

તમારી અક્ષુણ્ણ પદ્મકાયાથી !
પણ તમને દીવાલોમાં વિશ્વાસ ન્હોતો રહ્યો પછી !
મેં પૂછ્યું દીવાલોને;
મરણ-કમળનું સરવર ક્યાં છે ?
પણ મને બોલતી નથી હવે દીવાલો !
મારાં ટેરવાંમાં ઊગેલું કમળ ઝૂરે છે હજીય....
તમે મને પથ્થર કહ્યો, ને
જળ સમો હું ઓગળવા–ઓસરવા લાગ્યો....
દીવાલો કશું જ જાણતી નથી હવે.



ચુંબન □ પ્રિયકાન્ત મણિયાર

ઘેઘૂર વનમાં
બે વૃક્ષ
વળગ્યાં વાતે
બધી ડાળીઓ એક થઈ ગઈ
બે ડાળીનાં રહ્યાં રહ્યાં જે પાન
એ
પોતાનાં– એક પર્ણમાં ગયાં સમાઈ
બે વૃક્ષની
બે ડાળી
બે ડાળીને બે પાન
એવાં એવાં એવાં વળગ્યાં વાતે એકાકાર કે
બે પાનનું થઈ ગયું એક જ પાન
છેવટ એકમેકમાં ગયું ઓગળી
કેવળ અમૃત રૂપ

સમતુલા □ વિપિન પરીખ

મારા ભાઈના ખમીશ કરતાં મારું ખમીશ સ્હેજ ઓછું ઊજળું રાખજો.
મારી ભાભીના ગળાનો હાર મારી વહુના હાર કરતાં સ્હેજ વધુ ઝળહળતો!



ઉનાળાની રજામાં □ વિપિન પરીખ

કાંચનજંઘાના શિખર પર સૂરજ ઊગે તે પણ સોનાનો.
નૈનિતાલના સરોવરમાં ઝળહળે તે જળ પણ – રૂપાનું.
કાશ્મીરના બાગોમાં ફૂલો ખુશખુશાલ તે પણ હીરાથી મઢેલાં,
જ્યાં જુઓ ત્યાં પ્હાડોમાં–મેદાનોમાં, મેદાનોમાં-પ્હાડોમાં
સિક્કાઓની ઠેલમઠેલા!



ગઝલ □ શોભિત દેસાઈ

એકબીજાને સ્મર્યા તે આપણે
ને પ્રસંગો પર ઠર્યા તે આપણે
અવસરોની વેલ વિસ્તરતી રહી
કૂંપળો થઈને ખર્યા તે આપણે
શૂન્યતાના પારદર્શક પડ નીચે
બિમ્બ થઈને અવતર્યા તે આપણે
શક્યતાનું રણ હતું ચારે તરફ
ઝાંઝવાંઓથી ડર્યા તે આપણે

ગણતરી □ ભાનુપ્રસાદ પંડ્યા

પેલું ઝગમગતું
ધારદાર કરવત
પડવા માટે
પ્રહરો ગણી રહ્યું છે થોડાક
ત્યારે સામે જ આ
તથાગતનું ઘેટું ચરી રહ્યું છે
લીલુંછંમ ઘાસ
તેના કવલ ગણો....
સમીપ સરી રહેલા
ફુત્કારની પાસે જ
અટકી જવાના બેશક
તોપણ પ્રસન્ન પુષ્ટ મૂષકના
થનગનતા શ્વાસ તો ગણો....
ક્યાંક બાજુમાં જ
ગણગણી રહી છે
લીલીપીળી મૂર્છા
ને આ છોડની દાંડલીએ
સરકતી ઈયળે કાપેલું
ઇંચિયા અંતર ગણો....
શગની આસપાસ
ફફડતા ઉન્મત્ત પતંગની
પાંખની ફ્રિકવન્સી ગણો....
અને
ખબરે ય ન પડે તેમ
નજીક આવતા જતા
મક્કમ મહિષનાં ડગલાં ય ગણો ....
ગણો.... ગણો.... ગણો ....

એક પ્રાયોગિક દરિયો ☐ જગદીશ જોષી

કાંઠે બેસીને
ભૂરું ભૂરું ઘૂઘવ્યા કરતા
આ દરિયાને ખબર નથી
કે
પોતે તો શાંતિના કાળમીંઢ ડુંગરો સાથે
અફળાઈ અફળાઈને ફાટી પડ્યો છે.

સવાર પડી ન પડી
ત્યાં તો
પૂર્વ, પશ્ચિમ ને ઉત્તર – ત્રણેય દિશામાં –
ફૂટી નીકળતા
આ દરિયાને ખબર નથી
કે
પોતે તો ચણ વગર આરંડ્યા કરતી ચકલીની આંખમાં
ક્યારનોય આથમી ગયો છે.

સ્થિર જમીનનું કર્યું – કારવ્યું
ધોઈ નાખવા, ધમરોળી નાખવા, મથતા
આ દરિયાને ખબર નથી
કે
પોતાનું તો અગત્સ્ય જેવા ટેટ્રાપોડના ગુહ્યાંગમાં
ક્યારનુંય અવસરણ થઈ ગયું છે.

મધદરિયે શાંત ગરવાઈથી
મૃત્યુની જાળ પાથરી વાટ જોઈ બેઠેલા
આ દરિયાને ખબર નથી
કે
પોતે તો હાજી કાસમની 'વીજળી' નામે બોટમાં બેસી
ક્યારનોય બૂડી મર્યો છે.

ઊંડા પેટાળમાં માછલીના પેટની પ્રયોગશાળામાં
મોતી જન્માવવા ઉજાગરો વેઠતા
આ દરિયાને ખબર નથી
કે
પોતે તો ગેલેરીની ટેસ્ટ-ટ્યૂબમાં
ક્યારનો ય મીઠાના અગર થઈ પથરાઈ ગયો છે.

કાળીકુંજાર શિલાઓમાં
પોતાના સામર્થ્યને ફીણાવવા મથતા
આ દરિયાને ખબર નથી
કે
પોતે તો લોહીના સંચારની રાહ જોતી
પાંડુ રાજાની આંગળીનું બોડું ટેરવું થઈ ગયો છે.

વાદળની કૂખ ચીરીને પોતાનું ઉદર ભરવા
ઊછળી છળીને તનકતારા કરતા
કે
આ દરિયાને ખબર નથી
પોતાના પેટ ઉપર તો પાટું મૂકીને
સાતમી ફ્લીટનું એરક્રાફ્ટ-કેરિયર ક્યારનું લિસોટા પાડી રહ્યું છે.

પણ,
એક વાર ખાબોચિયાના તંગ થતા જતા તટ પર બેઠેલા
એક જિંગાએ કહ્યું કે 'કદાચ....આ
ખાબોચિયું માને છે કે પોતે જ સાચો દરિયો છે!'
પોતાની પૂંછડીમાં બધીય ખારાશને ઢબૂરી દઈ
પેલી રમતિયાળ માછલી બોલી:
'હોય, ભઈ, હોય: કદાચ આ જ સાચો દરિયો હોય!'
પણ તોય
આ દરિયાને ખબર નથી કે પોતે ખાબોચિયું છે.

આ ખાબોચિયાને ખબર નથી કે પોતે દરિયો છે.
આ દરિયાને ખબર નથી કે પોતે દરિયો છે.
દરિયાને ખબર નથી કે દરિયા અનેક છે.
દરિયાને ખબર નથી કે દરિયા જાતજાતના છે–
કાળા દરિયા, ધોળા દરિયા,
ઊંડા દરિયા, છીછરા દરિયા,
હસતા દરિયા, રડતા દરિયા,
અખોવન દરિયા, વાંઝિયા દરિયા,
મીઠા દરિયા, ખારા દરિયા.



ઈ.સ. 1990 ની એક સવારે
કાંઠે તણાઈ આવેલા એક છાપાની લાશમાં
હેડિંગ હતું "દરિયો ડૂબી ગયો છે."
ઈ. સ. 1999 ની એક આથમતી સાંજે
એક પ્રયોગશાળાએ સાબિત કરી આપ્યું
કે
પૃથ્વી પર દરિયો હતો જ નહીં....Q. E. D.



☐ નીતા રામૈયા

આકાશમાં વાદળાં
તળાવમાં કમળની કળી
હવામાં તરતાં ઘાસનાં તણખલાં
જાંબુડાની ડાળીએ વળગેલો કલશોર
ને સોડમાં જંપેલું બાળક
........
ક્યારેક 'કંઇક બનશે'ની અપેક્ષામાં
થોડી થોડી વારે આવું બધું
જોયા કરું છું
હાથગાડી નીચે સૂતેલા શ્વાનની જેમ.

☐ પ્રાણજીવન મહેતા

દાદાજી, પડછાયો વેંત એક ટૂંકો પડયાની વાત કો,
માણસને પડછાયો વેંત એક ટૂંકો પડયાની વાત કો.

પરીઓની વાત સાંભળી પૂતળાંને પરસેવા ફૂટયાની વાત કો,
પૂતળાંને ગામ ઊડતાં પરીઓની પાંખો તૂટયાની વાત કો;
દાદાજી, પછી પરીઓ ને પૂતળાં ભેળાં ઊડયાંની વાત કો.

કુંવરીના સોળે શણગાર આરસી ભેળા તૂટયાની વાત કો,
કુંવરનાં સાતે વહાણ છીછરા પાણીમાં ડૂબ્યાની વાત કો,
દાદાજી, પછી કુંવરને કુંવરી આળસ મરડીને ઊઠયાંની વાત કો.

ડાકણને જડબેથી દાંત એ પડયો ત્યાં વડલો ઊગ્યાની વાત કો,
વડલાને આવ્યા ટેટા તે માણસના બેટાને વાગ્યાની વાત કો,
દાદાજી, પછી વડલો વાઢીને ટેટાને દેશવટો દીધાની વાત કો.

માણસને પડછાયો વેંત એક ટૂંકો પડયાની વાત કો;
માણસને પડછાયો એક એક ટૂંકો પડયાની વાત કો.
☐

સુખદુઃખ ☐ પ્રિયકાન્ત મણિયાર

લાલચોળ તપવેલાં તાંબામાં સપનાં આળોટે એવું સુખ!
ટીપતાં ટીપતાં કેઢ બ્હાર નીકળી જાય એટલું લાંબું દુઃખ.,
વાસ્તુ કરવાના મૂરત કાઢવાની વેળાએ જ
પડી જાય મકાનનું પાકું ધાબું--
એક ટાપુમાં પડી રહી– વાનરનું કાળજું ખાવાની
મને વીંટળાઈ વળેલી મગરીની મૂર્ખતા....
જીંદગીની બધી વાત હું નથી કહી શકતો--

૧.

આ ભીંતને અહીં સ્પર્શો
અહીંથી ડાબી બાજુ તરફ
બે હાથ આગળ વધો
પછી ત્રણ વેંત નીચે ઊતરો
ત્યાં
તમને એક સાંકડું છિદ્ર મળશે
એ છિદ્રમાંથી
ભૂરું આકાશ જોઈ શકાશે.

૨

દૂરની ક્ષિતિજે
આથમી જતા
સૂર્યને
ભીંત
ઊંચી થઈ થઈને
જુએ છે.

૩

ક્યારેક
આ ભીંત
કાગળની માફક
ધ્રૂજે છે.

૪.

માછલીઓની જેમ
પર્ણોના પડછાયા
ભીંતની ત્વચા પર તરે
ત્યારે
ઊંડે ઊતરી ગયેલ

૫.

તિરાડોથી ભરાયેલ
આ ભીંતને
બારણું નથી.

૬.

ભીંતની
આ તરફ હું છું
ભીંતની પેલી તરફ
કંઈ પણ હોઈ શકે છે.

૭.

શું કરું
તો
ભીંત જાગે?
ભીંતના પગોને બાઝેલી
રાતી માટી
સળવળો છે.

ભીંત ☐ કમલ વોરા

૧.

આ ભીંતને અહીં સ્પર્શો
અહીંથી ડાબી બાજુ તરફ
બે હાથ આગળ વધો
પછી ત્રણ વેંત નીચે ઊતરો
ત્યાં
તમને એક સોંસરું છિદ્ર મળશે
એ છિદ્રમાંથી
ભૂરું આકાશ જોઈ શકાશે.

૨
દૂરની ક્ષિતિજે
આથમી જતા
સૂર્યને
ભીંત
ઊંચી થઈ થઈને
જુએ છે.

૩
ક્યારેક
આ ભીંત
કાગળની માફક
ધ્રૂજે છે.

૪.
માછલીઓની જેમ
પર્ણોના પડછાયા
ભીંતની ત્વચા પર તરે
ત્યારે
ઊંડે ઊતરી ગયેલ

૫.
તિરાડોથી ભરાયેલ
આ ભીંતને
બારણું નથી.

૬.
ભીંતની
આ તરફ હું છું
ભીંતની પેલી તરફ
કંઈ પણ હોઈ શકે છે.

૭.
શું કરું
તો
ભીંત જાગે?
ભીંતના પગોને બાઝેલી
રાતી માટી
સળવળો છે.

તારા એક નકાર માત્રથી ☐ સુરેશ દલાલ

મારી 'હા' અને તારી 'ના' ની વચ્ચે
નિયતિનો કયો સંકેત છે
તે મને અત્યારે સમજાતો નથી.
અત્યારે તો માત્ર
સમજાય છે એટલું જ
કે 'હા' અને 'ના'ની વચ્ચે
એક સુકાઈ ગયેલું સરોવર
પીળું પીળું રણ થઈને
ફેલાયેલું છે!

તારા એક નકાર માત્રથી
હું ફેંકાઇ જાઉં છું જિંદગીથી દૂર દૂર....
પૃથ્વી અજાણી લાગે છે
અજાણ્યું લાગે છે આકાશ
આંખો ગુમાવી બેઠી છે
ફૂલના રંગનો સ્વાદ.
તારાઓના તેજને નીચોવી નીચોવીને પીઉં છું
અને છતાં મારી તરસ છીપાતી નથી.

તારા એક નકાર માત્રથી
નગરની ગલીઓ અને મકાનો
કાગળનાં પૂંઠાંમાંથી બનાવ્યાં હોય એવાં લાગે છે.
ભરબપોરે માથા પર કાચનો સૂરજ
અને નંદવાઈ જતી સાંજ;

જિંદગી આખી
પરીકથાઓનાં ફાટી ગયેલાં ચિત્રો જેવી.

રાતની કાળી નદી
મારા કિનારાઓને તાણી જાય છે!

કદાચ
તેં 'હા' પાડી હોત તો
પતંગિયાના રંગે મારી દીવાલો ગાઈ ઊઠી હોત
અને
શરણાઈના સૂર મને આટલા કરુણ ન લાગ્યા હોત!

હું તારા પ્રેમને
મારા સુખનો પર્યાય સમજું
એ જ તો મારી ભૂલ!



હવે મને
'હા' અને 'ના'ની વચ્ચે ઝોલાં ખાતાં
પ્રેમમાં કે સંબંધમાં કે જીવનમાં
દિલચસ્પી નથી.

મારી સમીપ
હવે તું નથી, નગર નથી, ગલી નથી,
મકાન નથી, સાંજ નથી, રાત નથી.
પૃથ્વી નથી, આકાશ નથી,
ફૂલ નથી, તારા નથી.
બધાંયના નામના દીવા ઓલવાઈ ગયા છે.
હું કોઈનાય નામ વિના
અંધકારનો ઓચ્છવ ઊજવું છું.

આપણે મળ્યાં હોત

તો કદાચ
દરિયા પરની હોડી જેમ
આપણે તરતાં હોત!

મારા પાત્રમાંથી
ભલે મિલન ઢોળાઈ ગયું
પણ હવે વિરહ એમ ને એમ છે.

મને હવે
ખુલ્લાં બારણાં કે બંધ દરવાજાનો
મિલન કે વિરહનો
ભેદ નથી.

મારા પાત્રમાં
હવે જે છલકાય છે તે પ્રેમ!

પ્રેમ તો જો
ઝાડની ડાળી થઈને ફેલાયો
પંખીનું ગીત થઈને રેલાયો.

પૃથ્વીની પ્રાર્થના પ્રકટે છે ફૂલમાં
અને પંખીના ગીતમાં આકાશ ઊઘડે છે.
પૃથ્વી અને આકાશ
હવે અપરિચિત નહીં
એક લાગે છે.

કોઈક અ-પૂર્વ સમાધાન
અને સમજણ સાથે જીવું છું.
કણેકણ જીવું છું
વ્રણેવ્રણ જીવું છું
ક્ષણેક્ષણ જીવું છું.
—પણ ક્યારેક

સાંજને સમયે
તારા ભણી લંબાયેલા મારા ગૂરતા હાથમાં
તારી 'ના'ને જોઉં છું
અને
એકાદ ક્ષણ ઉદાસ થઇ જાઉં છું.

બધું જ સમાધાન
બધી જ સમજણ
અને તત્ત્વજ્ઞાન પુસ્તકમાં
ટૂંટિયું વાળી દગો દે છે
(તારી જેમ જ)

એક ક્ષણ
હું સમજણપૂર્વક
મારી અણસમજને ઉછેરું છું.



બે વસંત કાવ્યો □ ઉશનસ્

(૧) પ્રીતિ કહે છે
થાય છે કે લાવ,
વસંતના સૂર્ય નીચે તડકા વચ્ચે જૈ
ઊભી રહું અનાવૃત સાવ;
અહો, સૂર્ય!
તમે વગડે જે કરો છો તે કરો હવે મને,
મને કોઈ ફૂલમાં ખીલવો;
સહેજ હિમ ઓગળ્યું છે–
કોકરવરણું પાણી મારી છાતી તણી માટીમાં ઝમે
ને ઉપર ફૂણો, ફૂળો તડકો; તમે!
માટી, તાપ અને પાણી,

હાણો થઈ જાય ફણગેલી ધાણી!
પંખી જ થઈ જાય પ્રાણી પછી તો,
તમે તો કામના વયસ્ય છો,
વગડાને જે કરો તે કરો હવે મને, હે વસંત!
કરો હવે મને તમારી જ અવતંસ,
આ રહી તડકા વચ્ચોવચ્ચ હું સાવ અનાવૃત
મારા વિશે સૃજનમાં થાવ
હવે તો પ્રવૃત્ત,
હું જે શિશિર-વિરતિ,
વસંતસૂર્ય હે, તમે કરો હવે મને
ફલફૂલવતી.



(૨) વસંત વિરહી

ચૈત્રના ચાંદરણાની એક
સ્ફૂરતી તારાકણી નીચે હું
અકંપ,
આપણી એક કાચીકચ્ચ કપાઈ ગયેલી
ઉર્વર સર્જક ક્ષણના છેડે એકલવાયો ઝૂરતો....
ત્યારે તે તારું મોંઢું ફેરવી ઊઠી જવું
આપણી પથારીમાં પડખું ફરી જવા જેટલું જ
ઘટનાત્મક,
એક સંભોગ જેટલું જ શકયતાપૂર્ણ,
ઉત્કટ અને તીવ્ર,
ઉર્વર ને સર્જનાત્મક
આ તારાકણી નીચે;
અને આ કપાઇ ગયેલી કાચીકચ્ચ ક્ષણની સાથે
બરાબર પહેલાંની જેમ
હવે કદાચ કદીય
આપણે બે એક થઈ શકીશું નહીં,
ઉર્વર ને સર્જનાત્મક રીતે....

આપણે ☐ 'ધૂની' માંડલિયા

શબ્દની સાથે સૂતેલા આપણે
અર્થનાં દર્પણ ફૂટેલા આપણે

ભરવસંતે કોઈ લીલી ડાળથી,
પાન લીલાંછમ તૂટેલાં આપણે.

આમ તો ભૂલી જવું સહેલું, અને
આમ તો ઊંડા ખૂંપેલા આપણે.

આપણા સંબંધના આ રણ મહીં,
ઝાંઝવાં પીને છૂટેલા આપણે.

હા અને ના ની નજીવી વાત પર,
યાદ છે કેવા રૂઠેલા આપણે?

સ્વપ્નની લાશો રઝળતી રાતભર,
ઊંઘની ચાંચે ચૂંથેલા આપણે.

મોરનાં પીંછા સરીખું ગાઈ લો,
આંખમાં શ્રાવણ ઘૂંટેલા આપણે.

ફૂલને તો કેમ ચૂંટાશે 'ધૂની'
એટલે કાંટા ચૂંટેલા આપણે.

☐

ચાલશે ☐ કરસનદાસ લુહાર

છે પ્રસંગો પાનખરનાં, ચાલશે;
ને તરુ પર્ણો વગરનાં ચાલશે.

નાગરિકતા મારી નકશામાં જ છે;
નામ લો કોઈ નગરનાં ચાલશે.

લાગણીની એટલી લાગી તરસ;
કે, હશે આંસુ મગરનાં ચાલશે

સ્હેજ અમથા 'હા....શ' કરશું આપણે;
છાંયડા ઘટના વગરના ચાલશે.

હું પછી ખૂંપી જઈશ આસ્ફાલ્ટમાં;
ખાવલાંઓ શહેરભરનાં ચાલશે.

☐ ઑન્ડ્રા લ્હાયસોસ્કી ☐ અનુ. રાજેન્દ્રસિંહ જાડેજા

આત્માનું અર્ધ-ખંડેર,
દેહનું અંધાર-વિશ્વ,
ધસી જતું સાંધ્ય-તેજમાંથી પૂર્ણ અંધકાર તરફ
કેન્સરગ્રસ્ત દશામાં.

ક્યાં છે પેલાં બધાં પતંગિયાં
આપણા બાળપણાનાં ?
ક્યાં ગયાં રૂપેરી મત્સ્ય-વૃંદ
નદીઓ ને તળાવોમાંથી ?

આ દૂષિત હવાની કાલીમા વધતી જ જાય છે।
ને ફફડયા કરે છે વાગોળ.
આ નિશાચર ઘુવડના અવાજમાં
હોય છે બસ એક જ સમાચાર.

અહીંતહીં, આ ઝેરભર્યા જળમાં પણ
ઉંદર છબછબ દોડી જાય છે દેડકી પાછળ.
કંઈ વિચિત્ર આગમ-એંધાણી સમ પશુનું ચિહ્ન છે
આપણા આ દ્રુતગતિ-યુગના ચહેરા પર,
તેના વૈશ્વિક યુદ્ધપરિવેશ પર,
સમસ્ત માનવજાત તણી છાતી પર
ને બધી જ સ્ત્રીઓના ગર્ભાશયમાં.

વગેરે .... □ ભગવતીકુમાર શર્મા

રેત – ડમરી – મૃગ – તરસ – મૃગજળ વગેરે ....
મન – મરણુ – શ્વાસો – અનાદિ છળ વગેરે ....
છે – નથી – હોઈ શકે – અથવા – કદાચિત;
હું – તું – આ – તે – તેઓ – ની સાંકળ વગેરે.
ત્યાં – અહીં – પેલી તરફ – પાસે – ક્ષિતિજ પર,
ધૂળ – ધુમ્મસ – માવઠું – જળ સ્થળ વગેરે ....
આ – વિકલ્પે – તે – અગર પેલું – વિકલ્પે;
સ્મિત – અશ્રુ – મોતી કે ઝાકળ વગેરે ....
'જો' અને 'તો' – 'પણુ' અને 'બાણુ' કે પછી
કોણુ ? – કોઈ – કંઈ – કશું – નિષ્ફળ વગેરે ....
કાલ – હમણાં – અબઘડી – કાલે પરમ દિ';
કાળ – યુગ – સૈકા – વરસ – પળપળ વગેરે ....
શ્વાસ – ધબકારા – હૃદય – લોહી – શિરાઓ;
લાગણી – ડૂસકું – ચિતા બળબળ વગેરે ....
□

□ મનહર જાની

ખાલીપણુંય કેટલું ભરચક રહ્યા કરે !
હું હોઉં છું સતત ને નથી હોતો ઘરમહીં !
□

સ્મશાનમાં □ કૃષ્ણ ચૈતન્ય

  મૃત લાકડાં
જીવતી જ્વાળાઓ, ને
  અમૃત ક્ષણુ

રાત્રિ □ જીવનાનંદદાસ □ અનુ. ભોળાભાઈ પટેલ

હાઇડ્રન્ટ ખોલી નાખીને કોઢિયો ચાટી લે છે પાણી
અથવા કદાચ તે હાઇડ્રન્ટ જ તૂટી ગયો હતો.
અત્યારે મધરાત નગરમાં ટોળાબંધ ઊતરે છે,
ઘરડા મેંઢાની જેમ ખાંસીને એક મોટરકાર પસાર થઈ ગઇ
અસ્થિર પેટ્રોલ ઓકી,—સતત કાળજી રાખવા છતાં
કોઇ જાણે ભયાનક રીતે પાણીમાં પડી ગયો છે.
ત્રણ રિક્ષા દોડીને ભળી ગઈ છેલ્લા ગૅસલૅમ્પમાં
માયાવિની પેઠે જાદુ બળથી.

હું પણ ફિયરલેન છોડી દઇ વગરવિચાર્યે
માઈલોના માઈલ ચાલીને—દીવાલની પાસે
ઊભો રહ્યો બેન્ટિક સ્ટ્રીટમાં જઈને—ટેરિટી બજારમાં;
મગફળી જેવી સુક્કી હવામાં.
મદિર અજવાળાનો તાપ ગાલે ચૂમી ભરે છે
કેરોસીન, કાષ્ઠ, લાખ, શણ અને ચામડાની ગંધ
ડાઇનેમોના ગુંજન સાથે ભળી જઇને
ધનુષ્યની પણછને તંગ રાખે છે,
તંગ રાખે છે મૃત અને જાગૃત પૃથ્વીને.
તંગ રાખે છે જીવનના ધનુષ્યની પણછને.
શ્લોક ગગડાવી ગઇ છે મૈત્રેયી કયારનીય
રાજ્યો જીતી ગયો છે અમર અત્તિલા*
તો પણ એકદમ પોતાને સૂરે ઉપરની બારીએથી
ગીત ગાય છે ઊંઘરેટી યહૂદી રમણી;
પિતૃલોક હસીને વિચાર કરે છે, ગીત કોને કહેવાય—
અને કોને સોનું, તેલ કે કાગળની ખાણ કહેવાય?
કેટલાક ફિરંગી યુવકો ટીપટોપ ચાલ્યા જાય છે

* એક હૂણ રાજા

થાંભલે ટેકો દઈને એક શિથિલાંગ નિગ્રો હસે છે;
હાથની બ્રાયર પાઇપ સાફ કરે છે
એક ઘરડા ગેરીલાના જેવા વિશ્વાસથી.
નગરની મોટી રાત્રિ લાગે છે તેને
લિબિયાના જંગલ જેવી.
તો પણ જાનવર હારબંધ છે – ભારે પગારદાર છે
અને ખરેખર તો માત્ર લજ્જાવશ જ કપડાં પહેરે છે.
□
મને તેં □ જીવનાનંદદાસ □ અનુ. ભોળાભાઈ પટેલ

મને
તેં બતાવ્યું હતું એક દિવસ :
ભારે મોટું મેદાન – દેવદારુ તાડનાં ઘટ્ટ માથાં–માઈલોના માઇલ;
બપોર વેળાનો જનવિરલ ગંભીર પવન
દૂર શૂન્યમાં સમડીની પાંખોમાં અસ્પષ્ટ થઇ ખોવાઈ જાય;
આરતીની જેમ પાછો આવે ફરી વાર;
બારીએ બારીએ લાંબા વખત સુધી વાત કરે
પૃથ્વી જાણે કે માયાવી નદીની પારનો દેશ હોય એમ લાગે.

તે પછી
દૂર
સુદૂર
આકરા તડકામાં પગ લાંબા કરીને પ્રૌઢ રૂપસીની જેમ ડાંગર ખાંડે ગીત ગાય
આ બપોરનો પવન.
એક એક બપોરમાં એક એક પૂરું જીવન જાણે વીતી જાય!

સાંજનો નમતો પહોર
નદીના પાણીની અંદર સાંભર, નીલગાય, હરણોની છાયાની આવ–જા;
એક ધોળી ચિતલ હરણીની છાયા
સીતાફળીના ધૂસર દૂધેઘડી મૂર્તિના જેવી—

નદીના પાણીમાં
આખી સાંજ સુધી
સ્થિર.
વચ્ચે વચ્ચે ઘણે દૂરથી સ્મશાનની ચંદન ચિતાની ગંધ,
આગની – ઘીની ઘ્રાણ;
સાંજે
અદ્ભુત વિષણ્ણતા.

શરુ, હરડે, શાલ આથમતા સૂર્યમાં
પિયાશાલ પિયાલ આંબલી દેવદારુ
પવનની છાતીમાં સ્પૃહા, ઉત્સાહ, જીવનનું ફીણ.

સફેદ સફેદ ટીપકીવાળાં કાળાં પારેવાંની ઊડાઊડી ચાંદનીમાં-છાયામાં,
રાત્રિ.
નક્ષત્ર અને નક્ષત્રોની
પેલે પાર નિસ્તબ્ધતા.
મરણની પેલે પાર ભારે અંધકાર
પ્રેમ અને નિર્જનતા જેવો આ બધો પ્રકાશ.



બાળપણથી હું મારામાં
એક અરણ્ય લઈને ફરું છું.
ભયાનક રાતોમાં, દાદાની વાતોમાં
મેં મોટા બળદને ખાંધે નાખીને
ડુંગરો ચઢી જતા વાઘને જોયો છે;
ખોવાયેલા ઢોરને ખોળવા ગયેલા
આદિવાસીની આંખમાં
મેં ન્હોરના ઉઝરડા ને લોહીના ડાઘ જોયા છે;
હાડકાં માટે ઝગડતા ઝરખ જોયા છે;
ત્રાડથી તૂટી પડતાં ઝુઝાર ઝાડ જોયાં છે;
ડરથી ડહોળાઈ જતા નદીના ધરા જોયા છે;
મેં તરડાયેલી પંખીકંઠની ચીસ
ને મરડાયેલી ડોકની મરણપોક સાંભળી છે;
હું બાળપણથી મારામાં
એક ભયારણ્ય લઈને ફરું છું—
ને
આવ્યો છું આજે
અહીં આ અભયારણ્યમાં;
આઠ આઠ સિંહો મારી સામે છે
કોઈ બેઠા છે, કોઈ આળોટે છે
આ એક બગાસું ખાય છે
તમે એના દાંત ગણી શકો—
સર્વદમન બન્યા વગર!)
આ અભયારણ્ય છે
—સિંહને અમારો કે અમને સિંહનો ભય નથી—
આ સિંહો
હું એમને મારા પેલા ભયારણ્યમાં વસાવું તો—
એ આવે? ના આવે?!

દેનાર તો દે નયનો જ માત્ર,
શું દેખવું તે કથવા ન પાત્ર -ઉમાશંકર જોશી

તંત્રી : સુરેશ દલાલ
વર્ષ ૯ : અંક ૫ : જૂન, ૧૯૭૬
સળંગ અંક : ૫૩
મુખપૃષ્ઠ સજાવટ : દિનેશ દલાલ
આરતી પ્રભુની તસવીર : જયા દફ્તર

# કવિતા

[દ્વૈમાસિક]



---

સૂચનાઓ: વરસમાં છ અંકો દર બે મહિને વીસમી તારીખે પ્રગટ થાય છે. કૃતિ વિષે જવાબ તથા અસ્વીકૃત કૃતિ પાછી મેળવવા માટે ટિકિટ લગાડેલું કવર બીડવું જરૂરી છે.

લવાજમ: દેશમાં રૂપિયા નવ, પરદેશમાં વીસ, છૂટક નકલનો રૂપિયો દોઢ.

પત્રવ્યવહારનું સરનામું: જન્મભૂમિ ભવન, ઘોઘા સ્ટ્રીટ, કોટ, પોસ્ટ બોકસ નં. ૬૨, મુંબઈ-૧

સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક: ધીરુભાઈ દેસાઈ, સ્ટેટ્સ પીપલ પ્રેસ, મુંબઈ-૧

# વિસ્મય

જોયા કરું —

વહેલી સવારે ભૂરું ભૂરું અજવાળાનું આકાશ
સમુદ્રમાં ઊગ્યા કરે

ભરબપોરે પ્રખર સૂર્યનો રૂપેરી ચળકાટ
સમુદ્રમાં ઊછળ્યા કરે.

આથમતી સાંજે કેસરિયા સૂરજનાં કિરણો
સમુદ્રમાં ખોવાઈ જાય.

મોડી રાતે ઘેરાં ઘેરાં અંધારાં
સમુદ્રમાં કાળું કાળું ઘૂઘવ્યા કરે.

મને થયું —
લાવ, સમુદ્રમાંથી થોડો થોડો રંગ ભરી લઉં.
અને જોયું તો
મારી નજર
સમુદ્ર પર નૌકા થઈને તરતી હતી.

૧.૬.'૭૫

જયા મહેતા

પ્રિયકાંત મણિયારને — ☐ જયા મહેતા

આજે
આમ એકાએક દ્વારો ભીડી ચપોચપ
તમે તો ચાલ્યા ગયા.

કાલે
દુકાનની બેઠકને યાદ આવશે ખરું, કે
અહીં એક કવિ બેસતા હતા?
શટર ફરી ઊઘડવાની ના પાડશે?
કંકણના શ્વાસ રૂંધાશે ઘડી બે ઘડી ને
ટાંકણું ભરી લેશે છાનાં છાનાં ડૂસકાં?
કલમની ટાંક તરડાઈ જશે?
કે વ્યાકરણનાં પુસ્તકો જ
સમજાવ્યા કરશે આપણને
છે અને હતા
—નો ભેદ?

**સ્મરણ** ☐ પ્રિયકાન્ત મણિયાર

શિર પર વહી જવાના ઘટમાં છલક છલક થતાં જલને ઘટ
યુગોથી જ્વાલામય સૂર્ય અગ્નિને,
ગર્ભવતી નારી ઉદરસ્થ
એકવાર પણ આકાશમાં ઊડેલું પંખી આકાશને
વારંવાર પોતામાં ઘેરાતાં અભ્રોને આકાશ,
કપાઈ ગયેલા પગને સૈનિક
બળાત્કારની ક્ષણોને લાચાર નારી
પોતામાં વારંવાર ઊગતા તૃણને પૃથ્વી
સમુદ્ર પોતામાં ઊભરાતા મોજાંને–
                    અને આંખ આંસુને
ક્યારે ય ના વિસારી શકે – એમ
(આજે અડસઠ વર્ષે
          આ એક અસ્તિત્વથી મરણ પામું છું
                    હોય) મને ઘેરી વળેલી
આ અનંત પ્રગટીકરણ પામેલી સૃષ્ટિ
સ્મરણમાંથી લુપ્ત થતી નથી.





## આ કોલસાની ખાણમાં

□ પ્રિયકાન્ત મણિયાર

આ કોલસાની ખાણમાં ડૂબી ગયાં સૌ આપણે
તારા દીઠેલી આંખ લઈ
આકાશને તો બ્હાર મૂક્યું કેટલું
આ મીંચેલી પાંપણે થોડું રહ્યું તૂટ્યું ફૂટ્યું
એ જે પ્રવાહી વેગમાં
વ્હેતું થયું.–(પથ્થર બન્યું - ગચિયાં બન્યું)
તે આટલું પાણી અહીં
આવ્યું કહીંથી ?
આવે જ ને !
ના છે વધારે આંસુથી સૌ આપણાં અત્યાર લગ જે છે વહ્યાં

એથી જ તો
આ ખાણની અંદર રહ્યા સૌ આપણે
બીજાં રહ્યાં છે બહાર
તે શું આપણાં ડૂસકાં સળગાવશે ?
ના, એમનાં કે આપણાં ક્યારે ય તે સળગ્યાં નથી !
ને આ મરેલી કાયને બાળો છતાં
જે જોઈએ તે હૂંફ તેને તો કદી મળતી નથી !
આ કોલસાની ખાણ પર વરસે ઘડી અંધાર ને
વરસે ઘડી તો ચાંદની !

સંવેદના ☐ હરિપ્રસાદ સોમપુરા

તારું,
આમ અચાનક
કોઈને કહ્યા સિવાય
ને જરાયે
અણસાર આપ્યા વિના
હાથતાળી આપીને
છટકી જવું
ઠીક કહેવાય બહેન?

તારા
ધૂપસળી શા સુગંધમય
જીવનનો મર્મ-સ્પર્શ થાય
એ દરમ્યાન જ
તારે શોકાંતિકા બની જવાનું?
ગણીને તું કેટલા શ્વાસ લાવી હતી?

હા
હું કહેતો કે
તું કવિતા છે
એટલે
તારે સોનેટ બની જવાનું?
ઊગતો સૂર્ય આથમે તેને શું કહીશું, વડીલો?

કોણ કહે છે કે
મનુષ્યે આ યુગમાં ખૂબ પ્રગતિ કરી છે!
ચંદ્ર અને મંગળની વિજયગાથા ગાતો
માનવી, ઘરઆંગણે કેટલો વામણો છે
તે તમે જાણો છો?

કહે છે કે
વાર્ઇરસ એનકેફેલાઇટિસની દવા
હજુ શોધાઈ નથી

ને તેથી
સત્તાવીસ વર્ષની ભરયુવાન વયે
મારી બહેન મૃત્યુ પામે છે

ને, તેના મૂક સાક્ષી બની તમે
આશ્વાસનના શબ્દો ઉચ્ચારો છો :
કુદરત આગળ આપણું કેટલું ગજું ?
પણ

ચાર મહિનાની કેતલનું ગજું
કોઈએ વિચાર્યું છે ?

વિજ્ઞાન કે કુદરત
આપી શકશે એને માનસિક સ્વસ્થતા ?
બોલ, નિયતિ.

સંવેદનાના સાથી શુમાવવાનો શાપ
ભલે હોય, મને.
પણ,
તારો તો મેં વિચાર જ નહોતો કર્યો !
તારી
વેદનાયે હું ક્યાં સમજી શકેલો ?
'બહેનને સારું છે'ની છલનામાં જ
છેતરાતો રહ્યો !

અરે,
તને વળાવવા

ચિતા ઉપર ખડકાઈને તો
હું આવ્યો હતો.
ને
મૃત્યુની માનસિક તૈયારી
પણ મારી જ હતી
ત્યાં
તેં મને કાંધિયો બનાવ્યો ?
પોતાથી નાની ઉંમરને
કાંધે ચડાવવી કેટલી વસમી હોય છે
તે જાણ્યું ત્યારે થયું કે
આના કરતાં તો
હું
મારું દાઝ લઈને
સાબરમતીમાં અગ્નિદાહ
દઈ આવ્યો હોત
તો જ
ઔચિત્ય જળવાત.

આપણો
વંશ પરંપરાગત વ્યવસાય
મંદિર નિર્માણનો છે
પણ બહેન તું તો
જયાં જયાં ગઈ છે, ત્યાં ત્યાં
લોકોના મનમાં જ
એકેક મંદિર રચતી ગઈ છે
એની ધ્વજા - પતાકાઓ આજે
અર્ધી કાઠીએ ફરકી રહી છે.



સ્વ. પ્રિયકાંતભાઈને ☐ પન્ના નાયક

મેળે ગયેલું બાળક
વિખૂટું પડી જાય
અને માની પરવા કર્યા વિના
મેળાના આનંદપ્રમોદનાં સાધનોને
વિસ્મયથી પૂર્ણપણે ભોગવતું હોય
ત્યારે જ તેને શોધતી
મા આવી
એનો હાથ ખેંચી
મેળાની બહાર ઘસડી જાય ....
એવું જ કંઈક
મૃત્યુનું હોય તો કેવું સારું !

☐ નલિની માડગાંવકર

હસતા પ્રિયકાંત
હવે
કાચની ફ્રેમમાં જડાઈ ગયા !

☐ શિવ પંડ્યા

ચારનો ભારો છોડી
ગાયને નીરતાં જોયું
નિરભ્ર આભ.
નીચે
હરિયાળા સાગરના
હળુ હળુ હિલોળા પર
અર્ધચન્દ્રાકાર ઊતરી આવતાં
વિહંગ ટોળાં ભેળું ગગન.
ગોધાની કાંધ જેવી ટેકરી પર
ડાકળંગલાની ફફડતી બારીઓમાંથી
ફંગોળાતો અતીત.
બહાર રક્તપિતિયા જેવું
નિષ્પર્ણ વૃક્ષનું
ગોફણથી ઘવાયેલ મૌન.
તમિસ્ત્ર રાતની
વિશ્રંભકથાઓનાં હીબકાં.
અહીં
વસુકી ગાયની આંખમાં
આંસુ.

☐ શિવ પંડ્યા

ઝાકળના
હોઠ ચીરાઈ ગયા
ઝંઝાનિલમાં,
દર્ભની
તીક્ષ્ણ ધારે.

☐

☐ શિવ પંડ્યા

રેખાનું વર્તુળ બની ગયા પછી
આરંભને કોઈ ખોળી શકતું નથી.

બંધના તૂટવા વિષે— ☐ જયન્ત પાઠક

જ્યારે
બંધ તૂટી ગયો છે ને
સુંવાળી પાતળી નદી
એના બન્ને કાંઠા સાથે તણાઈ રહી છે—
મોજાંમાં ઊગમણી પાની
સ્તન જેવી ડુંગરીઓ
ખેંચાતી ખેંચાતી ગળચિયાં ખાય છે—
ટટ્ટાર ઊભેલાં તરુઓ
મૂળમાંથી હચમચીને
પહોળા હાથ કરીને અવશ થઈ ઢળી પડે છે—
વમળના ઘમ્મર વલોણાના ફીણમાં
અક્કડ ઊભેલા અણિયાળા પથ્થરો
ઊંડા ઊતરી જાય છે—

જ્યારે આકાશ અને પૃથ્વી
પ્રલયના સઘન આશ્લેષમાં એકાકાર છે—
ત્યારે
આપણી જુદાઈને અકબંધ લઈને
આપણે ક્યાં સ્થળાન્તર કરીશું ?!
કયા કિનારે લાંગરીશું ?!

ઓલિયાની ફૂંકનું ગીત □ ભાનુપ્રસાદ પંડ્યા

પથ્થરિયો ભાર થઈ ખંપ્યો'તો કોઈ ખૂણે
દખ્ખણથી આવી એણે
વીખેરી નાખ્યો ચોપાસમાં.
કચરાના પુંજ જેવો જામેલો જોઈ મને,
ધસમસતા આવી કને,
ફોળી નાખ્યો રે બધે ચાસમાં!

એક તસુ ખસવાનું ન્હોતું લખ્યું સુખ અહીં
મરા જેવા લોહના લલાટમાં,
એવી આ ઓલિયાની લાગી ગઈ ફૂંક હવે
હડિયું કાઢીને ફરું ઊભેરી વાટમાં!
ધોયું કલંક મારી ધીંગી કઠોરતાનું
ઓળખ ઊડે છે મારી લીલી સુવાસમાં.

ન્હોતી ખબર કે આ ફોરું અડયાથી આમ
આટલું થવાતું હશે ફોરું,
નહિતર તો કેમ રહેત બેસી બાંધીને પેલું
જૂનું વજન બધું કોરું!
ઊઘડી ગૈ જીભ–થાઉં તરવરતું ગીત ઊંચે
વીંઝાતી પાંખના હુલાસમાં!

અપંગ-અભણ □ ભાનુપ્રસાદ પંડ્યા

જો તમે નજરને
સીધે માર્ગે થઈને
અંકાશી જાહ્નવી સુધી
અંઘોળ કરવા
ન જઈ શકતા હો,
કે કર્ણાવતી છોડીને
કલરવને લીસે લીસે ચીલે
તમારી ગતિ ન થતી હોય,
અથવા
પ્રતિપળ રોમરોમ પર લખાતા
ઉષ્ણ-શીતલ કે ભીના
હસ્તાક્ષર ન વાંચી શકતા હો
કે
સમીપ આવતી
ખુશ્બો પર આલેખાયેલાં
ફૂલોનાં સરનામાં
તમને ન ઉકલતાં હોય
તો
તમે અપંગ અને અભણ છો !

□ નીતા રામૈયા

થોરની વાડમાં જાળું બાંધતા
કરોળિયા માટે
શું ફૂલ કે શું કાંટા ?
સૂકાં પાંદડાંના ઢગ ઉપર બેસતા
કૂતરા માટે
શું વસંત કે શું છાંટા ?
શબનાં હોઠ ઉપર બેસતી
માખી માટે
શું જીવન —
— કે મરણના કાંટા ?

યુદ્ધ પછીની શરદ ☐ જુગમંદિર તાયલ ☐ અનુ. નિરંજના સટ્ટાવાલા

આકાશ આ દિવસોમાં બહુ સ્વચ્છ થઈ ગયું છે.
મને આકાશની તરફ જોતાં ડર લાગે છે.
ધરતી પર આ દિવસોમાં કેટલાંય ફૂલો ખીલી ઊઠયાં છે.
મને ફૂલોની વાત કરતાં સંકોચ થાય છે.
કમળભર્યાં તળાવ,
મધમાખીના ગુંજનથી ભરાઈ ગયાં છે.
પણ, મારા કાનમાં કંઈક બીજા જ ભયાનક અવાજો
ગુંજે છે.
ભૂરા આકાશમાં સમડી
બહુ ઊંચે- ઊંચે ઊડે છે
હું હવાઈ-હુમલાની સાયરનની
પ્રતીક્ષા કરવા લાગું છું.
તડકામાં ફરવાનું આ દિવસોમાં
બહુ મન થાય છે.
મને ઘાસથી ભરેલ મેદાનોની જગ્યાએ

ખાઈઓ યાદ આવે છે.
વરસાદથી ધોવાયેલ કાળી શિલાઓ
તડકામાં ચમકે છે.
મને ભીમ ટેંકોનો ભ્રમ થવા લાગે છે.
જંગલમાં નાળાના પુલની નીચે
વહેતા અરીસા જેવા સ્વચ્છ પાણીમાં
પ્રતિબિંબ જોવાનું બહુ મન થાય છે.
કાળી પડેલ લોહીની ધારાઓ
પ્રતિબિંબ તોડી નાખે છે.
રાતભર આ દિવસોમાં પારિજાત ઝરે છે.
દારૂગોળાની વાસ મારા શ્વાસમાંથી
હજી યે નીકળી નથી શકી.
ચાંદની ગમતી નથી.
અંધારામાં રોશની કરતાં હાથ અચકાય છે.
રાતના હવે તારા નથી જોતો.
ખરતી ઉલ્કાઓ કંઈક બીજી સ્મૃતિ પાછી લાવે છે.
: યુદ્ધ તો હમણાં જ અહીંથી ચાલ્યું ગયું છે.
ના, યુદ્ધ એક વાર આવીને ક્યારેય પાછું નથી જતું.


ગઝલ □ પુરુરાજ જોષી

સાગરના સ્પર્શ આડે ફક્ત એક શ્વાસ છે
સોનેરી મત્સ્ય છું અને રણમાં નિવાસ છે

કેવી રીતે થશે તને મારા મરણની જાણ
તુને લખેલો પત્ર હજી મારી પાસ છે

એ જાણીને કહો મને રોમાંચ થાય ના!
મારી કબર ઉપર કૂણું ઊગેલ ઘાસ છે

## કીમિયો □ વિપિન પરીખ

કાવ્યસંગ્રહો વેચાતા નથી એમ લોકો ખોટી બૂમાબૂમ કરે છે.
એક લિમિટેડ કંપનીના અનુભવી સેલ્સ મેનેજરે મને કીમિયો બતાવ્યો હતો.
તમને હું કાનમાં કહું :
જો દરેક કાવ્યસંગ્રહ સાથે ધર્મેન્દ્ર અને હેમામાલિનીના ફોટા આપવામાં આવે
અથવા એક કાવ્યસંગ્રહ જોડે એક કંકુની શીશી
અથવા ત્રણ પ્લાસ્ટિકની ચમચી 'બોનસ' તરીકે આપવામાં આવે
અથવા દરેક સંગ્રહની અંદર દસ 'સ્ટીકર' મૂકવામાં આવે
અથવા સંગ્રહને અંતે એક લકી નંબર છાપવામાં આવે
અથવા છેલ્લે કશું જ જો કામયાબ ન આવે તો
બધી જ ઇચ્છાઓને પરિપૂર્ણ કરતી કોઈ 'માતા'નો ફોટો છાપવામાં આવે
તો પછી જુઓ
કાવ્યસંગ્રહની નકલો ચપોચપ ઊપડી જાય છે કે નહીં ?

નહીં બોલું - નું બોલકું ગીત ☐ જયન્ત પાઠક

નહીં બોલું લો બસ, અક્ષર જો એક કહું તો કહેજો
હોઠ સીવી લઉં સજ્જડ, ટાંકો એક તૂટે તો કહેજો !
નાની અમથી વાતની અમને રઢ ને તમને ચીડ,
ભલે રહી ભોંકાતી સહશું મૂગી પ્રીતની પીડ;
તમને પીડનાં પાણી પદમણી લેશ અડે તો કહેજો !
હેત વિનાનાં હળવાંમળવાં આ મનખાને મેળે;
અમથો કરવો તંત, તાણવાં તમને બળેબળે;
તમે સાંભળો એમ વાંસળી વગાડીએ તો કહેજો !
તમે જ્યારથી મોડયું છે મુખ અમે ત્યારથી મૂંગા;
બધા ડાયરા બંધ, બંધ સૌ અમલકસુંબા હૂંગા,
અમે ભૂલથી ભૂલી જાતને
શમણામાંયે જૂની વાતને જગાડીએ તો કહેજો !

માત્ર લોચા અને અથવા આ આમ છે
વસ્તુસ્થિતિ અત્યાર લગી તો □ લાભશંકર ઠાકર

સાયકલનો સા સરકે છે સરિયામ
બ્રેક વગરના બની પાછળ પાછળ
અકસ્માતનો અ અથડાઈ પડ્યો છે
જીવણશી જી સાથે.
ભાગ્યવાનનો ભ હથેળી ધરીને બેઠો છે
ફૂટપાથના ફ પાસે –
મોટરનો મ એકધારો અવાજ કરે છે અકળાઈને.
ખટારાનો ખ ખીચોખીચમાં સપડાયો હોવા છતાં
ડાબા હાથે પરસેવાના પ ને લૂછતો લૂછતો
હોર્નના હ – ને જગાડ્યા કરે છે
લેમ્બ્રેટાના લ–એ વાસ્પાના વ–એ લ્યૂનાના ખોડા લ્ એ
અને બીજા બત્રીશ કચતટપએ બૂમરાણ મચાવી મૂકી છે.
બાર બારીમાં ડોકાયેલા બાવીશ બ – ની ચુંમાલીશ આંખોમાં
વિસ્મયનો વ પલકારા મારે છે.
ટ્રાફિકના ટ - ને જામના જ - એ જકડી રાખ્યો છે
પરસેવાનો પ પીગળ્યા કરે છે
અને અવાજનો અ —
ઊડે છે ઊછળે છે ઊભરે છે ઊંચે નીચે આગળ પાછળ
પ્રવેગમાં પ્રસરતો ફેલાતો લંબાતો ઊંચકાતો તીવ્રાતો
પુષ્ટાતો તુષ્ટાતો હૃષ્ટાતો છીંકોટા મારતો કદાવર ક્રૂર
બધું બધોબધ એના પ્રબલ પરિરંભમાં ચૂર.

પરિરંભના પ માં જકડાયેલા જ – ને જોયા કરું છું એકધારો
દૃષ્ટિના દ – થી.
બધું ચુસ્ત છે, જકડાયેલું છે, નાગચૂડમાં સપડાયેલું છે, ગૂંગળાયેલું છે.
દૃષ્ટિનો દ પણ જકડાઈ ગયો છે એકધારો આમ તાકી તાકીને જાણે કાચ.
કાચની પાછળ કાચ એની પાછળ કાચ એની પાછળ કાચ એની પાછળ કાચ.
કોણ ભાગી રહ્યું છે સતત કાચ બનીને કાચની પાછળ પાછળ.
સતત પ્રત્યેક ક્ષણે કોણ ભાગી રહ્યું છે પાછળ ને પાછળ પાછળ ને પાછળ?
અને અસંખ્ય કાચોને વીંધીને નિષ્કંપ તાકી રહ્યું છે આ તરફ : કોણ?
પરિરંભના પ – માં જકડાયેલા જ -- ને?

કોણ પૂછી રહ્યું છે પોતાને વિશે જ સતત પ્રશ્નો?
સંતાકૂકડીની આવી રમત રમવાની? અને તે પણ એકલા એકલા?
એવકૂફીનો ક્યારે આવશે અંત? એવો પ્રશ્ન પૂછતી વખતે પણ-
રમતમાંથી ક્ષણાર્ધ પણ બહાર નહીં આવનારું આ કોણ છે?
એવો પ્રશ્ન પૂછીને ઉત્તરને કાચ બનાવી એની પાછળ અદૃશ્ય થઈ
અનિમેષ તાકી રહેનાર : કોણ છે?
'તું પરિરંભના પ–માં જકડાયેલો જ છે' એમ વિધાન કરનાર તું
તત્ક્ષણ કેમ બની જાય છે કાચ?
આવું જ છે આ સાચ સતત કાચ બનીને સરકતા જવાનું?
અને કાવ્યનો આમ અંત આવી જવાથી કંઈ ખરેખર અંત આવી જતો નથી.
અંત અંતરમાં છુપાયો છે તો–
તો શું? કંઈ સૂઝતું નથી. માત્ર લોચા.
રહેવાતું નથી લખ્યા વિના. પોચા પોચા.

અધૂરું રહ્યું તો ભલે રહ્યું. બગડ્યું તો ભલે બગડ્યું
ન જામ્યું તો ભલે ન જામ્યું. કોઈ કશું ન પામ્યું તો ભલે ન પામ્યું
આકૃતિ સિદ્ધ ન થઈ અને છતાં આ કૃતિ વિકૃતિ પ્રસિદ્ધ થઈ તો ભલે થઈ
આ આમ છે વસ્તુસ્થિતિ અત્યાર લગી તો....

કાવ્યસર્જન વેળા પ્રેયસી– (પ્રિયતમનું આગમન જોઈને) ☐ વિનોદ જોશી

તમે આવ્યા વનવાસ મારા કાગળને દેશ
ઝંખનાની શબરીના બોરબોર આંસુને શબ્દોનો પહેરાવું વેશ....
જંગલનું નામ હવે છોડેલું ગામ અને આંસુની ધાર હવે સીતા
અધખૂલ્લા પોપચાંનો કરવો શો અર્થ ? હોય વીરડામાં સામટી સરિતા
વ્યંજનાની આંખોમાં લયને આંજ્યો ને હજી છુટ્ટા ઊડે છે મારા કેશ....
આપણો પરિઘ થાય પૂરો તે કેમ કરી જ્યાંનો ત્યાં શબ્દોનો ચાપ
છાતીમાં એનઘેન પથ્થરિયો ભાર, એવો લાગેલો કાળઝાળ શાપ
લાગણીની ઝૂરતી અહલ્યાને રોમરોમ ગીત બની સ્પર્શી ગઈ ઠેશ....

☐

ગઝલ ☐ જયેન્દ્ર શેખડીવાળા

લાગણી ઝાકળ રૂપે અહીંયાં મળે છે ?
કોઈ કહે છે કે નિશાચરને થીજેલું જળ છળે છે.
રે, સમજના એકચક્રી રાજ્યમાં,
આપણા વિસ્મયનું બાળક ક્યારનું યે ટળવળે છે.
શબ્દને ચ્હેરો કે પડછાયો નથી,
મોક્ષ નામક વાસના લૈ અર્થ વાંસામાં બળે છે.
હું વિધિવશ છું સમય માટીપગો,
કાર્ય કારણનું પગેરું આમ તો દરિયે મળે છે.
લ્યો, કમળ જેવી કવિતાની કડી,
કે અચિંતાનું હૃદયમાંથી સરોવર નીકળે છે.

ડૂંખ ☐ ઉશનસ

કાલ સવારે ઓચિન્તી જ જે ફૂલને પ્રસવશે
તે વેલની ડૂંખને આજે સાંજની ઝાંખપમાં
જોવાનું મને ભારે કૌતુક છે;
કેવી છે ફૂટું ફૂટું તારા કાચા સ્તન જેવી!
જીવનશકિત સમસ્ત
ટીશ ઉપર આવીને બેઠી છે, રવ રવ થતી ફૂટું ફૂટું;
એને જાણે કીડીઓ બેઠી છે, ખોલું ખોલું,
–અને મારે ટેરવે આવીને બેઠો છે
કોઈ જંગલી સ્પર્શ, અડકું અડકું....
–વીજળીનો ઝાટકો તો નહીં લાગે ને?

☐

ભફાંગ! ☐ ગઝલ ☐ ભગવતીકુમાર શર્મા

ચાહ લીલીછમ ને હું સુકકો ડિમાંગ;
શ્વાસનાં હરણો ભરે કયાંથી છલાંગ?
ધ્રબ ધ્રિબાંગ ધ્રબ ધ્રબ ધ્રિબાંગ ધ્રબ ધ્રબ ધ્રિબાંગ;
રિક્ત કિલ્લાની સતત ધ્રૂજે છે રાંગ.
આ ત્વચા પણ પારદર્શક થઈ ગઈ.
હું સમય આગળ ઉઘાડું કેમ જાંગ?
સામેથી આવે છે કંઈ માણસ સમું;
ચાલ, પ્હેરી લઉં ફરી માણસનો સ્વાંગ.
જળ સપાટી તુર્ત સમથળ, થઈ ગઈ;
હા, સમુદ્રે શબ્દ ઊઠયો તો: ‘ભફાંગ’!

આજ □ નલિન રાવળ

પર્ણોનો લીલેરો ઢાળ હજુ ઊતરી ગયોને
આજ અણદીઠી વાગી ઠેસનો ઘાવ ઊંડો ફૂટ્યો.
મ્હેક મ્હેક્યાં ગુલાબનાં માણ્યાં વનોને
આજ અણધાર્યો કાંટો કો કાળજડે ખૂંપ્યો.
લ્હેકંતા વાયરાના હિંડોળે હીંચ્યોને
આજ કેવા સૂસવતા સૂનકારે પૂગ્યો.
ઝીંકાતી ધોધમાર ચાંદની વીંધીને
આજ કાળા અંધારે કંઈ ભૂલ્યો.
વ્હાલપના સાત સાત દરિયા તરીને
આજ આંસુના કાંઠડે ડુબ્યો.

□

સફરજન □ મંગળ રાઠોડ

આ સફરજનનો
માસલ આકાર અને
તેનો ખટમીઠો રંગ
મને બહુ ગમે છે.

પણ
બચકું ભરીશ તો
બગડી જશે બધું, અને
નથી ભરતો તો
ભૂખ મને વધુ લાગે છે.

આગને □ –'બાદલ'

હે ચિતાની આગ,
તું બાળી શકી છે કોઈ કવિને?
તો પછી બાળી શકીશ શી રીતે
પ્રિયકાંતને?

અમારા તો ઠીક, પણ
તારા કાળજે ય હાથ મૂકી જો
ધબકતો હશે જ
પ્રિયકાંત.



પ્રિયકાન્ત મણિયાર

# કૃષ્ણ-રાધા

આ નભ ઝૂક્યું તે કાનજી ને
ચાંદની તે રાધા રે!
આ સરવર જલ તે કાનજી ને
પોયણી તે રાધા રે!
આ બાગ ખીલ્યો તે કાનજી ને
લ્હેરી જતી તે રાધા રે!
આ પરબત શિખર કાનજી ને
કેડી ચડે તે રાધા રે!
આ સાગર ચરણ તે કાનજી ને
ભરતી ચડે તે રાધા રે!
આ કેશ ગૂંથ્યા તે કાનજી ને
સેંથ પૂરી તે રાધા રે!
આ દીપ જલે તે કાનજી ને
આરતી તે રાધા રે!
આ લોચન મારાં કાનજી ને
નજરું જુવે તે રાધા રે!

[illegible]

પ્રિય સુરેશભાઈ,

કવિતા સમજવી અને માણવી એ એક વાત છે અને 'કવિતા'ના જૂન '૭૬ (અંક ૫૩)ની વિશિષ્ટ કૃતિ માટે નિર્ણય આપવો એ જુદી જ વાત છે – કપરી વાત છે. એ જવાબદારી તમે મારા પર નાખી છે અને મને વિલક્ષણ પ્રકારની મૂંઝવણ થાય છે. 'કવિતા'નું સંપાદન જ એ રીતનું છે કે કોઈને પણ 'આ ફૂલ લઉં કે પેલી ઝૂલ લઉં?' જેવી મીઠી મુંઝવણ થાય.

પ્રસ્તુત અંકના કાવ્યોનો વિચાર કરતાં મારી આંખો પ્રિયકાન્ત મણિયારના કાવ્યો પર - વિશેષ કરીને 'સુખદુ:ખ' કાવ્ય પર ઠરી. વિચાર્યું, તેમની સાથે કોઈ અંગત સંબંધ તો નથી છતાં આવતો અંક પ્રગટ થયા પછી તેમને અંગત અભિનંદનનો પત્ર લખીશ. ત્યારે મને સ્વપ્ને પણ ખ્યાલ ન્હોતો કે મારા અભિનંદન એકાએક શ્રદ્ધાંજલિમાં પલટાઈ જશે.

Houseman નું એક વાક્ય યાદ આવે છે. 'It is the function of poetry to harmonise the sadness of the world'. જગત સમસ્તની વેદના અને વ્યથા પી જઈ કવિ જિંદગીની બધી વાત કહી દેવા પ્રયત્ન કરે છે અને છતાં જીંદગીની બધી વાત કહી શકતા નથી.' આ વિસંવાદીપણામાં જ સંવાદ harmonisation છે? ન જાને.

આખું કાવ્ય એક સુંદર રૂપક છે, આપણે માનીએ છીએ કે સુખ એટલે સમતા અને દુ:ખ એટલે વિષમતા પણ 'તપાવેલા તાંબામાં સપનાં આળોટે એવા સુખ'માં સમતા હોય કે, વિષમતા? અને 'કોઢ બહાર નીકળી જતાં લાંબા દુ:ખની' અનુભૂતિ વ્યકિતગત ન બની રહેતાં વૈશ્વિક બની જાય છે. એવા દુ:ખમાં વિષમતા હોય કે–સમતા?

જિંદગીના શાશ્વત સત્યોને સચોટ પ્રતીક રૂપે રજૂ કરે તે કવિતા. અને અહીં પ્રિયકાન્તે કેવા સરસ પ્રતીકો યોજ્યાં છે. 'તપાવેલું તાંબું' એમાં 'આળોટનું સુખ' અને 'કોઢ' જીવનના વિષમ સંજોગોનું આવું સુંદર પ્રતીક નિરૂપણ બહુ જૂજ જોવા મળે.

'જિંદગીની બધી વાત'નું કાવ્યગાન ગુંજવા કવિ હવે આપણી વચ્ચે નથી રહ્યાં. 'Gods have killed him for their sports' અને છતાં કાવ્યસાહિત્યના 'ઘેઘૂર વનમાં' આ કવિ 'અમૃત રૂપે' આપણી વચ્ચે ચિરંજીવ રહેશે એમના કાવ્યોથી.

લિ૦
જયવંતી દવે

નિષ્ફળ પ્રણય-યુગલની જળસમાધિનું ગીત ☐ હનીફ સાહિલ

બાકી દરિયો જાણે છે આખી વાત.
જાણે જાણે તો એક હલ્લેસું જાણે ને
બીજી આ ખારવાની જાત.

એવું એક ખારવાએ જોયું : બે પડછાયા
દોડીને દરિયાને ભેટયા
કાગળની હોડીનું લંગર ઉપાડી
શઢ કાગળનાં બેઉએ ખેંચ્યા
આગળની વાત જાણે તોફાની મોજાં ને
બીજી આ ફીણાતી રાત.

એવું બન્યું કે પછી ભમ્મરિયા પૂર
પછી ભમ્મરિયાં પૂર....પાણી....પાણી
હાથોનાં હલ્લેસાં હેઠાં પડયાં ને પછી
પરપોટે ફૂટી ગઈ વાણી
જાણે જાણે તો એક માછલીયું જાણે ને
ઘૂઘવતા સાગર આ સાત.

☐

તરંગ- ☐ પન્ના નાયક

પાણી પર કાવ્ય લખતાં
હાલી ગયેલો પવનનો હાથ ....

## દૃશ્ય (અ) દૃશ્ય □ અરવિન્દ મુનશી

આકાશની ભૂરાશને
ડાળીઓમાં ગૂંથીને વૃક્ષો ઊભાં છે
પવનમાં તરે છે
પંખીના ટહુકા જેવી વાદળની છાયા.

પહાડ ખુશખુશાલ છે
કે પોતામાંથી સૂરજમુખી જેવું ઝરણું
પ્રકટી ઊઠયું

—અને નીકળી પડયું
લીલા ઘાસ પરથી પસાર થઈ ગયેલા
પરમેશ્વરના પગલાંની શોધમાં !

આસપાસ
સવારનો તડકો
પતંગિયાંની પાંખો પહેરીને
ઊડવા લાગ્યો.



## –અને □ શોભિત દેસાઈ

સૂર્ય કેરાં ગીત ગાતો હું – અને
રાતના રૂપે હણાતો હું – અને
ડાળ પરના પર્ણની મર્મર થકી
ગીતના રૂપે રચાતો હું – અને
સીમનું વાતાવરણ વ્હેતું થયું
સ્પર્શના સુખમાં ફસાતો હું – અને
ઘર, મકાનો, શેરીઓ ચાલ્યા ગયા
એકલા હોવાની વાતો હું – અને

કાવ્ય તથા કાવ્ય વિષયક સંગ્રહોની પરિચયાત્મક લેખ શ્રેણી

કાવ્યવિશ્વ: સં. ડૉ. સુરેશ દલાલ; આ. ૧, ૧૯૭૫; પૃ. ૪૬૪; મૂલ્ય: રૂા. ૪૫. પ્ર૦ ચીમનલાલ લિટરરી ટ્રસ્ટ, મુંબઇ ૪૦૦ ૦૦૧; મુખ્ય વિક્રેતા: વોરા, અમદાવાદ.

આ અનુવાદ-ગ્રંથમાં કાવ્યના વિશ્વની કે વિશ્વના કાવ્યની કેટકેટલી સંતર્ક સમૃદ્ધિ આપણી ભાષામાં એકસાથે પ્રકટ થઇ છે!

એમાં સંસ્કૃત, પ્રાકૃત, અપભ્રંશ, તામિલ તેલુગુ, બંગાળી, મરાઠી, હિંદી આદિ ભારતની ભાષાઓની તથા પૂર્વ અને પશ્ચિમની અનેક ભાષાઓની ઉત્તમ કૃતિઓ આપણી ભાષા દ્વારા રજૂ થઇ છે. માનવી જીવનનાં અને મનના સંઘર્ષોને તથા એનાં પાતાલને પ્રકટ કરનારા, એના આકાશને આંબનારા; જગતનાં સંસ્કાર અને સંસ્કૃતિને ઘડનારા અને પોષનારા કંઇ કેટલા યે કવિ–મનીષીઓની લોકોત્તર પ્રતિભાની અહીં ઝાંખી થાય છે. એ ઉપરાંત જેમનું નામ લીધા વિના કોઇ પણ ભાષાના સાહિત્યનો] ઇતિહાસ પાંગળો રહે એવા મોટા ગજાના (Major)-કવિઓ તથા ઉત્તમ કવિઓનો પણ અહીં સમાવેશ થયો છે–એમની નાની-મોટી કવિતાઓ દ્વારા હબસી કવિઓની વેદના અને ખુમારીને પણ અહીં વાચા મળી છે.

આ બધું યે કાવ્યધન આપણને અહીં વત્તાઓછા પ્રમાણમાં સુલભ થાય છે. વત્તાઓછા પ્રમાણમાં એટલા માટે કે કવિતાનો અનુવાદ પોતે જ કાવ્યના સંદર્ભમાં વદતો-વ્યાઘાત જેવી પ્રવૃત્તિ છે. અને છતાં યે એના વગર માનવજાતને ક્યારેય ચાલ્યું નથી અને ચાલવાનું યે નથી. અન્ય ભાષાની કવિતાને યત્કિંચિત પણ પામવાનો આ એક જ ઉપાય છે. એ ઉપાય અહીં સંપાદકે ભારે હિમ્મત અને શ્રદ્ધાથી યોજ્યો છે - ગુજરાતી ભાષાઓના અને એના કવિ - અનુવાદકોના સામર્થ્ય પર શ્રદ્ધા રાખીને!

એમની એ શ્રદ્ધા અધિકાંશે પાર પણ પડી છે. કારણ કે, 'વિશ્વકાવ્ય'ને માણતાં એમાંથી કાવ્યરસ મળતો જ રહ્યો છે. એને મૂળ કૃતિઓ સાથે તુલનાત્મક રીતે નાણી જોવાનો પડકાર, જો એ પ્રામાણિકપણે ઝીલી લેવાય તો એ પણ, આ સંગ્રહની એ વિશેષ ફલશ્રુતિ ગણાશે.

આટલી બધી ભાષાઓની આટલી બધી કવિતા આટલા બધા ગુજરાતી કવિ-અનુવાદકો પાસેથી પ્રાપ્ત કરવી એ પણ એક ભગીરથ કાર્ય છે; આ પ્રકારની પ્રવૃત્તિમાં એક આગવું અને ઐતિહાસિક સીમાચિહ્ન છે.

સુરેશ દલાલ એ માટે આપણાં માત્ર અભિનન્દનોના જ નહીં, આપણી કૃતજ્ઞતાના પણ અધિકારી છે - અને એ 'કાવ્યવિશ્વ'નું પ્રકાશન કરનાર 'ચીમનલાલ લિટરરી ટ્રસ્ટ' પણ!

[તા. ક.: અને હા! કાવ્યના આ વિશ્વમાં સંપાદકે થોડીક ગુજરાતી કવિતાઓ પણ આમેજ કરી જ લીધી છે, એ પણ અહીં નોંધવું જોઇએ.]

અશ્વત્થ: 'ઉશનસ્' આ. ૧, ૧૯૭૫; પૃ. ૧૩૩; મૂલ્ય: રૂ. ૮-૫૦; પ્રકાશક: વોરા, અમદાવાદ.

કવિનો આ આઠમો કાવ્યસંગ્રહ છે. કાવ્યરચનાનું સાતત્ય અને વૈપુલ્ય એ 'ઉશનસ્' ની કવિતાનું એક ધ્યાન ખેંચે એવું લક્ષણ છે. પ્રણય અને પ્રકૃતિ એમની કવિતાને ગમતા વિષયો છે; અને એના આલેખન માટે સૉનેટ એમને પહેલેથી તે આજ સુધી એક સરખો જ પ્રિય અને સિદ્ધ કાવ્યપ્રકાર છે. એમની કલમ કાગળને સ્પર્શે છે. અને એમાંથી સૉનેટ કે સૉનેટગુચ્છ ફૂટે છે. સૉનેટ પછી જો એમને કોઈ બીજો કાવ્યપ્રકાર ફાવતો હોય તો તે ગીતનો છે. એથી જ એમનાં કેટલાંક સૉનેટોમાં ગીતના લયની હલક અને કેટલાંક ગીતોમાં સૉનેટની સચોટતા દેખાતી હોય છે. ચે

પોતાનાં કાવ્યોમાં એમણે ગાયેલો પ્રેમ માનુષી પ્રિયા જેટલો જ પ્રકૃતિ અને પરમતત્ત્વ પ્રત્યે પણ અનુરકત છે. તૃણના આ કવિની એ લગની અહીં 'અશ્વત્થ' માં યે એટલી જ ઉત્કટતાથી પ્રકટે છે. - કયારેક નવે જ રૂપે અને તેથી વધારે આહ્લાદક રીતે. કવિનું અને એમની કવિતાનું એ પ્રતીક બની રહે છે. એમનાં ઉપર્યુકત પ્રણય-ગાનોમાં કે ઋતુકાવ્યોમાં કયાંક ને કયાંક તક મળ્યે તૃણ કે એનો લીલો રંગ શબ્દોમાંથીયે લહેરાઈ રહે છે. 'અમે કવિઓ અર્ધ આરણ્યકો' એમ કહીને એઓ તો દીવાલની તિરાડમાં ઊગતા ઘાસને જ પોતાનું - કવિનું - ક્રાન્તિપ્રતીક ગણાવવાના. વળી, 'લીલો બળવો' જેવો પ્રયોગ પણ આ કવિને જ સૂઝે! પ્રકૃતિના લગભગ ઘણા ખરા રૂપમાં 'બા' ના ચહેરાને જોતા આ કવિનો બળવો પણ 'લીલો' જ હોય.

... પરંતુ, આવી કેટલીક કૃતિઓ બાદ કરતાં એમના કાવ્યવિષય અને એના આલેખનની રીતિનો વ્યાપ તો એમના આગલા કાવ્યસંગ્રહો જેટલો જ રહ્યો છે, અલબત, એ સંગ્રહોએ આપણને ઓછા રસવિભોર નથી કર્યા - આ સંગ્રહની જેમ.

... પરંતુ, 'અશ્વત્થ'નો ઉત્તમાંશ તો છે એની પ્રસ્તાવના રૂપે રજૂ થયેલું 'કવિનું જાહેરનામું' એને સાદ્યંત કાવ્ય કહી શકાય. એમાં કવિએ પોતાની કાવ્ય વિભાવનાને આ રીતે પ્રકટ કરી છે. કહે છે :

"કવિ લેખે મારે હવે બીજું કોઈ કામ કરવાનું બાકી રહ્યું નથી ... હવે હું સર્જનના રહસ્યની બરાબર સંમુખ ઊભો રહેવા માગું છું... મારે આ પંચભૂતોના વિસ્મય વચ્ચે વિસ્મયના જ એક સ-જીવ માધ્યમ તરીકે ઊભા રહેવું છે ... આ વિપુલ બ્રહ્માંડમાં હું પણ એક નક્ષત્ર છું એ જ મારે હવે પુરવાર કરવું છે ... આ અવકાશના પોલાણમાં મારે મારા ચૈતન્ય વિસ્મયનો એક કંપ મોકલી આપવો છે ... "

કવિના શબ્દને એ સિદ્ધિ પ્રાપ્ત થાઓ!



## અશ્રુ-મોક્ષ □ સુન્દરમ્

વહી જતી જ્યારે નયન થકી ચોધાર સરિતા
ઉન્હાં આંસુ કેરી–
જુએ આ આંસુને નયન પણ કો પથ્થર સમાં–
હસે આ આંસુને નયન ત્યહીં કો સ્હેજ સ્મિતથી–
હસે આ આંસુને નયન પણ કો સ્નેહરસથી–
ગ્રસે વા આંસુને નયન મૃદુ કો છીપ સમ થૈ
રચી દે એમાંથી અવલ સુહૃનાં મૌક્તિક નવાં–
જલાવે વા એને પ્રખર થઈ અગ્નિ નયન કો,
ઉડાડી દે બાષ્પીભવન કરી એનું, નવ રહે
નિશાની એકકે, રહે અમલ ત્યહીં આકાશ અ-ગુણ,
ચિદાનંદે છાયું, અખિલ જગને છાઈ વળતું.



## –ભૂલ □ જગદીશ જોષી

પાણી–કઠણ દરિયો ને આ સુવાસ–કઠણ ફૂલ :
પ્રેમથી કઠણ થઈ ગયું છે જીવન જાણે ભૂલ !
અરસપરસની વાત: રાત તો દીવાલ પરનો રંગ,
દીવાલ પાછળ ઝૂરી રહે છે જીવ બનીને તંગ;
કુરુક્ષેત્ર પર વાવી દીધું આખુંયે ગોકુળ :
પાણી–કઠણ દરિયો ને આ સુવાસ–કઠણ-ફૂલ !
હોઠે ભમતાં ગીતની પાછળ અવળાસવળા સૂર,
આગળ પાછળ પાગલ પગમાં : પ્રાણ વહે છે દૂર;
સરવર, તારા તળિયે જોને–ધૂળ, ધૂળ ને ધૂળ !
પાણી કઠણ દરિયો ને આ સુવાસ કઠણ ફૂલ !

☐ રાજેન્દ્રસિંહ રાયજાદા

વરસાદની ધારાઓનો સ્પર્શ
ગજવામાં ભરી લઉં
અને કોઈ ઉનાળે પાણી ઝંખતા ઝાડની
ડાળીએ લટકાવી દઉં

પતંગિયાને પકડવાથી
આંગળીએ ચોંટી ગયેલી સોનેરી રજ
કોઈ બાળકની આંખમાં
સૂતેલા વિસ્મય પર
ખંખેરી નાખું

અંધારામાંયે
તાડનાં વૃક્ષો મત્ત બનીને
ડોલતાં હતાં એ વાત
ઊગતા સૂરજને કહી દઉં

ધોધમાર વરસાદમાં
બજાર વચ્ચે
પાણીમાં છબછબિયાં કરતો
નાના છોકરાની જેમ
નાગોપૂગો દોડયો જાઉં
–પણ હવે એવું હું ક્યાં કરી શકું છું!

ગીત □ હરીન્દ્ર દવે

ક્યાંક ફૂલને કહ્યું ને ક્યાંક પાનને કહ્યું :
ને એક ઝાડને કહી ન મારી વારતા,
એક ડાળને કહ્યું ને પછી ઝાડને કહ્યું
ને એક બાગમાં રહી ન મારી વારતા.

રસ્તા પર કેમ કરી પહોંચી એ વાત
જુએ ટીકી મકાન બેઉ કોરના,
સાવરે અજાણ્યા થઈ વહેતા રહે છે
હવે વાયરાઓ આથમતા પહોરના;
છીંડાની શોધ મહીં સઘળા મશગુલ
હજી સાચે વહી ન મારી વારતા.

આકાશી વાદળોમાં ગોરંભે એ જ
અને વરસીને મેઘ મને પૂછે,
લંબાતો ખાલીપો સૂનો સૂનો ને મારાં
નેણના અજંપાને લૂછે!
ટહુકી ટહુકીને જુઓ પાછી વાળે, આ
એક પંખીએ સહી ન મારી વારતા.

(વિ)ચિત્ર □ જગદીશ જોષી

વેરાનોમાં તરસ-તરસી ચીસ થીજી, અને આ
વૃક્ષો કેરી હરિત-ભ્રમણા : આંખમાં રેત સુક્કી.
મેઘો ગાજે અજલ, વળથી ઊછળીને સમુદ્રો
કાંઠે આવી વ્યરથ પટકે શ્વેત, ફેનીલ મુઠ્ઠી.

ઊગે-ડૂબે અવિરત નભે સૂર્ય આ અંધ, મારો
આંખો-પાંખો સતત કરતો ચંદ્ર આક્રંદ મંદ.
તોયે વૃક્ષો, ખળખળ વહતી આ નદી, ખેતરોયે
ઝૂલે-ખૂલે, ગગન-ધરતીનો કશો આ સંબંધ !

ઊગે લીલી કૂંપળ જડ આ ભીંત ફોડી અચિંતી,
કંપે એના હલચલ થતી પિંડ-બ્રહ્માંડમાં આ :
આવેગે કે અરવ પગલે આવવાનો ફરીને,
ભીડ્યાં દ્વારો પરિમલ થઈ ખોલવાનો ઝરીને !

તારી આંખે તગતગ થતા તારલાઓ નિહાળું
કે આ મારું હરણ-સપનું...ચીસ થીજી, અને આ...

ગીત □ હરીન્દ્ર દવે

ક્યાંક ફૂલને કહ્યું ને ક્યાંક પાનને કહ્યું :
        ને એક ઝાડને કહી ન મારી વારતા,
એક ડાળને કહ્યું ને પછી ઝાડને કહ્યું
        ને એક બાગમાં રહી ન મારી વારતા.

રસ્તા પર કેમ કરી પહોંચી એ વાત
        જુએ ટીકી મકાન બેઉ કોરના,
સાવરે અજાણ્યા થઈ વહેતા રહે છે
        હવે વાયરાઓ આથમતા પહોરના;
છીંડાની શોધ મહીં સઘળા મશગુલ
        હજી સાચે વહી ન મારી વારતા.

આકાશી વાદળોમાં ગોરંભે એ જ
        અને વરસીને મેઘ મને પૂછે,
લંબાતો ખાલીપો સૂનો સૂનો ને મારાં
        નેણના અજંપાને લૂછે!
ટહુકી ટહુકીને જુઓ પાછી વાળે, આ
        એક પંખીએ સહી ન મારી વારતા.

(વિ)ચિત્ર □ જગદીશ જોષી

વેરાનોમાં તરસ-તરસી ચીસ થીજી, અને આ
વૃક્ષો કેરી હરિત-ભ્રમણા : આંખમાં રેત સુક્કી.
મેઘો ગાજે અજલ, વળથી ઊછળીને સમુદ્રો
કાંઠે આવી વ્યરથ પટકે શ્વેત, ફેનીલ મુઠ્ઠી.

ઊગે-ડૂબે અવિરત નભે સૂર્ય આ અંધ, મારો
ઝાંખો-પાંખો સતત કરતો ચંદ્ર આક્રંદ મંદ.
તોયે વૃક્ષો, ખળખળ વહતી આ નદી, ખેતરોયે
ઝૂલે-ખૂલે, ગગન-ધરતીનો કશો આ સંબંધ!

ઊગે લીલી કૂંપળ જડ આ ભીંત ફાડી અચિંતી,
કંપે એના હલચલ થતી પિંડ-બ્રહ્માંડમાં આ:
આવેગે કે અરવ પગલે આવવાનો ફરીને,
ભીડયાં દ્વારો પરિમલ થઈ ખોલવાનો ઝરીને!

તારી આંખે તગતગ થતા તારલાઓ નિહાળું
કે આ મારું હરણ-સપનું...ચીસ થીજી, અને આ...

શ્રાવણ ઉગાડું છું દાઢીએ! ☐ મનહર ચરાડવા

ચોમાસું આખ્ખું યે છાતીમાં ચૂવે કે છાતી છોડીને ક્યાં આઢીએ[1] ?
હું તો શ્રાવણ ઉગાડું છું દાઢીએ!

હરતાં ને ફરતાં આ વીંધાતાં જાવાનું
રોમ લગી રેલાતું રાજ છે,
ઝઝું કરીને મને મારાંએ પ્હેરાવ્યો
માથે ન - ધણિયાતો તાજ છે!
મારે મેદાન આમ હાથ-હાથ ઊગેલું લોહિયાળ સુખ કેમ વાઢીએ?
હું તો શ્રાવણ ઉગાડું છું દાઢીએ!

વાવડ મળ્યા છે કોઈ પંખીનો ખેપિયો
ગોતે છે મારામાં ઝાડને,
સુકાતે જીવ આંય ખોડાવું ખોડપરે;[2]
પૂછે છે કોણ ભલા, પ્હાડને?
નદિયું ઊભરાય હવે આંખ્યુંને તીર એને બીજે તે કિયે સ્થળ કાઢીએ?
હું તો શ્રાવણ ઉગાડું છું દાઢીએ!

---

૧. આઢીએ - આઢવું / બહાર જવું - સૌરા. લોકબોલીનો તળપદો શબ્દ.
૨. ખોડપરે - જેતપુરના ખોડપરા વિસ્તારમાં.

☐ *Aparna Joshi*

*Tears unshed...*
*Feelings unreturned...*
*Dreams unfulfilled...*
*Waiting... waiting... waiting...*
*Words unshed...*

એક રૂપિયાની લોટરી જેવું સુખ □ સુરેશ દલાલ

દુઃખની ગલીઓમાં
હું મારા સુખને ખરીદવા નીકળ્યો છું.
સુખના ગરિયામ રસ્તે
હું મારા દુઃખને વેચવા નીકળ્યો છું!
કેવી બજાર છે
કે સુખ મળતું નથી અને દુઃખ વેચાતું નથી
–પણ હું નીકળી પડ્યો છું.

સમાજમાં સલામત રહેવા માટે
દંભી અને કાફર થયો
અને નિર્દોષ આંખોના વિસ્મયનું સુખ
કાયમને માટે વેચી બેઠો.

હવે હું ટ્રેનની બારી માટે
પડાપડી નથી કરતો.
વૃક્ષોનાં પાંદડાં સાથે લીલીછમ
વાતચીત નથી કરતો.
પંખીના ટહૌકાને પીતો નથી.
મારી પાસે ગંધ નથી, ગીતો નથી
જીવનનો હરખ નથી, મૃત્યુનો શોક નથી
– સાવ જડ થઈ ગયો છું
ઉજ્જડ થઈ ગયો છું!

આંખોની પાછળ
એક વૈશ્ય ત્રાજવું લઈને બેઠો છે.

ફાવેતેમ તોલમાપ બદલે છે.
ખુશામત કરવી હોય ત્યારે ખુશામત કરે છે
અને અવાજ ઊંચો કરવો હોય ત્યારે આંખ ઊંચકે છે.
બધાંની કિંમત જાણે છે, –વાણિયો!
નફા અને તોટાની
સફળતા અને નિષ્ફળતાની કુંડળી બરાબર ઉકેલે છે!

આ બધાનો થાક છે
પણ સુખને માટે માણસે
આટલું તો વેઠવું જોઈએને!
ખૂબ વેઠ્યા પછી
બધું જ ભૂલવા માટે
પાર્ટીઓ કરું છું.
પ્યાલીઓ ભરાય છે
ને સુખની જાહેરાત થાય છે!

આ મુંબઈ શહેરમાં
હું સુખી છું.
માણસને પોતાનો ફ્લેટ હોય પછી શું?
કેટલાક લોકો તો બિચારા કેવી રીતે રહે છે?
બીજાંના દુ:ખનો વિચાર કરીએ
ત્યારે જ આપણને આપણું સુખ સમજાય, એવું કેમ?

આ મુંબઈ શહેરમાં
હું સુખી છું.
માણસને પોતાનો 'જોબ' હોય પછી શું?
કેટલાક લોકો તો બિચારા–

હું પાંચમાં પૂછાઉં છું.
પાંચમાં પૂજાઉં છું.

પત્ની છે, બાળકો છે, મિત્રો છે,
સગાં છે, વ્હાલાં છે,
દીકરીનાં લગ્ન થાય
ત્યારે ખાસ્સી મોટી વાડી રાખવી પડે
એટલા સંબંધો છે!

જમ્યા પછી સિગરેટ પીઉં છું.
હોટેલમાં જાઉં છું.
હિલસ્ટેશન પર જાઉં છું ત્યારે
પ્રકૃતિ સાથે થોડુંક 'ફ્લર્ટ' પણ કરી લઉં છું.
શરીરને સહેજ પણ તકલીફ
કે ડૉક્ટર્સને તરત જ 'કન્સલ્ટ' કરી લઉં છું.
દુઃખી થવાનો કોઈ અધિકાર નથી
એટલે કહું છું કે સુખી છું!

રવિવારની સવાર જેવું સુખ
છાપાને છાપરે.
સોમવારથી સુખ બેસે ઑફિસની ખુરશીમાં.
શનિવારનો અડધો દિવસ
સુખ અને દુઃખની કરવતથી વ્હેરાય.
થિએટરના અંધારામાં દુઃખ સુખને પંપાળે,
સુખ દુઃખને પંપાળે.
(ઘડીકમાં સુખ, ઘડીકમાં દુઃખ
કંઈ છાપભૂલ તો નથી થતી ને?')

કેલેન્ડરના ત્રીસ દિવસના આંકડાઓને
ટીપું ટીપું સુખનું સેન્ટ સૂંઘાડું છું.
બૅન્ક-હોલીડે હોય તો બે ટીપાં વધારે!
ટીપાંનો આધાર તો પગારે પગારે!

ચાલો આપણે સુખદુઃખની
અદલાબદલી કરીએ.
બદલાબદલી કરીએ.
સુખ તો શેરબજાર જેવું.
ભાવ ઊંચાનીચા થાય.
કહો, તેજી-મંદી થાય
સુખ તો શેર બજાર જેવું,
રેસકોર્સના મેદાન જેવું
એક રૂપિયાની લોટરી જેવું સુખ!

ફટવી મૂકેલા શ્રીમંતના સંતાન જેવું
સુખ આવીને ઊભું રહે છે.
અને હું કહું છું.
મનની બહાર ઊભું રહે!

ફૂટપાથ પર અટવાતા
અનાથ ગોબરા બાળક જેવું
દુઃખ આવીને ઊભું રહે છે
અને હું કહું છું
મનની બહાર ઊભું રહે!

મારા મનની પાસે
હવે વેશપલટો કરીને
બન્ને જણ દ્વારપાળનો દેખાવ કરતા ઊભા છે
ચોરની જેમ અંદર ઘૂસી આવવા માટે.

અને હું બહાર નીકળી શકતો નથી.

ચાર ગઝલ □ રમેશ પારેખ

Epidemic

જોયું ને ઊઠયો ને ચોંકયો ને કૂદ્યો ને નાઠો રે નાઠો
મારામાંથી એક મારો જ ભયભીત ફાંટો રે ફાંટો

આતંક આતંક ઘરમાં ગલીમાં ને આખા નગરમાં
વળી આંખની સાથે આંખોમાં આંખોની ગાંઠો રે ગાંઠો

તરસમાં બધા હાથ રઘવાતા રઘવાતા રઘવાઈ બેઠા
હથેળીમાં વીરડાઓ ગાળ્યા; નથી જળનો છાંટો રે છાંટો

અને ઘાવ પ્રસર્યા વિચારોમાં એવી તો કરપીણ ઝડપે
ન શ્રદ્ધા, ન પીડા, ન મૃત્યુ, ન ઔષધ, ન પાટો રે પાટો

હજુ ઘેનમાં લંગડા લંગડા શ્વાસ લવકયા કરે છે
આ ચહેરાના જંગલમાં વાગ્યો' તો સોનેરી કાંટો રે કાંટો

થયો છે કચરઘાણ કેવો અકસ્માત હરએક જણમાં
છે સૌ પાસે પોતાનું ગંધાતું શબ : કોઈ દાટો રે દાટો

પૂછો– □

પૂછો કે Penમાં ય ફરે ઝાંઝવાં, તો હા
પૂછો કે હોય ત્યાં ય હરણ બ્હાવરાં, તો હા

એવું ય ઘર હતું જયાં ઊગી'તી લીલોતરી
પૂછો કે એની આજ છે આવી દશા, તો હા

દોસ્તી પતંગિયાની કરી એ ગુના સબબ
પૂછો કે આ અભાવમાં પૂરી દીધા, તો હા

આંખો બની રહી છે અકસ્માતના ખબર
પૂછો કે જીવલેણ હશે વ્યંજના, તો હા

છટકી ગયું કૌઇક પ્રતિબિંબમાંથી બ્હાર
પૂછો કે દર્પણોમાં હતાં બારણાં, તો હા

ત્રણ અક્ષરોમાં માપી લીધું વિશ્વને 'રમેશ'
પૂછો કે એનું નામ હતું, વેદના, તો હા

–ની ☐

જેટલી દંતકથાઓ બની અરીસાની
છે ઝીણી ઝીણી કરચ એ તો કોઈ કિસ્સાની

તરડ પડે છે સફાળી હર એક ચહેરા પર
ઊઠે છે વાસ અચાનક બળેલી ઇચ્છાની

સમુદ્ર કેદી બનીને છબીમાં લટકે છે
શક્ય છે, એને નજર લાગી હોય તરસ્યાની

પરિચિતોમાં સરે આમ આંખ ભટકે છે
લાશ રઝળે છે જેમ શહેરમાં અજાણ્યાની

હોય તો એ જ છે સૌથી પ્રચંડ દુર્ઘટના
કે કોઈ નોંધ નથી લેતું કોઈ ઘટનાની

સલામ, કુંજડીના હારબંધ ટોળાંને
કે જેને વાગતી ના ઠેસ કોઈ રસ્તાની

ખળભળી જાય છે આકાશની બુલંદી પણ
ફૂટે છે કાચલી જ્યારે કોઈક ઈંડાની

## નીકળે □

હાથને ચીરો તો ગંગા નીકળે
છેવટે એ વાત અફવા નીકળે

બોમ્બની માફક પડે કાયમ સવાર
એ જ કચ્ચરઘાણ ઘટના નીકળે

કોઈ સપનું છીછરું વાગ્યું હતું
ને જનોઈવઢ સબાકા નીકળે

સ્તબ્ધ આંખોની કરો ખુલ્લી તપાસ
ભોંયરાઓ એનાં ક્યાં-ક્યાં નીકળે

એ શું કબ્રસ્તાનનું ષડયંત્ર છે ?
મુઠ્ઠીઓ ખૂલે ને મુરદાં નીકળે

દાબડીમાં એક માણસ બંધ હોય
ઢાંકણું ખોલો તો લાવા નીકળે

વક્ષની ખંડેર ભૂમિ ખોદતાં
કોઈ અશ્મિભૂત શ્રદ્ધા નીકળે

માર્ગમાં આવે છે મૃત્યુની પરબ
જ્યાં થઈ હરએક રસ્તા નીકળે

'ર' નિરંતર મેશ-માં સબડે અને
સૂર્ય પણ નીકળે તો કાળા નીકળે.

* કવિશ્રી ચીનુ મોદીને અર્પણ........

ઈશ્વર □ સર્વેશ્વર દયાલ સક્સેના □ માલિની શ્રોફ

(હિંદી કવિતા)

બહુ જ લાંબા ખીસાવાળો ડગલો પહેરીને
ઈશ્વર મારી પાસે આવ્યો'તો
મારી મા, મારા પિતા
મારાં બાળકો અને મારી પત્નીને
રમકડાંની જેમ
ખીસામાં નાખીને લઈ ગયો
અને કહી ગયો
બહુ જ વિશાળ છે દુનિયા
તારું મન બહેલાવવા માટે.
મેં સાંભળ્યું છે,
એણે ક્યાંક રમકડાંની દુકાન ખોલી છે,
અભાગી પાસે
કેટલી ઓછી પૂંજી છે
ધંધો કરવા માટે.

□

આષાઢસ્ય પ્રથમ દિવસે □ જયા મહેતા

હમણાં જ બહાર
ઝરમર ઝરમર વરસાદ પડવા માંડ્યો
ને માટીની સુગંધ લઈ વહેતી થઈ હવા.
હાથમાંથી કલમ મૂકી દઈ એકાએક
ક્યાંય સુધી હું ઊભી રહી બાલ્કનીમાં.
મને થયું

હવે હું જીવું છું
– કાગળ વિના!

લેન્ડસ્કેપ ☐ ટી. કાર્મી ☐ મૂકેશ વૈદ્ય

૧.

નીલી નદી પર સફેદ પંખી એક, બે,
પછી ત્રણ.
એક ટેલિગ્રાફ-સ્થંભ, બે
ત્રણ છોડવા.
એ સિવાય (છાપરાં
વાદળો, ઘાસનાં તણખલાં)
ટ્રેનમાંથી ગણવું અઘરું છે.
તેથી હું તેમનો ઉલ્લેખ નહીં કરું.
ખરેખર તો મને લાગે છે, હું નોંધીશ
માત્ર એક પંખી
કદાચ એની પાંખો જ.

૨.

વૃક્ષની ટોચ ઉપર લ્હેરતો તે ઊભો હતો.
આખે આખો ભૂરા વસ્ત્રોમાં સજ્જ.
અચાનક
એનું મ્હો ફાટી પડયું,
એનું શરીર ડાળખીની જેમ મરડાયું,
એના હાથ પવનથી ભરાઈ ગયા,
અને એ ફસડાયો.

આ બધું મેં ટ્રેનની બારીમાંથી જોયું.
હરા ઘાસનાં મેદાનો ગયા પછી
અને ઘોડાનું ઝૂંડ આવે એ પહેલાં.
એની પડવાની
હકીકત માત્ર હું નોંધું છું
મેં ચીસ સાંભળી ન હતી

કેટલું વ્હેલું અરે જલની લહરનું ભાંગવું ... ... –પ્રિયકાન્ત મણિયાર

તંત્રી : સુરેશ દલાલ
વર્ષ ૯ : અંક ૬ : ઑગસ્ટ, ૧૯૭૬
સળંગ અંક : ૫૪
મુખપૃષ્ઠ–સજાવટ : દિનેશ દલાલ
પ્રિયકાન્ત મણિયારનું 'કૅરિકેચર' 'શિવ'
કવર બે પરનો બ્લૉક 'સમર્પણ'ના સૌજન્યથી

# કવિતા



[દ્વૈમાસિક]



---

સૂચનાઓ : વરસમાં છ અંકો દર બે મહિને વીસમી તારીખે પ્રગટ થાય છે. કૃતિ વિષે જવાબ તથા અસ્વીકૃત કૃતિ પાછી મેળવવા માટે ટિકિટ લગાડેલું કવર બીડવું જરૂરી છે.

લવાજમ : દેશમાં રૂપિયા નવ, પરદેશમાં વીસ, છૂટક નકલનો રૂપિયો દોઢ.

પત્રવ્યવહારનું સરનામું : જન્મભૂમિ ભવન, ઘોઘા સ્ટ્રીટ, કોટ, પોસ્ટ બૉક્સ નં. ૬૨, મુંબઈ-૧

સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક : ધીરુભાઈ દેસાઈ, સ્ટેટ્સ પીપલ પ્રેસ, મુંબઈ-૧

